

આખી દુનિયામાં પ્રખ્યાત સોવિયેત લેખક મક્સીમ ગોર્કીની નવલકથા 'મારાં વિશ્વવિદ્યાલયો'માં તેમની 'બાળપણ', 'મારી તાલીમ'થી પ્રારંભ થયેલી ત્રિઅંકી આત્મકથાનું સમાપન જોવામાં મળે છે.

વાચકને અહીં અલેક્સેઈ પેશકોવ, ભાવિ લેખક મક્સીમ ગોર્કીનાં જીવનનાં આગળનાં પ્રસંગો વિશે માહિતી મળે છે.

...સોળ વર્ષની કિશોરાવસ્થામાં વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ મેળવવાની આશામાં તે કઝાન આવ્યા. પણ આ મોટા, ઘોંઘાટપૂર્ણ, વોલ્ગા કિનારે આવેલા ઝારશાહી રશિયાના આ શહેરમાં તેમને કારીગરનું તનતોડ પરિશ્રમ જ નસીબ થયું.

વિદ્યાર્થીના બાંકડાની જગાએ તેમને મળી એક ઝૂંપડપટ્ટીના રહેવાસી કંગાલની જિંદગી.

અહીં ભાવિ લેખકનો પરિચય કઝાનનાં ક્રાંતિકારી મનોવૃત્તિ ધરાવતાં પ્રથમ બુદ્ધિજીવી વર્તુળો સાથે થયો. ત્યારથી તેમનાંમાં "જીવનની પુનર્ઘટના" કરવાની અને લોકોનાં સુખ માટે સંઘર્ષ કરવાની ઝંખના જન્મી અને વધારે તીવ્ર બની.



'રાદુગા' પ્રકાશન
મોસ્કો

## મક્સીમ ગોર્કી

# મારાં વિશ્વવિદ્યાલયો



'રાદુગા' પ્રકાશન
મોસ્કો



પીપલ્સ બુક હાઉસ
ઢીકાંટા ચાર રસ્તા, રીલીફ રોડ
અમદાવાદ-૩૮૦૦૦૧

અનુવાદ — હસમુખ બારાડી

સજાવટ — આનાતોલી મોઈસેયેવ

**Максим Горький**

МОИ УНИВЕРСИТЕТЫ

*на языке гуджарати*

**Maxim Gorky**

**MY UNIVERSITIES**

***in Gujarati***



Г $\frac{4702010200—457}{035(05)—85}$ 115-85 ISBN 5-05-000134-X

સોવિયેત સંઘમાં મુદ્રિત

તો હું જવાનો હતો કઝાન, ત્યાંના વિશ્વવિદ્યાલયમાં ભણવા—હોં!

વિશ્વવિદ્યાલયમાં ભણવાનો વિચાર હાઈસ્કૂલના એક વિદ્યાર્થીએ મારા મગજમાં ઘુસાડયો હતો. નામ એનું યેવરેઈનોવ, ગમી જાય એવો, દેખાવડો યુવાન, સ્ત્રીઓ જેવી સ્નેહભીની એની આંખો હતી. હું જ્યાં રહેતો હતો એના જ કાતરિયામાં એ રહેતો હતો. કોઈને કોઈ પુસ્તક મારા હાથમાં હોય જ—અને એથી એને મારામાં રસ પડયો. એણે સામેથી મારી ઓળખાણ કરી, ને પછી તો થોડા જ વખતમાં મને કહેવા માંડયો કે "જ્ઞાન પ્રાપ્તિની અસામાન્ય દેન મારામાં છે!"

"વિજ્ઞાનની પ્રગતિ માટે જ તમે આ જનમ ધારણ કર્યો છે!" તેણે કહ્યું, અને પોતાની વાત પર ભાર મૂકવા અદાથી એણે લાંબા વાળ ઉછાળ્યા.

એ વખતે મને હજી એ ભાન નહોતું કે ગમે તેવો નાનો માણસ પણ વિજ્ઞાનની પ્રગતિમાં ફાળો આપી શકે—અને યેવરેઈનોવે તો મને ઠસાવી દીધું કે વિશ્વવિદ્યાલયોમાં તો મારા જેવા જ યુવકોની ખોટ છે. જ્વલંત ઉદાહરણ તરીકે એણે મિખાઈલ લોમોનોસોવની યાદ તાજી કરાવી. યેવરેઈનોવ કહે: કઝાનમાં મારે એની સાથે રહેવાનું, ને આવતી પાનખર અને શિયાળાની ઋતુઓ દરમિયાન મારે હાઈસ્કૂલનો અભ્યાસક્રમ પૂરો કરી નાખવાનો. પછી "આમતેમ થોડી" પરીક્ષાઓ આપી દેવાની. હા, "આમતેમ થોડી" એ જ શબ્દો એણે કહ્યા હતા,—પછી વિશ્વવિદ્યાલય મને છાત્રવૃત્તિ આપશે અને પાંચેક વરસમાં તો હું "વિદ્વાન" બની જઈશ! આખી વાત સાવ સાદીસીધી હતી, કારણ કે યેવરેઈનોવને હજી માંડ ઓગણીસ વરસ થયાં હતાં અને હૃદયનો એ માયાળુ હતો.

હાઈસ્કૂલની પરીક્ષા આપીને એ ગયો, એના બે એક અઠવાડિયા પછી હુંય કઝાન જવા નીકળ્યો.

વિદાય આપતાં નાનીમાએ કહ્યું: "જો, લોકો પર બહુ ચિડાયા ન કરશે. દરેક વાતે તું ચિડચિડ કરે છે. તું નઠોર થતો જાય છે, અને સહેજ વાતમાં નાકનું ઢીમચું ચઢી જાય છે તારું. અદ્દલ તારા નાનાની જેમ! ...હા, ને શું વળ્યું એ બિચારાનું? આખી જિંદગી દળી દળીને ઢાંકણીમાં ઉઘરાવ્યું, ને કર્યો ધબળકો! તું એક વાત મનમાં કોતરી રાખજે: ભગવાન કોઈનો ન્યાય તોળવા બેસતો નથી એ કામનો લહાવો શેતાનને જ મળે છે હોં! ઠીક, આવજે..."

અને પોતાના શામળા કરચલિયાળા ગાલ પરથી આંસુનાં ટીપાં લૂછતા એણે ઉમેર્યું:

"આપણો હવે મોંમેળ નહીં થાય... તારો અજંપો તને ક્યાંય દૂર લઈ જશે, ને હું તો મારા છેલ્લા શ્વાસ લઈશ..."

છેલ્લા થોડા સમયથી મારી એ વહાલી નાનીનો સંગ છૂટતો જતો હતો, એમને મળવાના મોકાય ઓછા થઈ ગયા હતા. પણ આજ અચાનક જાણે મને એ ઝટકો લાગ્યો કે આટલી ઘનિષ્ઠ, અભિન્ન અને હૃદયની નજીક હોય એવી બીજી કોઈ વ્યક્તિને ફરી કદી મળવાનું નહીં બને.

જહાજના પાછલા ભાગમાંથી મેં વળીને જોયું: ઘાટને કિનારે ઊભાં ઊભાં, નાનીમા એક હાથે ક્રૉસની નિશાની કરી રહ્યાં હતાં, બીજે હાથે જૂની જર્જરિત શાલના છેડાથી મોં અને કાળી આંખો લૂછી રહ્યાં હતાં. એ આંખોમાં સમગ્ર માનવજાત પ્રત્યે અમિટ પ્રેમ ઝળહળતો હતો.

હું કઝાન પહોંચ્યો: એ શહેરની અર્ધી વસ્તી તાતાર લોકોની હતી. એક માળના મકાનના નાનકડા ઓરડામાં મારે રહેવાનું હતું. ગરીબોની સાંકડી ગલીને છેડે નાની ટેકરી પર આ એકાકી મકાન આવેલું હતું. એની એક બાજુએ ખાલી ભાગમાં જંગલી ઘાસ ઊગી નીકળ્યું હતું. ક્યારેક ત્યાં કોઈ પાકું બાંધેલું મકાન હશે, જેના અવશેષ આજેય જંગલી ઝાડી-ઝાંખરાં અને ઘોડાના ચારા જેવા ઘાસની વચ્ચેથી દેખાતાં હતાં. આ અવશેષોની નીચે મોટું ભોંયરું હતું, રખડુ કૂતરાઓ ત્યાં રહેતા અને મરતા. આ ભોંયરું મને બરાબર યાદ છે. મારું એક વિશ્વવિદ્યાલય એ પણ હતું.

મા અને બે દીકરા—યેવરેઈનોવનો એટલું પરિવાર માના ટૂંકા નિવૃત્તિવેતન પર નભનું હતું. શરૂઆતના દિવસોમાં જ મને એટલું દેખાઈ આવ્યું કે એ બિચારી સીધીસાદી વિધવા બજારમાંથી રસોઈનો સામાન ખરીદી લાવી મેજ પર મૂકતી, અને ઉદાસ ચહેરે એ મુશ્કેલ પ્રશ્ન વિચારતી: પોતાના સિવાય ઘરના ત્રણ જુવાનજોધ તંદુરસ્ત છોકરાઓનું પેટ ભરવા, આવા સસ્તા માંસના આટલા ટુકડાઓમાંથી સ્વાદિષ્ટ ભોજન કેવી રીતે તૈયાર કરવું?

એ ખૂબ ઓછાબોલી હતી. એની ભૂરી આંખોમાં એક પ્રકારનો નમ્ર અને નિરાશ ભાવ તરી આવતો. બધી તાકાત ખરચાઈ ગઈ હોય એવા ઘોડાની આંખો જેવો — ગાડીને પોતે ટેકરીએ નથી જ ચડાવી શકવાનો એનું ભાન હોવા છતાંય બિચારો એનો ભાર ખેંચતો હોય એવો ઘોડો...

મારા આવ્યાના ત્રણ ચાર દિવસ પછી, એક સવારે હું રસોડામાં એને શાક સમારવામાં મદદ કરી રહ્યો હતો. બન્ને છોકરાઓ હજી સૂતા હતા. ધીમે સાવચેત અવાજે એણે મને પૂછ્યું:

"તમે અહીં શહેરમાં શા માટે આવ્યા છો?"

"ભણવા. વિશ્વવિદ્યાલયમાં."

એનાં નેણ ઊંચા થયા અને નિસ્તેજ કપાળમાં કરચલીઓ પડી; હાથમાંથી છરી લસરીને આંગળીમાં લાગી. એને ચૂસતાં એ ખુરશીમાં બેસી પડી, પણ બીજી જ પળે તીણી ચીસ સાથે ઊભી થઈ ગઈ:

"છી! ઓહ! કમબખ્ત!"

રૂમાલથી આંગળીને બરાબર બાંધી પછી તેણે મારાં વખાણ કરતાં કહ્યું:

"તમને બટાટા છોલતાં સારાં આવડે છે."

બટાટા છોલતાં તો મને આવડે જ ને વળી! જહાજને રસોડે હું એ જ કામ કરતો હતો એ મેં કહ્યું. તેણે પૂછ્યું:

"વિશ્વવિદ્યાલયમાં દાખલ થવા એટલી તૈયારી બસ છે, એમ તમે માનો છો?"

એ દિવસોમાં હું મજાક નહોતો સમજી શકતો. એમના સવાલને ગંભીર ગણી, મેં મારો આખો કાર્યક્રમ એમને સમજાવ્યો કે આટઆટલું કરવાથી એ વિદ્યાના મંદિરના દ્વાર મારા માટે ખુલ્લાં થવાનાં છે.

તેણે નિસાસો મૂક્યો: "ઓહ! નિકોલાઈ... નિકોલાઈ..."

એ જ વખતે નિકોલાઈએ પ્રવેશ કર્યો — અર્ધો ઊંઘમાં, વિખરાયેલા વાળ અને હંમેશની જેમ ખુશમિજાજ.

"મા, આજે પિલ્મેની* બનાવો તો મજા પડે." તેણે કહ્યું.

"હા, મજા પડે," માએ કહ્યું.

પણ પાકવિદ્યાનું મારું જ્ઞાન પ્રદર્શિત કરવા હું બોલી પડયો કે પિલ્મેની માટે સારું માંસ જોઈએ, અને આટલું માંસ ઓછુંય પડે.

આ સાંભળીને વાર્વારા ઇવાનોવ્ના ખૂબ ગુસ્સે થઈ, અને એવુંબધું જેમતેમ મને સંભળાવી દીધું કે મારા કાન લાલ થઈ ગયા, અને જાણે ઉપરના ભાગમાં

---

*પિલ્મેની — માંસ અને લોટ વડે બનેલી એક સાઇબીરિયન વાનગી.

કાન મોટા થયા! અર્ધા ધોયેલા ગાજરના ગુચ્છાને ફેંકતી એ રસોડામાંથી ચાલી ગઈ. નિકોલાઈએ આંખ મારીને મને સમજાવ્યું:

"આજે એ ગુસ્સામાં છે."

રસોડાના બાંકડા પર બેઠક જમાવતાં તેણે મને કહ્યું કે સ્ત્રીઓ સામાન્ય રીતે પુરુષો કરતાં વધારે ચિડાયા કરતી હોય છે. અરે, કદાચ સ્વીટ્ઝરલૅંડના જ એક અગ્રણી વિજ્ઞાનીએ એટલું તો નિરપવાદ સિદ્ધ કરી આપ્યું છે કે સ્ત્રીઓનો તો સ્વભાવ જ એવો કુદરતે ઘડયો છે. કોઈ અંગ્રેજ જહોન સ્ટુઅર્ટ મિલે પણ આ વિષયમાં કંઈક કહ્યું છે, હા!

આ નિકોલાઈને મને જ્ઞાનલાભ આપવાનો બહુ ગમતો, અને તક મળતાં એવી એવી વાતો મારા મગજમાં ઠાંસ્યા કરતો કે જેના વિના જાણે જીવન જ અશક્ય હોય! હું વાતો ઉત્કંઠાથી સાંભળતો—અને જોતજોતામાં તો ફૂકો, લારોશફૂકો અને લારોશજાકલાં મારા મગજમાં એક જ વ્યક્તિ હોય એમ ગુંચવાઈ જતા; અને હું એ ભૂલી જતો કે લાવુઆઝએએ દુમુર્યેનું માથું કાપ્યું હતું કે દુમુર્યેએ લાવુઆઝએનું? પણ આ નેક યુવાન તો નિષ્ઠાપૂર્વક મને માણસ બનાવવામાં લાગી પડયો હતો. એનો એ નિશ્ચય પણ છાતી ઠોકીને મને કહી દેતો. પરંતુ ગંભીરતાથી શિક્ષણમાં માર્ગદર્શન આપવા જેટલો એને સમય અને પરિસ્થિતિ અનુકૂળ નહોતાં. અહમ્ અને યૌવનસુલભ નફિકરાઈને લીધે એને એની માની પરેશાની સમજાતી નહોતી: બે છેડા માંડ કેવી રીતે ભેગા થાય છે. એના નાના ભાઈને તો વળી આ તકલીફોનું જરાય ભાન નહોતું. એ હજી હાઈસ્કૂલમાં ભણતો હતો. મંદ બુદ્ધિ અને ઓછાબોલો હતો. પણ રસોડાના રસાયણ અને અર્થશાસ્ત્રની જટિલ સમસ્યાઓમાં હું તો પહેલેથી પારંગત હતો. પોતાનાં બે પુત્રો અને ચહેરેમ્હોરે તથા વાણીવર્તનમાં અણગમતો મારા જેવો અજાણ્યો યુવક—એમ ત્રણનાં જેમ તેમ કરીને પેટ ભરવા એ સ્ત્રી રોજેરોજ જમીન આસમાન એક કરવા મથતી હતી, એની મને તો બરાબર ખબર હતી. સ્વાભાવિક રીતે જ, આ ઘરનો એકેએક કોળિયો મારે ગળે અટકતો હતો. હું કંઈક કામ શોધવા માંડયો. સવારના પહોરમાં હું નીકળી પડતો, અને બધાંએ જમી લીધું જ હોય એવે વખતે—બપોર સુધી હું પાછો ન આવતો; ત્યાં સુધી હવામાન ખરાબ હોય તો પેલા અવાવરુ મકાનના અવશેષોને ભોંયતળિયે હું બેસી રહેતો. ત્યાં કૂતરાં-બિલાડાંનાં મડદાંની દુર્ગંધ, બહારના ધોધમાર વરસાદ અને પવનના સુસવાટાની વચ્ચે મને સમજાવા માંડયું કે વિશ્વવિદ્યાલયમાં ભણવું એ મારા માટે દીવાસ્વપ્ન છે, એને બદલે હું ઈરાન ભાગી ગયો હોત તોય સારું હતું. ને ત્યારે હું મને શ્વેતલાંબી દાઢીવાળા જાદૂગરના રૂપમાં જોતો! એ જાદૂગર સફરજન જેવડા ઘઉં અને જવના દાણાં અને અધમણ વજનના બટાટા ઉગાડી

શકતો! ફક્ત હું જ નહીં પણ બીજા અનેકોના આ ધરતી પરના આકરા જીવનને સરળ બનાવવા બીજાય ઘણા ઉપકાર એ જાદૂગર કરી શકતો હોય એવીય હું કલ્પના કરતો!

આવી રીતે મને અસામાન્ય સાહસો અને મહાકાર્યો વિશે કલ્પના કરવાની ટેવ પડી ગઈ હતી. એથી મને જિંદગીનાં કપરાં દિવસોમાં બહુ જ આશ્વાસન મળતું... અને આવા દિવસો ઓછા તો નહોતા જ—તેથી હું વધું ને વધું સ્વપ્નોની દુનિયામાં વિહાર કરવા લાગ્યો. હવે મને બીજા કોઈની સહાયની અપેક્ષા નહોતી, તેમ સદ્ભાગ્ય કે તકનીય આશા રહી નહોતી. પરિણામે મારામાં અપરાજેય ઇચ્છાશક્તિ વિકસતી જતી હતી: જીવનમાં જેમજેમ મુશ્કેલીઓ વધતી ગઈ, તેમતેમ આત્મબળ અને સમજણ મારામાં વધવા માંડયાં, નાનપણમાં જ મને એટલું તો સમજાઈ ગયું હતું કે આસપાસના વાતાવરણનો સામનો કરતા કરતા જ માનવી ઘડાય છે.

ભૂખે મરી જવું ન પડે તે માટે હું વોલ્ગાની ગોદીઓમાં ચાલ્યો જતો: ત્યાં પંદરવીસ કોપેક જેટલી મજૂરી સહેલાઈથી મળી જતી. ત્યાં મજૂરો, બેકારો અને ચોર લોકો પડયા પાથર્યા રહેતા. સળગતા અંગારામાં લોઢાનો સળિયો રાખ્યો હોય, એવું મને ત્યાં થઈ આવતું. કારણ રોજેરોજ કંઈ ને કંઈ આકરા, તીખા અનુભવો મને થતા. ત્યાં મને જે જગતનો અનુભવ થયો તેમાં માનવીના નગ્ન સ્વાર્થો અને લાલસાંઓ ખુલ્લેઆમ પ્રગટ થઈ જતાં. એમની જીવન પ્રત્યેની કડવાશ, જગતની એકેએક ચીજ માટેની વ્યંગ્યભરેલી દુશ્મનાવટ અને પોતાની જાત તરફની લાપરવાહી મને ગમતી. મનેય જે કંઈ અનુભવો થયા હતા એને લીધે હું તેમના તરફ ખેંચાયા કરતો, અને એમના કટુ સંસારમાં ગળાડૂબ રહેવાનું મન થયા કરતું. બ્રેટ હાર્ટની વાર્તાઓ અને બીજી જે કેટલીય સસ્તી નવલકથાઓ મેં વાંચી હતી એને લીધે, એમના આ જગતનું મને આકર્ષણ રહ્યા કરતું.

એમાં એક બાશ્કીન હતો. ધંધો એનો ઉઠાવગીરીનો, પણ પહેલાં શિક્ષણ તાલીમશાળામાં એ ભણી ચૂકેલો. જીવનમાં ખૂબ થપાટો ખાધેલો ક્ષયરોગથી પીડાતો એ જબરો વાતોડિયો માણસ હતો. ભરમાવી નાંખતી શૈલીમાં મને કહે:

"તુંય શું છોકરીઓની જેમ શરમાયા કરે છે? કે પછી બેઆબરૂ થવાનો તને ડર લાગ્યા કરે છે? હા, છોકરીઓને આબરૂ ગુમાવવી ન પોસાય, પણ તારા મારા માટે તો એ એક ધૂંસરી જ છે. જો છે ને, બળદ ખૂબ પ્રમાણિક છે—પણ એ તો ઘાસ ખાઈનેય દહાડા પૂરા કરી શકે..."

બેઠી દડીનો, લાલ વાળવાળા આ બાશ્કીનનાં દાઢી મૂછ હંમેશાં સાફ હોય—જાણે કોઈ અભિનેતા! એની સ્ફૂર્તિ અને નાજુક ગતિવિધિ બિલાડીની યાદ આપતી. મારા પ્રત્યે એ વડીલ જેવો વર્તાવ રાખતો—શિખામણ દેવી અને

રક્ષણ કરવું; મારી સુખ સમૃદ્ધિની જ એને કામના રહેતી. આ બુદ્ધિશાળી વ્યક્તિએ કેટલાંય સારાં પુસ્તકો વાંચ્યાં હતાં, જેમાં 'ધ કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટો' એને સૌથી વધુ ગમ્યું હતું. "એ પુસ્તકમાં હૃદયની વાત છે, અને એમાં એક ઉદ્દેશ પણ છે," એ મને કહેતો.

વળી એ ખૂબ લલનાપ્રિય હતો. સ્ત્રીઓ વિષેની ચર્ચામાં એને બહુ મોજ પડતી; વાત કરતાં એના મોંમાંથી સિસકારા નીકળી પડતા, ક્ષયથી કૃશ એનું શરીર કંપી ઊઠતું. એ કંપન મને જોકે અસ્વસ્થ કરી મૂકતું, ઊબકોય આવી જતો; પણ એની વાતો હું રસપૂર્વક સાંભળતો, એની નજાકત મને ગમતી.

"સ્ત્રી, સ્ત્રી", એનો ધ્વનિ લયાન્વિત બની જતો, પીળા ગાલ પર લાલી ધસી આવતી, કાળી આંખો ઉત્સાહથી ચમકી ઊઠતી: "સ્ત્રી માટે હું પ્રાણ પાથરી દઉં, હા! શેતાનની જેમ જ, સ્ત્રીનેય પાપનો ઓછાયો ન નડે. પ્રેમભર્યા જીવનથી વિશેષ આ દુનિયામાં બીજું છેય શું?"

અને આ બાશ્કીન કોઈ વાત માંડે એટલે તો થઈ રહ્યું! વૈશ્યાઓ પ્રત્યેના ભોગવિલાસી પ્રેમ કે એમની વેદનાઓ વિશે અનેક કાવ્યકંડિકાઓ તો સહેજ સહેજમાં રચી નાખતો. વોલ્ગા નદી કાંઠાનાં અનેક નગરોમાં એ લોકજીભે રમ્યા કરતી. આ સુપ્રસિદ્ધ ગીત પણ એનું જ રચેલું હતું:

> હું કદરૂપી, ગરીબ ભોળી
> કંઈ ઠેકાણું નહીં કપડાંનું,
> કોણ હાથ ઝાલે એવીનો,
> કયો મૂરખ તે પરણે એને?

મારે બીજોય એક શુભેચ્છક હતો—ત્રૂસોવ, માલની હેરાફેરી કરવાનું એનું કામ. દેખાવે રૂપાળો ને કપડાંની ભારે ટાપટીપ. એની આંગળીઓ તો વળી કોઈ સંગીતકાર જેવી કોમળ. એડમિરાલ્ટી વિસ્તારમાં એની એક નાની દુકાન—ઉપર બોર્ડ તો માર્યું હતું: 'ઘડિયાળનો કારીગર'—પણ ખરેખર કામ એનું ચોરીનો માલ વેચવાનું જ હતું.

"પેશ્કોવ, તું ચોરીના ધંધામાં ફસાઈ ન પડતો," એ મને કહ્યા કરતો, સફેદ થતી જતી દાઢી પસવારતો અને ધૂર્ત આંખોને નચાવતો: "તારું એ કામ નહીં; ને એ તો તને જોઈને જ કોઈ સમજી જાય. તું આત્માવાળો માણસ છે."

"એ શું વળી—આત્માવાળો, એટલે?"

"એટલે કે ઈર્ષાનું નામ જેનામાં ન હોય! હા, જાણવાનું કુતૂહલ હોય!"

જોકે મારા વિશે એવું એનું માનવું ખોટું હતું. ઈર્ષા તો મને ઘણી વખત અનેક ચીજોની થતી. બાશ્કીનની વાત બહેલાવવાની રીતની, એની વિશિષ્ટ કાવ્યાત્મક શૈલિની, એના અનાયાસ અલંકારો અને ભાવભંગિઓની મને ઈર્ષા થતી જ હતી. ઈશ્કબાજીની એક એની વાર્તાની શરૂઆત મને યાદ આવે છે:

"વાદળઘેરી અંધારી રાતે, સ્વીયાઝ્સ્ક દરિદ્ર નગરની એક ધર્મશાળામાં હું ટૂંટિયું વાળીને બેઠો હતો—ઝાડની બખોલમાં બેઠેલા ઘુવડની જેમ. ઋતુ પાનખરની ને મહિનો ઑક્ટોબર. મંદ ઝરમર વરસાદ પડતો હતો, અને હવાનો સુસવાટો એવો લાગતો હતો, જાણે કોઈ તાતારના દિલને ધક્કો લાગ્યો હોય ત્યારે 'ઓ-ઓ'ના સૂર લંબાવતો એ ગાતો હોય...

...અને ત્યારે એ આવી—પ્રભાતના વાદળ જેવી હલકી ફૂલ અને આંખોમાં સાફદિલીનો છેતરામણો ભાવ. અવાજમાં સત્યના રણકા સાથે એ કહે: 'પ્રિય, મેં તારી કોઈ વંચના કરી નથી.' મને ખબર હતી એ જુઠ્ઠું બોલતી હતી, ને તોય મેં એનામાં વિશ્વાસ રાખ્યો. મારું મન કહેતું હતું કે એ અસત્ય છે, ને તોય મારું હૃદય એ માનવા તૈયાર નહોતું!.."

આ બોલતી વખતે એની આંખો અર્ધી બિડાઈ જતી, શરીર કોઈ લયમાં ઝૂમતું, અને એના હાથ હૃદય ઉપર છાતીને વારંવાર અડકવા ધીમેથી ઊંચાનીચા થતા...

એનો અવાજ નીરસ અને કંટાળાજનક હતો, પણ શબ્દો જીવંત બનતા—જાણે એમાં કોઈ બુલબુલ ટહુક્યા કરતી.

મને તો આ ત્રૂસોવની પણ ઈર્ષા થતી; સાઈબીરિયા, ખીવા, અને બુખારા વિશે એ એવી એવી રંગીન ઢબે વાતો કરતો કે મતિ મુંઝાઈ જાય. રસ પડે ને કટાક્ષ પણ ભળે એવી રીતે ધર્મગુરુઓ વિશે હાસ્યાસ્પદ વાતો એ સંભળાવતો. એક વખત મહારાજા અલેક્સાન્દર ત્રીજા વિશે રહસ્ય ખોલતો હોય તેમ તેણે કહ્યું:

"આ રાજા—પોતાના કામમાં ભારે ઉસ્તાદ છે, હોં!"

મને થતું: આ ત્રૂસોવ એવા ખલનાયકો જેવો છે, જે નવલકથાના અંતે પહોંચતાં વાચકોને ભલે આશ્ચર્ય થાય, પણ એ ઉદાત્ત નાયકો તરીકે બહાર આવતા હોય છે...

ક્યારેક રાતે ઉકળાટ હોય ત્યારે આ મંડળી નાનકડી કઝાન્કા નદીને સામે કાંઠે મેદાનોમાં પહોંચી જતી. ત્યાં ઝાડીઓમાં બેસીને તેઓ ખાણી પીણી કરી કંઈક ટોળું કરતા—ઘણી વખત તો જીવનની જટિલતા અને માનવ સંબંધોની ચિત્રવિચિત્ર ગૂંચવણોની વાતો કરતા. એમાં સ્ત્રીઓ સૌથી વધુ ચમકતી. એમની

એ વાતોમાં સ્ત્રીઓ વિશે દ્વેષ અથવા ઉદાસીનો ભાર રહેતો — હૃદયદ્રાવક, અને ક્યારેક ક્યારેક એમાં એવો ભાવ પણ આવતો જાણે અંધારા ખૂણા ફંફોસતાં અજાણી અમંગલ વાતો બહાર નીકળી આવશે... નિસ્તેજ તારા જડિત આકાશ નીચે બેઠાં મેંય એમની સાથે બેત્રણ રાતો કાઢી હતી. ઊંચા, ઘટ્ટ વૃક્ષો વચ્ચેના ગરમાવામાં અમે બેસી રહેતા. વોલ્ગા નદી નજીક હતી એટલે એનો ભેજ અનુભવાતો. ઘોર અંધકારમાં નદીનાં વહાણોના ફાનસો ચોતરફ સોનેરી ઝગમગતો પ્રકાશ રેલાવતા દેખાતા. પર્વતાળ કિનારાના એક છેડેથી બીજા છેડા સુધી, સમૃદ્ધ ઉસ્લોન ગામનાં મકાનો અને દારૂખાનાની બારીઓમાં થરકતી અગ્નિ જ્વાળાઓ નજરે ચડતી. નદીમાં જહાજોનાં પૈડાંઓ એકધારાં પછડાતાં સંભળાતાં. મછવાઓની કતાર પસાર થતી અને એના હંકારનારાઓનો ભારે અવાજ એવો લાગતો જાણે સુમસાન જંગલમાં વરુ ઘૂરકી રહ્યાં હોય. ક્યાંકથી લોઢું ટીપતા હથોડા સંભળાતા. વળી ક્યાંક દૂરથી વિષાદી સૂર કાને પડે — કોઈના આત્માની વેદના પોકારી ઊઠે. એને સાંભળી અમારાં હૈયાં પણ ઉદાસ થઈ જતાં.

અને એથી વધુ ગમગીની તો અમારા સાથીદારોની ગુસપુસ વાતોથી થઈ આવતી, જીવનની ગૂંચવણો ઉકેલવા મથતી એકેએક વ્યક્તિ પોતાનું દિલ ખોલવા બેસી જતી; પણ બીજાની વાત જાણે ભાગ્યે જ કાને ધરાતી. ઘટ્ટ વૃક્ષોને છાંયે બેઠાં બેઠાં બધાં સિગરેટો ફૂંકતાં અને ક્યારેક તો વોદકા અને બિયરનો વારોય આવી જતો. પછી સ્મૃતિપટ પર ઊપસી આવતી ભૂતકાળની અનેક તસ્વીરો...

રાત્રિના અંધારાના ભારથી ધરતીમાં ધરબાયો હોય એમ કોઈ વાત માંડતો: "સાંભળ, આવી છે મારી આપવીતી!"

અને જ્યારે એ પૂરી થતી ત્યારે બીજા એમાં હોંકારો ભણતા:

"હા, બને, ભાઈ, એવુંય બને. એવુંય ઘણું બધું બની શકે..."

બધાંનાં મોંમાંથી સાંભળવા મળતું: "મને આવું વીત્યું છે", "એવુંય વીતે", "એવુંય વીતી શકે!" મારા કાનમાં એ બધું ગૂંજ્યા કરતું, અને મને થતું કે આજની આ રાતે તેઓ જિંદગીની છેલ્લી ઘડીઓ જાણે ગણી રહ્યા છે. બધું ક્યારનુંય "વીતી" ચૂક્યું છે, હવે કંઈ વધારે વીતી શકે એમ નથી.

આ લાગણીઓને લીધે બાશ્કીન અને ત્રૂસોવથી મારું મન ઉચાટ અનુભવવા માંડતું. ને તોય એમનું મને સતત આકર્ષણ રહેતું. મેં જે કંઈ અનુભવ્યું હતું એને લીધેય સ્વાભાવિક રીતે ખુદ હું એમનું અનુસરણ કરત. જીવનમાં આગળ આવવાની, શિક્ષણ મેળવવાની મારી અવમાનિત આશાઓ પણ મને એમનો મારગ લેવા પ્રેર્યા કરતી. ભૂખ, કટુતા અને નિરાશાના સમયે મને થતું કે "માલિકીનો પવિત્ર નિયમ" તો શું, કોઈ પણ નિયમભંગ કરવામાં અપરાધ

ચનો નથી, પરંતુ યૌવન સુલભ રંગદર્શિતાને લીધે વિધિનિશ્ચિત માર્ગ છોડયો નહીં. બ્રેટ હાર્ટના માનવતાભર્યાં પુસ્તકો અને અન્ય સસ્તી નવલકથાઓ ઉપરાંત મેં કેટલાંય ગંભીર પુસ્તકો વાંચી નાંખ્યાં હતાં. એને લીધે કેટલાંય બીજાં અરમાનો જાગ્યાં હતાં: એ અરમાનો અને આદર્શો હજી અસ્પષ્ટ ધૂંધળાં ભલે હતાં—પણ મારી આજુબાજુ દેખાતી વસ્તુઓ કરતાં એ નિ:શંક વધારે મહત્ત્વપૂર્ણ હતાં...

આ બધાંની સાથોસાથ, જુદા જ પ્રકારના લોકો સાથે મારો પરિચય થવા માંડયો હતો અને નવી નવી છાપો મારામાં અંકિત થવા માંડી હતી. યેવરેઈનોવના મકાનની બાજુના ખુલ્લા મેદાનમાં એક વખત હાઈસ્કલના વિદ્યાર્થીઓ "ગોરોદ્કી"* રમવા ભેગા થયા. એમાંથી ગૂરીય પ્લેતન્યોવ નામનો વિદ્યાર્થી મને બહુ ગમ્યો. ગૂરીય સહેજ શામળો નવયુવાન હતો, વાળ એના જાપાની લોકો જેવા ઘેરા નીલા, અને મોં ઉપર કાળા ડાઘા, જાણે કોઈએ દારૂગોળો એના મોંએ ન ઘસ્યો હોય. ભારે હસમુખો, અચ્છો ખેલાડી અને વાતોમાં રમૂજી—એવા અનેક પ્રકારના ગુણો એનામાં હતા. અને લગભગ સઘળા મેધાવી રૂસી લોકોની જેમ એને કુદરતે દીધા એ ગુણોથી સંતોષ થઈ ગયો હતો. એને એ કુદરતી બક્ષિસોનો વિકાસ કરવાની કે મજબૂત કરવાની ઈચ્છા પડી નહોતી. સંગીતનો એ જબરો શોખીન હતો. અને એની નજાકત સમજવા જેટલી સંવેદનશીલ એની શ્રવણેન્દ્રિય હતી; ગુસલી, બાલાલાઈકા અને એકોર્ડીયન જેવા વાદ્યો એ ખૂબ સારી રીતે વગાડી જાણતો; ને તે છતાં બીજાં સારાં અને જટિલ વાદ્યો શિખવા એ પ્રયત્ન જ નહોતો કરતો. એ ખૂબ ગરીબ હતો, કપડાંય સાવ સામાન્ય પ્રકારનાં પહેરતો—ફાટલું, કરચલી પડેલું ખમીસ, થીંગડા મારેલું પાટલૂન અને ઘસાઈ ગયેલા જોડા. પરંતુ કસાયેલા દેહ, એની મનમોજી, રંગીન રીતભાવ અને સ્ફૂર્તિભર્યાં વર્તન સાથે એના પહેરવેશનો મેળ સારો બેસતો હતો.

એની હાલત જોઈને કોઈને થાય કે લાંબી કષ્ટદાયી બિમારીમાંથી હમણાં એ બેઠો થયો છે કે પછી હજુ ગઈ કાલે જ જેલમાંથી છૂટયો છે. જિંદગીમાં જે કંઈ પણ આવી મળતું એ એને મન અવનવીન અને ગમતું બની રહેતું. કોઈ પણ ચીજ વિશે એ આનંદથી ગોકીરો કરવા બેસી જતો. એણે આ જગતમાં જીવનનો રસ માણવા જ જાણે જનમ લીધો હતો.

મારી મુશ્કેલીઓ અને વિલક્ષણ જીવન વિશે જાણીને એણે મને એની સાથે રહેવા જવા અને ગામડામાં શિક્ષક બનવાની તૈયારી કરવા કહ્યું. અને એ રીતે

---

*ગોરોદ્કી—ગિલ્લી ડંડાને મળતી આવે એવી એક રમત.

"મરૂસોવ્કા"ની એ અજબ મનોરંજક ઝૌંપડપટ્ટીમાં હું રહેવા ગયો. કઝાનમાં રહીને ભણેલા વિદ્યાર્થીઓની અનેક પેઢીઓને આ "મરૂસોવ્કા"નો કદાચ અનુભવ હશે. રિબ્નોર્યાદ્સ્કાયા માર્ગ પરનું એ સાવ જર્જરિત મકાન હતું; અર્ધાભૂખ્યા વિદ્યાર્થીઓ, વેશ્યાઓ અને જીવનની બાજી હારી ચૂકેલા અનેક કંગાળ લોકોએ એ મકાનને એના માલિક પાસેથી જાણે જબરદસ્તીથી કબજે કરી લીધું હોય એવું લાગ્યા કરતું. એના કાતરિયાની સીડી નીચે એણે પલંગ રાખ્યો હતો, અને એ "ખંડ"ને છેડે બારી પાસે મેજ-ખુરશી હતાં. આ સિવાય બધું ખાલીખમ. આ ખંડમાં ત્રણ ઓરડાનાં બારણાં પડતાં—એમાંથી બેમાં તો વેશ્યાઓ રહેતી હતી. ત્રીજા ઓરડામાં પાદરીઓની તાલીમશાળાનો ભૂતપૂર્વ વિદ્યાર્થી, ક્ષયરોગી એક ગણિતશાસ્ત્રી રહેતો હતો. એ લાંબો, પાતળો માણસ દેખાવમાં ભયાનક લાગતો; એનો ચહેરો કડક લાલ રૂંછાથી ઢંકાઈ ગયેલો દેખાતો; અને ચીંથરેહાલ કપડામાં જેમ તેમ કરીને શરીર ઢાંકતો. કપડાંના અસંખ્ય કાણાંમાંથી એની ભૂરી ચામડી અને ભયાનક હાડકાંપાંસળાંય છતાં થઈ જતાં...

આખો દિવસ એ બસ નખ ચાવ્યા કરતો, લોહી નીકળી આવે ત્યાં સુધી એમાં દાંત પેસાડયા કરતો. દિવસરાત કંઈને કંઈ ગણત્રી કરતો અને નકશા બનાવ્યા કરતો. એની સાથે હોય સતત જોરજોરથી ખોં ખોં કરતી સૂકી ખાંસી. પેલી વેશ્યાઓ એને ગાંડો ગણતી અને એનાથી ડર્યા કરતી; પણ દયા ખાઈને એને દરવાજે રોટી, ચા અને ખાંડ મૂકી રાખતી. થાકેલા ઘોડાની જેમ હાંફતો એ બારણું ખોલીને પેલી બધી વસ્તુઓ લઈ જતો. વેશ્યાઓ જો ભૂલી જતી કે ક્યારેક એનો લાગો ન આપી શકતી, તો બારણે આવીને પેલો જોરથી ચીસો પાડતો:

"રોટી..."

ગાંડા માણસનો ઉન્માદ અને કોઈ મહાનતાના ભાનના ગર્વથી એની આંખો—ઊંડા કાળા કાણાંમાં ધસી ગઈ હતી છતાં—ચમક્યા કરતી. ક્યારેક ક્યારેક એને એક વિલક્ષણ માણસ મળવા આવતો—બેઠી દડીનો, કૂબડો, વાંકા પગ, સફેદ વાળ, ફૂલી ગયેલું નાક, ઉપર જાડા ચશ્મા, પીળું ફૂલેલું મોં અને લુચ્ચું હાસ્ય. અંદરથી બારણું બંધ કરીને કલાકો સુધી એ જુગલજોડી મૂંગીમંતર બેસી રહેતી, એના ઓરડામાં જાણે અસ્વાભાવિક સન્નાટો વ્યાપી રહેતો. પણ એક વખત મોડી રાતે પેલા ગણિતશાસ્ત્રીની ભારે ક્રોધની ગર્જનાથી હું જાગી પડયો:

"અને હું કહું છું કે ભૂમિતિ એટલે કેદ—એક પિંજરું—હા—એક પ્રકારનું ઉંદરિયું—કેદ, કહું છું ને, કેદ!"

પેલો કૂબડો માણસ ખૂબ તીણું હસતો, અને મને બરાબર સંભળાયો નહીં

એવો અજબ શબ્દ વારંવાર બોલતો રહ્યો. પછી અચાનક ગણિતશાસ્ત્રીની ચીસ સંભળાઈ:

"જહન્નમમાં જા, નીકળ અહીંથી"...

કૂબડો માણસ જલ્દી જલ્દી પોતાનો પહોળો ઓવરકોટ સંભાળતો બહાર નીકળ્યો. એનાય ગુસ્સાનો પાર નહોતો. પાછળ બારણે દેખાયો ગણિતશાસ્ત્રી—ઊંચો, ભયાનક વેશ અને વિખરાયેલા વાળ ખેંચતો. એણે શ્વાસભેર ચીસ પાડી:

"તારો એ યુકલીડ ગધેડો છે! મૂરખ છે!.. એ ગ્રીક કરતાં ભગવાનમાં વધારે બુદ્ધિ છે એ હું સાબિત કરી આપું તને!"

આટલું કહીને અંદર જતાં એણે એટલા જોરથી બારણું પછાડ્યું કે એના ધક્કાથી ઓરડામાં કોઈ વસ્તુ જમીન પર અથડાતી દડી પડી...

મને થોડા વખતમાં જ ખબર પડી કે આ માણસ ઉચ્ચ ગણિતના આંકડા માંડીને ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા મથતો હતો. જોકે એને એ સિદ્ધિ હાંસલ થાય એ પહેલાં જ ઈશ્વરે એને પોતાની પાસે બોલાવી લીધો.

પ્લેત્યોવ એક અખબારની મુદ્રણ કચેરીમાં પ્રૂફ વાચક તરીકે રાતપાળી કરતો હતો. એક રાતનું એનું મહેનતાણું અગિયાર કોપેક મળતું. મને જે દિવસે મજૂરી ન મળતી તે દિવસે એની કમાણીમાંથી ચાર પાઉન્ડ પાઉં, બે કોપેકની ચા અને ત્રણ કોપેકની ખાંડમાં દિવસ ખેંચી કાઢવો પડતો. અને ભણવામાંથી હું ઊંચો ન આવતો તેથી મજૂરી કરવા નીકળવાનો મને ભાગ્યે જ વખત મળતો. ભણવામાં જ મારે ખૂબ મહેનત કરવી પડતી. ખાસ કરીને વ્યાકરણનું વિજ્ઞાન મને બહુ અઘરું લાગતું. એના સંકીર્ણ, જરીપુરાણા, કઠોર નિયમો અને રૂપોમાં જીવતી જાગતી બહુરૂપી રૂસી ભાષાને બાંધવી એ સહેલું કામ નહોતું. જોકે થોડા વખતમાં જ અમને ભાન થયું કે ગામડામાં શિક્ષક બનવાની તાલીમ મેં "ખૂબ વહેલી" શરૂ કરી દીધી છે, અને હું એની પરીક્ષામાં સફળ થઈ જાઉં તોય મને નોકરી તો ન જ મળે, કારણ કે શિક્ષક બનવા માટે મારી ઉંમર ઓછી પડે છે.

હું અને પ્લેત્યોવ એક જ પલંગ ઉપર વારાફરતી સૂતા—એ દિવસે અને હું રાતે. આખી રાત કામ કરીને થાકીને લોથપોથ—ફૂલેલું મોં અને લાલચોળ આંખો કરીને—એ વહેલી સવારે પાછો આવતો. હું તુરત જ ઊઠીને બાજુના ચાયખાનામાંથી ગરમ પાણી લઈ આવતો, કારણ કે અમારી પાસે સમોવાર નહોતો. પછી અમે બન્ને બારી પાસે ટેબલે બેસીને ચા અને પાંઉનો અમારો નાસ્તો કરતા. ગૂરીય મને સવારના અખબારી સમાચારો અને "લાલ ડોમિનો" તખલ્લુસથી કૉલમ ઢસડતા કોઈ દારૂડિયા કવિની તાજી મજાકી કવિતાઓ સંભળાવતો. જિંદગીની કઠણાઈઓ પ્રત્યેની ગૂરીયની આવી મસ્તીભરી

બેફિકરાઈથી મને અચંબો થતો. જિંદગી પ્રત્યે એનું વલણ પેલી જાડા મોંવાળી ગાલ્કિના પ્રત્યેના એના વલણ જેવું જ હતું. આ ગાલ્કિના સ્ત્રીઓના જૂનાં પરિધાનોના ખરીદવેચાણનો ધંધો કરતી અને આમ તેમથી લગ્નના માગાઓ લાવતી.

એ જ સ્ત્રીએ સીડી નીચેની આ જગ્યા ગૂરીયને રહેવા માટે આપી હતી. આવા "ખંડ"ના ભાડા પેટે ચૂકવવાના પૈસા તો એની પાસે હતા નહીં, એટલે એને નવી નવી રમૂજો, એકોર્ડીયનનું સંગીત અને હૃદય સ્પર્શી ગીતો એ સંભળાવતો—ઊંચે અવાજે અને ચમકતી આંખો નચાવીને. ગાલ્કિનાએ યુવાનીમાં ઓપેરા ગીતમંડળીમાં કામ કર્યું હતું, અને ગીતની ધૂનની એને કદર હતી. અનેક વાર એની આંખોમાંથી આંસુ દડી પડતાં. દારૂ અને અતિ ભોજનને લીધે ફૂલી ગયેલા ગાલ ઉપર એની નિર્લજ્જ આંખોમાંથી આંસુના ટીપાં પડતાં, ગાલ્કિના જાડી આંગળીઓથી એ લૂછતી, અને પછી મેલા રૂમાલથી પોતાની આંગળીઓ સાફ કરતી.

ગાલ્કિના ઊંડો નિસાસો મૂકતાં કહેતી: "તેં ભારે કમાલની સિદ્ધિ હાંસલ કરી છે. તું સાચો કલાકાર છે. તું જો થોડોક વધારે રૂપાળો હોત તો મેં તારું ક્યાંક ગોઠવી આપ્યું હોત. મેં કેટલાય સારા યુવાનોનું એવી સ્ત્રીઓ સાથે બેસાડી આપ્યું છે કે જેમને એકલવાયી જિંદગી આકરી થઈ પડી હોય!"

અને એવો એક "યુવાન" અમારી ઉપરના જ કાતરિયામાં રહેતો હતો. એ વિદ્યાર્થી હતો—એના પિતા રૂંવાટીદાર ચામડાના વેપારીના સહાયક તરીકે કામ કરતા હતા. મધ્યમ કદના આ યુવાનની છાતી પહોળી અને કૂલા ખૂબ અસામાન્ય રીતે ચપટા હતા. એક ખૂણે કપાયેલા પણ બીજા ખૂણે ઊભા કરેલા ત્રિકોણ જેવો એ લાગતો. એના પગ સ્ત્રીઓ જેવા નાનકડા હતા. ખભાઓની વચ્ચે ધૂસી ગયેલું એનું માથું પણ નાનું હતું; ઉપર સીધા અને લાલ ચળકતા વાળની જાણે ટોપી પહેરી હોય એવું લાગતું. એના સફેદ રક્તહીન ચહેરામાં એની લીલી મેલી આંખો ઘૂર્યા કરતી દેખાતી.

પોતાના પિતાની ઇચ્છા વિરુદ્ધ અગણિત તકલીફોનો સામનો કરી, રઝળતા કૂતરાની જેમ માંડ માંડ પેટ ભરીને એણે હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરી, વિશ્વવિદ્યાલયની પરીક્ષા પાસ કરી લીધી હતી. પણ આ બધા પછી એની આંખ ઉઘડી કે એનો કંઠ મધુર છે... અને એને સંગીત શીખવાની તમન્ના થઈ આવી.

ગાલ્કિનાએ સંગીત શીખવાની એની લગનનો લાભ લઈ એક સ્ત્રી સાથે એનું ગોઠવી દીધું. એ ચાલીસ વરસની સ્ત્રી ધનિક વેપારી કુટુંબની હતી. એનાં પુત્ર વિશ્વવિદ્યાલયના ત્રીજા વર્ષમાં અને પુત્રી હાઈસ્કૂલના છેલ્લા વરસમાં

ભગુતાં હતાં. એના શરીરનું માળખું આખું વિચિત્ર હતું—માંદલી, દૂબળી, સપાટ છાતી, સિપાઈની જેમ ટટ્ટાર ચાલતી, મઠવાસિની જેવો લાગણીહીન તંગ ચહેરો અને મોટી રાખોડી આંખો કાળા ઊંડા કાણાંઓમાં છુપાઈ ગઈ હતી. એ હંમેશા કાળો પોશાક પહેરતી, માથે જૂની ઢબનો રેશમી રૂમાલ બાંધતી; અને કાનમાં લટકણિયાં પહેરતી, જેમાં ઝેર જેવા લીલા રંગના હીરા જડેલા હતા.

આ સ્ત્રી ઘણી વખત મોડી રાતે કે વહેલી સવારે પોતાના વિદ્યાર્થીયારને મળવા આવતી. હું ઘણી વખત એને આવતી જોતો: ફાટક કૂદીને એ દૃઢતાપૂર્વક પ્રાંગણ પાર કરતી. એની મુખરેખા ભયજનક રીતે તંગ ખેંચાયેલી રહેતી અને હોઠ એટલા દબાયેલા કે દેખાય જ નહીં. ખુલ્લી આંખોમાં નિરાશાની વ્યથા અને દૃષ્ટિ સીધી સામે—પણ જાણે એવી રીતે મંડાયેલી કે એને કંઈ દેખાતું ન હોય. એને કદરૂપી તો ન જ ગણી શકાય, પણ માનસિક તંગદિલીને લીધે એની મુખાકૃતિ વિકૃત લાગતી હતી, એણે જાણે ક્રૂર બનીને પોતાના અંગોને વિકૃત કરી નાખ્યાં હતાં.

એને જોઈને પ્લેત્ન્યોવ બોલી પડતો: "જો તો પેલી સાવ પાગલ જેવી લાગે છે."

પેલા વિદ્યાર્થીને એ ગમતી નહોતી, અને એના પંજામાંથી છટકવા એ મથ્યા કરતો. પણ પેલી એનો પીછો નહોતી છોડતી—જાણે કોઈ જાસૂસ કે પછી લોહીચૂસ લેણદાર પાછળ પડયો ન હોય.

થોડો દારૂ પેટમાં પડયા પછી એ કહેતો: "મારું બધું લૂંટાઈ ગયું. મારે હવે આ સંગીતનું શું કામ છે? મારો આ થોબડો અને શરીરનું માળખું જોઈને મને કોઈ રંગમંચની નજીકેય ફરકવા નહીં દે."

પ્લેત્ન્યોવ એને સલાહ આપતો:

"હજીય મૂકી દે ને એની પૈડ!"

"મને ખબર છે. પણ મને પેલીની દયા આવે છે. હા, એ મને દીઠીય ગમતી નથી, ને તોય દયા આવી જાય છે. તમને જો ખબર હોત કે એ બિચારી કેટલી બધી..."

અમને ખબર હતી. રાતે સીડી પર ઊભી ઊભી એ જે રીતે આ વિદ્યાર્થીને વિનવણી કરતી એ અમે સાંભળી હતી:

"ભગવાનને ખાતર સાંભળ, વહાલા! ભગવાનને ખાતર..."

એક મોટા કારખાનાની એ માલકણ હતી; ઉપરાંત શહેરમાં એનાં કેટલાંય મકાન હતાં, ઘોડા હતા. નર્સોની તાલીમની શાળામાં એણે હજારો રૂબલ દાનમાં દીધા હતા. પણ પ્રેમની દયા માગવા એ સાવ ભિખારણ બની જતી હતી.

સવારે નાસ્તો પતાવી પ્લેત્યોવ સૂઈ જતો, અને હું મજૂરીની શોધમા નીકળી પડતો. હું છેક સાંજે, એને છાપખાને નોકરીએ જવાનો વખત થાય ત્યારે, પાછો આવતો. હું જો કંઈ ખાવાનું લાવ્યો હોઉં—પાંઉ, સોસેજ કે ક્યારેક ઉકાળેલાં માંસના ટુકડા તો અમે એને અર્ધે ભાગે વહેંચી લેતા. એ પોતાના અર્ધા ભાગનું ભાતું નોકરીએ લઈ જતો.

એના ગયા પછી હું આ "મરૂસોવ્કા"ના ખંડો અને ગલીઓમાં રખડતો, અને મારા માટે સાવ નવા અજાણ્યા એ લોકોના જીવનનું નિરીક્ષણ શરૂ કરી દેતો. આ મકાનમાં રહેનારાઓનો કંઈ પાર નહોતો—કીડિયારું જ સમજી લો ને. એમાં ચારેકોરથી અજબ પ્રકારની ખાટી તીખી દુર્ગંધ આવ્યા કરતી; એમાં એવાય અંધારિયા ખૂણા હતા જેમાં ખતરનાક પડછાયાઓ પડતા ભાસતા. વહેલી સવારથી મોડી રાત સુધી આ મકાનમાં કંઈ ને કંઈ રીતે જીવન ધબક્યા કરતું: દરજણોના સિલાઈ યંત્રોનો ખરરર અવાજ, ઓપેરામંડળીની ગાયિકાઓનાં ગીતો, કાતરિયાના વિદ્યાર્થીનો મધુરકંઠી આલાપ, એક દારૂડિયા અને અર્ધપાગલ અદાકારનો ઉચ્ચસ્વરી પ્રલાપ, અને નશાબાજ વેશ્યાઓની આવેશભરી ચીસો. આ બધું જોઈને મારા મનમાં, સ્વાભાવિક લાગતો પણ ઉત્તરહીન, પ્રશ્ન ખડો થતો:

"આ બધું શા માટે? શા માટે?"

આ મકાનમાં ભૂખે મરતાં એ બધા યુવાનોની વચ્ચે એક વ્યક્તિ નિરુદ્દેશ આંટા મારતી દેખાતી: એના માથામાં વચ્ચે ટાલ અને ચારે બાજુએ લાલરંગના વાળ હતા. એને મોટી ફાંદ અને લાકડી જેવા પગ હતા. એના મોટા મોં ઉપર જડબું આગળ ધસી આવેલું જણાતું, ઘોડા જેવા પીળા દાંતની હાર પણ દેખાઈ આવતી. આ દાંતને લીધે જ બધાંએ એનું નામ "લાલ ઘોડો" પાડ્યું હતું. સિમ્બીર્સ્કમાં એના કોઈ વેપારી સંબંધીઓ રહેતા હતા, અને આજ ત્રણ વરસથી એ એમની સામે અદાલતમાં લડી રહ્યો હતો. એને જો કોઈ સાંભળવા તૈયાર હોય તો એ કહેતો:

"મારે લાંબું જીવવું નથી, પણ એમને તો હું બરબાદ કરીને જ જંપીશ. કંઈ રહેવા ન દઉં એમની પાસે. એમને ભિખારી ન બનાવું તો મારું નામ બદલી નાંખજો. બરાબર ત્રણ વરસ એમને રસ્તે રઝળતાં જોયા પછી, અદાલતને આંગણે જીતેલી બધી મિલ્કત એમને પાછી સોંપી દઈશ, ને કહીશ કે 'લો, ગધેડાઓ! છઠ્ઠીનું ધાવણ યાદ કરાવ્યું ને મેં?..' હા, એવું જ કરવાનો છું."

લોકો એને પૂછતા: "ઘોડા, તારા જીવનનું આ ધ્યેય છે?.."

અને એ ઉત્તર દેતો:

"મેં ગાંઠ વાળી છે બરાબર. આ કામ પૂરું ન થાય, ત્યાં સુધી મને જંપ વળવાનો નથી."

દિવસ આખો એ જીલ્લા કે ઉચ્ચ ન્યાયાલયો અને પોતાના વકીલની કચેરીના પગથિયાં ઘસ્યા કરતો. ઘણી વખત સાંજે એ સ્લેજ ગાડીમાં બેસી ઘરે પાછો આવતો; કોથળીઓ, પડીકાં અને બાટલીઓ લાવતો. અને પછી પોતાના ગંદા ઓરડામાં મિજબાની ગોઠવતો. એના આ ઓરડાની છત નમી પડેલી હતી અને ફર્શ ઊંચી નીચી હતી; પણ વિદ્યાર્થીઓ, દરજણો અને પેટ ભરીને ખાવા કે દારૂ પીવા ઇચ્છતું કોઈ પણ એની એ મિજબાનીઓમાં આવી શકતું. છૂટે હાથે ખાવાપીવાનું અને ગોકીરો મનફાવે એટલો કરવાની એમાં છૂટ હતી. "લાલ ઘોડો" માત્ર રમ પીતો. એના લાલચટક ડાઘા એના પોશાક, ટેબલ, કપડાં અને ફર્શ ઉપર જામી ગયા હતા. થોડો ઢીંચ્યા પછી એની ચીસો શરૂ થતી:

"મારા વહાલા પંખીડાંઓ: તમે બધાં મને ખૂબ ગમો છો; વ્હાલાં લાગો છો. બધાં પ્રમાણિક લોકો છો તમે. ને હું તો દુષ્ટ બદમાશ છું—મિથ્યાચારી, દંભી. હું મારા જ સબંધીઓની ઘોર ખોદવામાં પડયો છું; પણ એમને મારે પાઠ તો ભણાવવો જ છે, હા! મારે જીવવું નથી લાંબું, પણ..."

આવું બોલતાં એની આંખો વિષાદમાં મિંચાઈ જતી લાગતી, આંસુ એના અજબ કદરૂપા મોં ઉપરથી સરવા લાગતા. હથેળી પરથી ગાલ પરના આંસુ લૂછીને ગોઠણે એ હથેળી ઘસતો. એના પાટલૂને તો કેટલાય ચીકણા ડાઘા લાગેલા જ હોય.

"અરે, તમે લોકો કેવી જિંદગી જીવો છો?" એ બૂમ પાડી ઊઠતો: "પેટ પૂરતું ખાવા ન મળે, ઠંડીમાં રક્ષણ મેળવવા પૂરાં કપડાં ન મળે—શરીર પર, જુઓને, ચીંથરાં લટકે છે! આ કંઈ ઠીક કહેવાય? આ રીતે જીવતાં તમે લોકો ભણીય શું શકો? આપણા ઝાર મહારાજાને તમારા આવા જીવનનો જો ખ્યાલ હોત..."

આટલું કહીને એ ખીસ્સામાંથી ચળકતા કાગળોની થપ્પી કાઢતો અને કહેતો:

"કોને રૂબલ જોઈએ છે? લો—આ રહ્યા—ભાઈઓ, લઈ લો, જોઈએ એટલા!"

ગાયક મંડળીની છોકરીઓ અને દરજણો રૂબલની નોટો પર તૂટી પડતી, વાળના ગુચ્છાવાળી એની મુઠ્ઠીમાંથી નોટો ખેંચવા માંડતી. પણ બધાને આઘાં કરતો એ કહેતો:

"ના, ના. તમારા માટે નહીં, આ તો પેલા વિદ્યાર્થીઓ માટે છે."

પરંતુ વિદ્યાર્થીઓ એને હાથ ન લગાડતા.

ચામડાના વેપારીના સહાયકનો પુત્ર તો ગુસ્સામાં બરાડતો:

"જહન્નમમાં જાય તારા રૂબલ!"

એક વખત ખૂબ દારૂ ઢીંચ્યા પછી એ દસદસ રૂબલની નોટોનું બંડલ લઈને પ્લેત્ન્યોવ પાસે આવ્યો હતો. નોટોને વાળીને એણે દડા જેવી કરી નાંખી હતી. એણે ટેબલ ઉપર એને ફેંકતાં કહ્યું:

"તારે જોઈએ છે? લઈ લે. મારે એની જરૂર નથી."

એ અમારા પલંગ ઉપર ઢળી પડયો, અને એટલા જોરથી ડૂસકાં ભરવા અને રડવા માંડયો, કે અમારે એના મોં ઉપર પાણી છાંટવું પડયું, અને પરાણે પાણી પિવડાવવું પડયું. એ સૂઈ ગયો એટલે પ્લેત્ન્યોવ રૂબલની નોટોને ઠીક કરવા માંડયો. પણ એ એટલી બધી ચોંટી ગઈ હતી કે એને પાણીમાં સારી રીતે પલાળવી પડી હતી.

"ઘોડા"ની ઓરડીની બારી બાજુના મકાનની ઈંટો તરફ ખુલતી હતી. ઓરડીમાં ધૂમાડો ધૂમાડો રહેતો. હવાની આવન જાવન શક્ય જ નહોતી. ચારે-બાજુ ગંદકી અને ઘોંઘાટનું, કોઈ દુ:સ્વપ્ન જેવું, વાતાવરણ હતું: અને એમાં વળી સૌથી વધુ ઊંચો અવાજ હતો, "ઘોડા"નો.

મેં એને એક દિવસ પૂછ્યું:

"તમે અહીં શું કામ રહો છો? કોઈ હોટલમાં જઈને રહો ને!"

તેણે કહ્યું:

"દોસ્ત, આત્માની ખુશી માટે અહીં તમારી સંગતમાં મારા મનને શાંતિ મળે છે."

ચામડાના વેપારીના સહાયકના પુત્રે એમાં હા ભણી:

"સાચું હોં, ઘોડા! મારેય એવું છે. બીજે ક્યાંય રહેવા જઉં તો બીજે જ દિવસે આવી બને મારું."

"ઘોડા"એ પ્લેત્ન્યોવને કહ્યું:

"કંઈક સંભળાવ અમને."

અને ઘૂંટણ પર ગુસ્લી વાજું લઈને ગૂરીયે શરૂ કર્યું:

ઊગો, લાલ સૂરજ...
આકાશ ચમકતું સવાર પડે...

એનો મીઠો અવાજ અમારું કાળજું કોતરવા માંડયો.

ઓરડામાં ચુપકીદી છવાઈ ગઈ. આખી મંડળી મૂંગી, ઉદાસ અને ગીતના વિષાદભર્યા શબ્દો અને ગુસ્લી વાજાના તારના ધીમા રણકારમાં ખોવાઈ ગઈ.

"તું ખૂબ સરસ ગાય છે, હોં," પ્રૌઢ ધનિક સ્ત્રીનો પેલો કમનસીબ આશિક બોલતો રહ્યો.

આ પુરાતન મકાનના અજનબી રહેવાસીઓમાં આપણો ગૂરીય પ્લેત્નયોવ જેના આનંદમિજાજમાં હતું એનું શાણપણ... અને જાદુગરી વાર્તાઓનાં પરોપકારી આત્માનો પાઠ એ ભજવતો. એનો સદા યુવાન આત્મા આનંદમાં રહેતો અને અનેક રમૂજો, કર્ણપ્રિય ગીતો, માનવજાતના રીત રિવાજો અને આદતો અંગેની મજાક મસ્તી તથા જીવનના ભયાનક અન્યાયો વિશેની પેટછૂટી વિદ્રોહી વાતોથી એ સૌનું મનોરંજન કરતો. એને વીસ વરસ થયાં હતાં, પણ હોય એ કિશોર જેવો લાગતો હતો. ને તે છતાં કંઈ મુશ્કેલી આવી પડી હોય ત્યારે આ મકાનના રહેવાસીઓ ગંભીર સલાહસૂચનો માટે એના તરફ દૃષ્ટિ દોડાવતા. પોતાથી બનતી બધી મદદ ગૂરીય કરશે જ એવી બધાંને ધરપત હતી. પ્રમાણિક લોકો એને પ્રેમ કરતા, ખરાબ લોકો એનાથી ડરતા રહેતા. ત્યાં સુધી કે બુઢ્ઢો પોલિસ જમાદાર નિકીફોરિચ પણ ગૂરીયને મળતો ત્યારે, ભલે બનાવટી અને કપટી, પણ હાસ્યથી એને નવાજતો.

આ 'મરૂસોવ્કા' મકાનના ઉપર જતા પ્રાંગણમાં બે રસ્તા આવી મળતા: રિબ્નોર્યાદ્સ્કાયા અને સ્તારોગોર્શેચ્નાયા. આ બીજા રસ્તા ઉપર, અમારા ફાટકથી થોડેક જ દૂર નિકીફોરિચની કેબિન હતી.

અમારા વિસ્તારનો એ જ પોલિસ જમાદાર હતો. દૂબળો, ઊંચો, વૃદ્ધ, અને છાતી ઉપર કેટલાય ચંદ્રકો લટકાવીને એ ફરતો. દેખાવે ચતુર લાગતો, મીઠું મધ જેવું એ હસતો અને એની આંખોમાં લુચ્ચાઈ જણાતી.

અમારા મકાન અને એને જૂના-નવા રહેવાસીઓ પર એ ચાંપતી નજર રાખતો. દિવસમાં ઘણી વાર એની સુઘડ આકૃતિ અમારા ફાટકે નજરે ચડતી. ફાટક પાર કરીને ધીમે ધીમે આવીને એકેએક બારીમાં એ ડોકિયું કરતો—જાણે કંઈ પ્રાણીસંગ્રહાલયનો રખેવાળ પિંજરાની તપાસ કરતો હોય. શિયાળા દરમિયાન આ મકાનના બે રહેવાસીઓની ધરપકડ થઈ હતી: એક હાથવાળો માજી લશ્કરી અધિકારી સ્મિર્નોવ, અને બીજો સામાન્ય લશ્કરી સિપાઈ મુરાતોવ. એ બેઉએ સ્કોબેલેવ સાથે અખાલ-તેકિનની પ્રસિદ્ધ ચઢાઈમાં ભાગ લીધો હતો અને એમને "જ્યોર્જ ક્રૉસ" એનાયત થયા હતા. એ બન્ને અને ઝોબ્નીન, ઓવ્સ્યાન્કિન, ગ્રીગોર્યેવ, ક્રિલોવ અને બીજા કેટલાય ઉપર ગુપ્ત છાપખાનું નાખવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. આ છાપખાના માટે, કહે છે કે મુરાતોવે અને સ્મિર્નોવે શહેરના સરિયામ રસ્તા પર આવેલા ક્લ્યૂચનીકોવના છાપખાનામાંથી ધોળે દહાડે થોડા ટાઈપની ચોરી કરવાનો પ્રયત્ન કર્યો હતો. ત્યાં જ એમની ધરપકડ થઈ હતી. એ પછી એક રાતે અમારા 'મરૂસોવ્કા'માં એક ઊંચા ગંભીર દેખાતા

માણસની પોલિસે ધરપકડ કરી હતી. હું એને "હરતું ફરતું ઘંટાઘર" કહેતો. ગૂરીય સવારે એ સમાચાર સાંભળીને ગભરાઈ ગયો. કાળા વાળને હાથથી ઠીક કરતાં એણે મને કહ્યું:

"ભારે થઈ; જો, હવે હું તને કહું ત્યાં ઝડપથી જા. દોડતો જજે."

ક્યાં જવાનું છે એ જણાવ્યા પછી એણે ઉમેર્યું: "પણ જો, સંભાળીને જજે. ત્યાં કદાચ જાસૂસો ફરતા હશે..."

હું એડમિરાલ્ટી ઈલાકા તરફ ઝડપથી ઊપડયો. રહસ્યમય પ્રવૃત્તિમાં સાથીદાર બની શકવાનો મારો આનંદ મા'તો નહોતો. ત્યાં કંસારાની એક નાનકડી દુકાન હતી. એમાં વાંકડિયા વાળવાળો નવજુવાન બેઠો બેઠો તાંબાના તપેલાને ઠપકારી રહ્યો હતો. એની આંખો વિચિત્ર રીતે ભૂરી હતી, જોતાંવેંત દેખાઈ આવતું કે વ્યવસાયે એ કંસારો નહોતો. દુકાનમાં એક ખૂણામાં વૃદ્ધ વ્યક્તિ બેઠી હતી; એના શ્વેત કેશ ચામડાની પટ્ટીથી પાછળ બાંધેલા હતા. એ પણ કંઈક સમુંનમું કરી રહ્યો હતો. મેં કહ્યું: "કંઈ મજૂરી મળશે?"

વૃદ્ધે રુક્ષ અવાજે કહ્યું:

"કામ તો છે પણ તારે લાયક નથી."

જુવાને એક વખત ઝડપથી મારી સામે જોયું ને ફરી એ કામે લાગી ગયો. મેં ધીમેથી એના પગને ઠોકર મારી. એણે ભૂરી આંખો ઊંચી કરી ક્રોધ અને આશ્ચર્યથી મારી સામે જોયું. એણે હાથમાં તપેલું એવી રીતે પકડયું હતું કે હમણાં મને એ મારી દેશે. ત્યાં મેં એને આંખનો ઈશારો કર્યો. એણે તરત શાંતિથી કહ્યું.

"બહાર-બહાર જા."

મેં ફરીથી ઈશારો કર્યો, અને બહાર નીકળી દરવાજે ઊભો રહ્યો. વાંકડિયા વાળવાળો યુવાન કંસારો ઊઠયો, એણે હાથપગ ખેંચ્યા અને મારી પાછળ દરવાજે આવ્યો. સિગરેટ સળગાવી એણે ચૂપચાપ મારી સામે જોયા કર્યું. મેં પૂછ્યું:

"તમારું નામ તિખોન?"

"હા."

"પ્યોતરની ધરપકડ થઈ છે."

એની નેણ ખેંચાઈ. એ મારી સામે તાકી રહ્યો:

"કયો પ્યોતર?"

"લાંબો, ઊંચો, ગિરજાઘરના નાના પાદરી જેવો."

"ભલે, તો?"

"બસ, એટલું જ."

"પણ પ્યોતર કે કોઈ નાના મોટા પાદરી સાથે મારે શી નિસ્બત?"

એની સવાલ કરવાની રીતથી જ મને ખબર પડી ગઈ કે એ કોઈ સામાન્ય મજૂર નથી. હું ઘરે પાછો આવ્યો. ગુરુનો આદેશ આટલી સફળતાથી પૂરો કરવાનો મને મનમાં આનંદ હતો. "ક્રાંતિકારી કાવતરાખોરી"માં કામ કરવાનો એ મારો પહેલો અવસર હતો.

ગૂરીય પ્લેત્ન્યોવને એ મંડળી સાથે ગાઢો સંબંધ હતો. મેં કેટલીયે વાર એ ગુપ્ત પ્રવૃત્તિમાં જોડાવા ઇચ્છા કરી, પણ એ વાત ઉડાડતો:

"અરે, તું હજી નાનો છે. ભણી તો લે પહેલાં પૂરું," એવો જવાબ ગૂરીય આપ્યા કરતો.

યેવરેઈનોવે એ પછી મને એક રહસ્યમય વ્યક્તિ સાથે પરિચય કરાવ્યો; પણ એ માટે એટલી બધી સાવચેતી રાખવામાં આવી કે એ ખરેખર બહુ જ ગંભીર હોય એવી મને અપેક્ષા થઈ આવી. આ ઓળખાણ કરાવવા શહેરની બહાર આર્સ્કોયે મેદાનમાં યેવરેઈનોવ મને લઈ ગયો. આખે રસ્તે એ મને કહેતો રહ્યો કે હમણાં જે વ્યક્તિ તને મળશે એ અંગે તારે ખૂબ કાળજી રાખવાની છે, અને એ વિશે સંપૂર્ણ ગુપ્તતા જાળવવાની છે. છેવટે ઉજ્જડ મેદાનમાં થોડે દૂર ધીમેધીમે ટહેલતી નાની ભૂખરી આકૃતિ તરફ એણે આંગળી ચીંધી, ચકોર નજરે પાછળ જોઈને ઉમેર્યું:

"જો, પેલા રહ્યા; એની પાછળ જા, અને એ અટકે ત્યારે કહેજે કે હું બહારગામથી આવું છું."

રહસ્ય હંમેશા આકર્ષક હોય, પણ આ તો મને એક રીતે અસંગત જ લાગવા માંડ્યું: ધોમધખતા એ તડકામાં ઉજ્જડ ખેતરમાં ભૂખરા ઘાસના પૂળાની જેમ ડોલતો એકલો એકલો એક માનવી ઊભો હતો: કબ્રસ્તાનના ફાટકે એને ઓળંગીને મેં જોયું તો એ કિશોર જેવા લાગતા દૂબળા પાતળા યુવકની આંખો પંખી જેવી ગોળ હતી; હાઈસ્કૂલના વિદ્યાર્થીનો ભૂખરો ગણવેશી કોટ એણે પહેર્યો હતો જોકે એના ચળકતા ધાતુનાં બટનની જગ્યાએ કાળા હાડકાંનાં બટન એણે ટાંક્યાં હતાં. એની ઓળાયેલી ટોપીમાં પણ એક કાળો ડાઘો હતો—ત્યાં અગાઉ હાઈસ્કૂલનો બિલ્લો હોવો જોઈએ. એ બધું જોતાં એવું લાગતું હતું જાણે એણે અકાળે આ વેશ ધારણ કર્યો છે—ખરેખર તો ઉંમર કરતાં મોટા દેખાવાની એને ઉતાવળ આવી ગઈ હતી.

ઘટ્ટ છોડોની છાંયે કબરોની વચ્ચે જઈને અમે બેઠા. એ શુષ્ક રીતે કામ પૂરતી જ વાત કરતો હતો; એ વ્યક્તિ કે એની રીતભાત મને કંઈ ગમ્યાં નહીં. મારા વાંચન અંગેની પ્રશ્નોત્તરી પછી એણે મને એના "અભ્યાસવર્તુળ"માં આવવા કહ્યું. એ મેં સ્વીકાર્યું ને પછી અમે છૂટા પડયા. ઉજ્જડ મેદાન તરફ શંકિત નજરે જોતાં એણે ચાલવા માંડ્યું.

અભ્યાસવર્તુળમાં અમે ચાર કે પાંચ જ જણાં હતાં: એમાં હું સૌથી નાનો હતો. જ્હોન સ્ટુઆર્ટ મિલનો અભ્યાસગ્રંથ કે એના વિશેની ચેર્નિશેવ્સ્કીની ટીકાટીપ્પણીનો અભ્યાસ કરવા જરૂરી તાલીમ કે તૈયારી મારામાં મુદ્દલ નહોતી. શિક્ષકોની તાલીમશાળાના એક વિદ્યાર્થી મિલોવ્સ્કીની ઓરડીએ અમે ભેગા થતા. આગળ જતાં આ મિલોવ્સ્કી ટૂંકી વાર્તાઓ લખતો થયો હતો: "યેલ્યોંસ્કી"ના ઉપનામથી એ વાર્તાઓ છપાવતો. વાર્તાઓના પાંચેક સંગ્રહ થયા પછી એણે આપઘાત કર્યો. મારા પરિચિતોમાંથી કેટલા બધા લોકોએ જાણીજોઈને પોતાના જીવનનો અંત આણ્યો છે...

એ સ્વભાવે શાંત હતો—વિચારે ભીરુ અને બોલવામાં સાવધાન. એક ગંદા પુરાણા મકાનના ભોંયરામાં એ રહેતો—"શરીર અને આત્માના સંતુલન" માટે એ સુથારનું કામ કરતો હતો; પણ એની સાથે જલ્દી કંટાળો આવી જતો. જ્હોન સ્ટુઆર્ટ મિલના અભ્યાસગ્રંથ વિશે કહું તો મને એમાં લેશમાત્ર રસ ન પડયો. એના અર્થશાસ્ત્રના પાયાના સિદ્ધાંતો મને તદ્દન સાધારણ અને અતિપરિચિત લાગ્યા. એ બધા તો જાત અનુભવથી જ હું જાણતો હતો. મારી પીઠ પરના ઘા અને ઉઝરડામાં એ અંકાઈ ચૂક્યા હતા. કમરતોડ મજૂરી કરનાર વ્યક્તિ જાતે નહીં, પણ એને આધારે "બીજા લોકો" એશઆરામથી જીવે છે; એટલી સીધી સાદી સ્પષ્ટ વાતો વિશે, આટલા બધા ભારેખમ શબ્દોમાં મોટાં મોટાં થોથાં લખવાની શી જરૂર છે એ મારી સમજમાં નહોતું આવતું. મજૂરી કરી પેટ ભરનાર આટલી જાડી વાત તો સહજ જ જાણતો હોય છે. પેલા અંધારિયા, ગોંધી નાંખતા અને ચરસની દુર્ગંધ મારતા ઓરડાની ગોબરી દિવાલો પર ચડતા ઊતરતા લાકડાના જીવજંતુઓને જોતાં સતત બેત્રણ કલાક બેસી રહેવામાં મને ઊબકો આવી જતો...

એક વખત અમારા ગુરુમહારાજ નિશ્ચિત સમયે ન પહોંચી શક્યા. હવે એ આવી જ નહીં શકે એમ ધારીને અમે બધાંએ નાનકડી મિજબાની ગોઠવી કાઢી: વોદકાની બોટલ, થોડો પાઉં અને કાકડી અમે લઈ આવ્યા. એટલામાં જ ખાખી પાટલૂન પહેરેલા એમના પગ બારીમાં દેખાયા; અને હજી તો બોટલને અમે માંડ સંતાડી ત્યાં જ એ તો સામે આવીને ઊભા રહ્યા. એમણે ચેર્નીશેવ્સ્કીનાં ગંભીર પરિશીલનો સમજાવવા માંડયાં, પરંતુ અમે તો મૂર્ખ લોકોની જેમ એમની સામે અક્કડ બેસી રહ્યા—રખેને અમારામાંથી કોઈનો પગ લાગી જાય અને ટેબલ નીચેની બોટલ ઢળી પડે! પણ છેવટે અમારા ગુરુજીનો જ પગ એને અથડાયો. અવાજ સાંભળી એમણે નીચે જોયું—બોટલ ઢોળાઈ, પણ એમણે એક હરફેય ન કહ્યો. એમણે અમને વઢી કાઢયા હોત તો કેટલું સારું થયું હોત!

એમનું મૌન, તંગ ચહેરો અને અવમાનિત સંકોચાતી આંખોએ મને ઉદ્વિગ્ન

કરી દીધો. ચોર નજરે મારા સાથીદારોના શરમથી લાલઘૂમ ચહેરાઓને જોઈને મને લાગતું હતું કે ગુરુજીનો મેં ઘોર અપરાધ કર્યો છે, અને મને એ માટે દિલગીરી પણ થઈ રહી હતી; જોકે વોદકાની ખરીદીનો વિચાર કંઈ મારો નહોતો.

અભ્યાસ વર્તુળમાં મારું મન જ લાગતું નહોતું. મારે ત્યાંથી ભાગી જઈને તાતારોની વસ્તીમાં રખડવા નીકળી પડવું હતું. તાતાર લોકો આનંદી અને મળતાવડા હતા; એમનું જીવન નિરાળું અને સાફસુથરું હતું. એમની ભાંગીતૂટી રૂસી ભાષા સાંભળી હસવું આવી જતું. સાંજે ઊંચા મિનારાઓ પરથી મુએદ્દીનની આઝાન સાંભળીને બધા નમાજ પઢવા ઊપડતા. મને થતું કે આ તાતાર લોકોનું આખું જીવન જ બધાંથી ભિન્ન છે— મને જીવનનો જે રીતનો પરિચય છે એનાથી એ રીત નિરાળી જ છે એમાં મને કોઈ જાતની ખુશી નથી થતી.

મને વોલ્ગા નદીનુંય અજબ આકર્ષણ હતું. એની ગોદીઓ પરથી શ્રમના સંગીતનો જલ્સો સંભળાયા કરતો. એ સંગીતના સૂરો આજેય મને નશાની જેમ ચકચૂર કરી મૂકે છે. એ શ્રમના વીરોચિત કાવ્યનો મેં જે પહેલો આસ્વાદ કર્યો એની સ્મૃતિ મારા મનમાં હજી તાજી છે.

ઈરાનથી માલ ભરીને આવેલો એક મછવો શહેરની નજીક એક ખડક સાથે અથડાઈ પડયો હતો; અને પરિણામે એને થયેલ નુકશાનને લીધે એમાંથી અધો માલ ઉતારી લેવો પડે તેમ હતો. ગોદી કામદારોના સંઘે મને પણ આ કામ માટે રોકી લીધો હતો. એક તો સપ્ટેંબર મહિનો, એમાં વળી ઠંડા પાણીનો વરસાદ અને પવનના સુસવાટા. નદીના ભૂખરા પાણી પર પવનના તોફાનને લીધે મોજાં ઊછળતાં હતાં. સંઘના પચાસેક જેટલા મજૂરો ખાલી મછવા પર તારપોલિન અને કોથળાનું કંતાન ઓઢીને ઉદાસ બેઠા હતા. એને વરાળથી ચાલતા એક જહાજ સાથે બાંધી દીધો અને અમને અકસ્માતની જગ્યાએ એ ખેંચવા લાગ્યું. આ જહાજ જાણે હાંફતું હાંફતું, વરસાદના ઝાપટામાં ચિનગારી-ઓના લાલ ફુવારા ઉડાડતું આગળ વધતું હતું.

સાંજ ઢળી; સીસા જેવા રંગનું ભીનું અંધારિયું થતું આકાશ જાણે નદીને ખોળામાં લઈને બેસી ગયું હોય એમ થવા માંડયું. ગોદી કામદારો વરસાદ, પવન અને આ જિંદગીને ગાળો ભાંડવા લાગ્યા. કડકડતી ઠંડી અને ભેજથી બચવા તેઓ તારપોલિન ઓઢીને ટૂંટિયું વાળીને પડયા રહ્યા. આ અર્ધા નીંદરી ગયેલા લોકો બજરાનો માલ બચાવી નહીં શકે એવું મને થવા માંડયું; એ માલ તો હવે ડૂબી જ જશે!

મધરાતે અમે પેલા ખડક પાસે પહોંચ્યા; અમારો મછવો પેલા તૂટેલા

મછવા સાથે બાંધી દેવામાં આવ્યો. અમારા સંઘનો આગેવાન હતો એક ઘરડો ડોસો, ભારે મિજાજ અને ભયંકર ગુસ્સાથી તમતમતો; શીળીના ડાઘાથી બેડોળ, અને ફાવે તેમ ગાળો બકતો. એનું નાક પંખીની ચાંચ જેવું, અને આંખોય એવી જ ગોળમટોળ હતી. એણે પાણીથી તરબતર ટોપીને માથાની ટાલ પરથી ખેંચીને જોરથી સ્ત્રૈણ અવાજમાં બૂમ પાડી:

"બેટાઓ, ભગવાનને વીનવી લો!"

રાતના એ ઘોર અંધારામાં કામદારોનું ઝુંડ એકઠું થઈ ગયું. ભૂખરી રાતમાં કાળા ઓળાઓના સમૂહ જેવા તેઓ લાગવા માંડયા. બધાના ગળામાંથી રીંછ જેવો ઘરઘરાટ આવતો હતો. અમારા આગેવાને પ્રાર્થના સૌ પહેલાં પૂરી કરી; ફરીથી હાકલ કરી:

"ફાનસો લાવો. અને ચાલો બધાં જુવાનિયાં! હવે બતાવો તમારી કરામત! ભગવાન તમને હાથ દેશે— ચાલો! મંડી પડો!"

અને એ સુસ્ત, આળસુ અને વરસાદથી તરબોળ મજૂરોએ "કરામત બતાવવા"નું શરૂ કર્યું. બધા મજૂરો બૂમો પાડતા અને મજાક મસ્તી કરતા મછવા પર જાણે તૂટી પડયા. ચોખા અને કિસમીસના કોથળાઓ, ચામડું તથા કારાકૂલના રૂંછાના બાચકા મારી આજુબાજુ એ રીતે ઊડીને પડવા માંડયા, જાણે રૂના તકિયા ન હોય. એમાંના તગડા યુવાનો મણમણના બાચકાઓ ખભે નાંખીને આમતેમ દોડવા માંડયા. તેઓ સીટીઓ મારતા અને ભૂંડાબોલી ગાળો દઈને એકબીજાને પડકારતા હતા. આ જ સુસ્ત, આળસુ મજૂરો, જેઓ હજુ થોડા વખત પહેલાં ઠંડી, વરસાદ અને પોતાના નસીબને નામે નિરાશ ભાવે રોતા, ટૂંટિયું વાળીને પડયા હતા, એમની આ તાકાત અને સ્ફૂર્તિ એ માની શકાય એમ નહોતી. વરસાદ અને ઠંડી હવે વધવા માંડયાં. પવનના સુસવાટામાં અમારાં ખમીસ અવારનવાર છત્રીની જેમ ઊડીને પેટ ઉઘાડાં કરી નાંખતા હતા. વરસાદની રાતના ઘોર અંધારાનો છ ફાનસો સામનો કરી રહ્યા હતા. એના આછા અજવાળામાં કાળી આકૃતિઓ સતત બજરાની ડેક પર પગના થપકારા કરતી આમતેમ ફરવા લાગી. એમના કામથી લાગતું હતું કે જાણે વર્ષોથી તેઓ શ્રમ કરવા રાહ જોઈને બેઠા હોય—આતુર અને કામના ભૂખ્યા. જાણે એ મોટા ભારે કોથળાઓને પોતાને ખભે ઉપાડી કે એકબીજાને હાથોહાથ દેવાનો આનંદ લેવા વરસોથી ટાંપીને બેઠા હોય; જાણે રમતિયાળ કિશોરોને હુતુતુતુ રમવાનો મોકો મળી ગયો હોય! આવા શ્રમનો જે નશો ચડે છે એની સરખામણીમાં વધુ મધુર અને મનભાવક બીજી કોઈ ચીજ હોય તો તે ફક્ત સ્ત્રીનું આલિંગન જ!

એટલામાં ત્યાં એક વ્યક્તિ આવી—લાંબો કોટ, વરસાદનું પાણી ટપકતી

દાઢી. એ ક્યાં તો પેલા જહાજના માલનો માલિક કે પછી એનો માણસ હશે. એણે ગળું ફાડીને જોરથી કહ્યું:

"અરે, હજી વધારે જોર કરો, દોસ્તો. એક આખી બાલ્ટી વોદકા મળશે. ના, એક નહીં બે બાલ્ટી. પણ આ કામ આજે જ થઈ જવું જોઈએ."

અંધારામાં ચારેય બાજુથી કેટલાય અવાજો આવ્યા:

"ત્રણ બાલ્ટીઓ."

"ભલે, ત્રણ બાલ્ટીઓ. પણ કામ આજે પૂરું થવું જોઈએ." અને શ્રમનું એ તોફાન બમણાં જોરથી મોજાં ઊછળવા માંડયું.

હું પણ એ કોથળાઓ ઝીલતો, ખેંચતો, અંબાવતો, ફેંકતો, દોડતો અને ફરી કોથળાઓ ઝીલતો. એવું લાગતું હતું જાણે હું અને બાકીના બધાં શ્રમના ઉન્માદમાં કોઈ ભયાનક તોફાની નૃત્યમાં સપડાઈ ગયા હતા; એવુંય થઈ આવ્યું કે આ લોકો લેશ પણ થાક્યા કે અટક્યા વિના આટલાં બળ અને કળથી મહિનાઓ, વરસો સુધી કામ કરી શકે તેમ છે, અને મનમાં જો એ લોકો ધારે તો ઘંટાઘર અને મિનારાઓ સહિત આખા શહેરને એની જગ્યાએથી ખસેડી ખેંચીને, ઈચ્છે ત્યાં મૂકી આવી શકે તેમ છે!

તે રાત્રે મને અવર્ણનીય, અપૂર્વ આનંદની અનુભૂતિ થઈ. મારા અંતરમાં એવી ઉત્કટ અભિલાષા જાગી કે આખી જિંદગી આ શ્રમના આનંદઉલ્લાસને નામે ઓળઘોળ કરી નાંખું. બજરાની નીચે મોજાં ઊછળી રહ્યાં હતાં; પવનના સુસવાટા ચાલુ હતા, ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો. પ્રભાતના કિરણોની પહેલી ટશર ફૂટી ચૂકી હતી, ને તે છતાં અમારા એ અર્ધા નાગા મજૂરો થાક્યા કે અટક્યા વિના, હસતા, નાચતા, ચીસતા, પોતાના શ્રમ અને શક્તિ પર ફિદા થઈને આમતેમ દોડાદોડી કરી રહ્યા હતા. અચાનક સીસા જેવા નક્કર ઘટાટોપ વાદળાંઓ ફાટયાં અને સૂર્યનાં ગુલાબી કિરણો નીળા, સ્પષ્ટ આકાશમાં ફેલાઈ ગયાં. ભીના વાળ અને દાઢીમાંથી પાણી ખંખેરતા આનંદવિભોર અલમસ્ત મજૂરોની એ મંડળીએ ખિલખિલાટ કરી મૂક્યો. આ બે પગાં પ્રાણીઓને, કામમાં પ્રવીણ અને મગ્ન એ લોકોને, છાતીસરસા ચાંપવાનો મને ઉમળકો થઈ આવ્યો.

એ દુર્દમ અને અજેય, ઉલ્લાસભરી ઉન્માદી શક્તિના ધસારા સામે કંઈ ટકી ન શકે એમ મને લાગવા માંડયું. એ શક્તિ ધારે તો આ પૃથ્વી પટ ઉપર કંઈક ચમત્કારો સર્જી શકે, ચોતરફ મોટા મોટા મહેલો, રળિયામણાં શહેરો એ રાતોરાત ઊભાં કરી શકે—જાદુગરો વિશેની વાર્તાઓમાં આવે એ રીતે. ઊગતા સૂર્યનાં કિરણો માનવશ્રમને બે એક ક્ષણ ગૌરવથી અજવાળતાં રહ્યાં, અને પછી વાદળાંઓના મોટા ઢગલાઓ સામે ન ટકી શકતાં, એની પાછળ છુપાઈ

ગયાં—જાણે નાનાં બાળકને સમુદ્રનાં મોજાં ગળી ગયાં. એટલું ઓછું હોય તેમ, બારે મેઘ એક સામટા તૂટી પડયા.

ત્યાં કોઈએ બૂમ પાડી.

"હવે બસ કરો."

એથીય મોટી બૂમે એને જવાબ દીધો.

"કોણ બંધ કરવાનું કહે છે?"

બપોરના બે વાગ્યા સુધી કામ ચાલુ રહ્યું. પેલા બજરા ઉપરથી એકે એક કોથળો અને બાચકો આ બજરામાં આવી ન ગયો ત્યાં સુધી, ધોધમાર વરસાદ અને કડકડતી ઠંડીમાં એ અર્ધા નાગા લોકો સહેજ પણ થાક્યા વિના અવિરત કામ કરતા રહ્યા. માનવીની શક્તિ અને એના એ અખૂટ ભંડાર સામે મેં માથું ઝુકાવી દીધું.

પણ કામ પૂરું થતાં જ બધા મજૂરોએ જહાજમાં જઈને નશામાં ચૂર હોય તેમ ઘોરવા માંડ્યું. કઝાન પહોંચીને અમારી મંડળી ડહોળું પાણી પાર કરીને કિનારાની રેતીમાં ઊતરી અને વોદકાની ત્રણ બાલ્ટીઓ ખાલી કરવા દારૂખાનાની તરફ દોડી.

અને ત્યાં પેલો ચોર બાશ્કીન મારી પાસે આવીને બોલ્યો:

"અરે, આ લોકોએ તારી શી હાલત કરી છે?"

મેં આનંદ વિભોર થઈને એને આખી વાત સંભળાવી; નિસાસો મૂકતાં તિરસ્કારથી એણે મને કહ્યું:

"મૂરખ છે સાવ, ગધેડો, પાગલ!"

પછી સીટી વગાડતો અને નજીક નજીક ઢાળેલાં ટેબલોની વચ્ચે એ ગાયબ થઈ ગયો. પેલા ગોદી કામદારો તોફાનમસ્તી કરતાં ખાઈ પી રહ્યા હતા. એક ખૂણામાંથી કોઈએ ઊંચે અવાજે આ અશ્લીલ ગીત ઉપાડયું:

> મધરાતે એ ઘોર અંધારે—
> લટકાળી લલના, ઓ પ્યારે,
> બાગ બગીચે લટાર મારે—
> ઘોર અંધારે!

દસ મજૂરોના ગળામાંથી ગીતની પછીની કડીઓ કાનના પરદા ચીરતી સંભળાવવા માંડી. ટેબલ પર હાથના પંજા પછાડી ને બધા તાલ પણ આપવા માંડયા:

> રખેવાળની આંખો ચાર—
> ગલીપચી કરતાં દૃશ્યો અપાર!

મધરાતે એ ઘોર અંધારે—
લટકાળી નીકળી, ઓ પ્યારે!

બધાં જોરથી ખડખડાટ હસી પડયા. આખું દારૂખાનું સીટીઓ અને અશ્લીલ અવાજોથી ધ્રૂજી ઊઠયું. પૃથ્વી પર ભાગ્યે જ ક્યાંય આટલું અવિચારી દૃશ્ય સર્જાયું હશે...

આંદ્રેય દેરેન્કોવ સાથે મારો પરિચય કોણે કરાવ્યો હતો એ મને યાદ નથી. ગરીબોની એક સાંકડી ગલીને છેડે પરચૂરણ કરિયાણાની એની દુકાન હતી. પાછળ હતું કૂડાકચરાનું નાળું.

દેરેન્કોવ પ્રમાણિક ભલમનશાહીના અવતાર જેવો લાગે. એની દાઢી સફેદ અને આંખો મેધાવી હતી. ટૂંકા કદના એ માણસના હાથ પાતળા, સૂકાયેલા લાગતા હતા. આખા કઝાન નગરમાં કોઈની પાસે નહોતાં એવાં દુર્લભ અને ગેરકાયદે પુસ્તકોનો સંગ્રહ એની પાસે હતો. આખા શહેરની શિક્ષણ સંસ્થાઓના વિદ્યાર્થીઓ અને ક્રાંતિકારીઓ એના પુસ્તકાલયનું સાહિત્ય વાંચવા આવતા.

નાણાં ધીરવાનો ધંધો કરતા સ્કોપેત્સ*ના મોટા મહાલયની પાસે નીચાણવાળા ભાગમાં દેરેન્કોવની દુકાન હતી. દુકાનનાં દરવાજેથી પાછળનાં એક મોટા અંધારિયા ખંડમાં જવાતું હતું. એમાં એક બારી જે આંગણામાં ખુલતી હતી, જેમાંથી બહુ જ આછો પ્રકાશ આવતો હતો. આ ખંડની પાછળ હતું સાંકડું રસોડું, અને રસોડાની સામી બાજુથી, ઘરના દેરેન્કોવવાળા ભાગને મુખ્ય મકાન સાથે સાંકળતો સાંકડો માર્ગ હતો જેમાં એક નાનકડું ગુપ્ત પુસ્તકાલય હતું. એમાંનાં ઘણાં પુસ્તકો તો મોટા કાગળોમાં લખેલી હસ્તપ્રતો હતી જેવાં કે લાવરોવનું 'ઐતિહાસિક પત્રો', ચેર્નીશિવ્સ્કીનું 'શું કરવું જોઈએ?', પીસારેવના કેટલાક લેખો 'મહારાજા ભૂખ', 'જટિલ પ્રક્રિયાઓ'. આ હસ્તપ્રતો અવારનવાર વંચાઈને, હાથ લાગતાં ફાટી જાય એવી, સાવ જર્જરિત થઈ ગઈ હતી.

પહેલી વખત જ્યારે હું એની દુકાને ગયો ત્યારે દેરેન્કોવ ગ્રાહકોને સમજાવવામાં વ્યસ્ત હતો. એણે માથું હલાવીને અંદરના ઓરડામાં જવા ઈશારો કર્યો. એના અર્ધા અંધારિયા ઓરડામાં જતાં મેં જોયું તો એક બેઠી દડીનો માણસ પૂજા માટેના ખૂણામાં માથું નમાવીને ખૂબ શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના કરી રહ્યો હતો. એને જોઈને મને સારોવના સંત સેરાફીમના ચિત્રની યાદ આવી ગઈ. એને પૂજા કરતો જોઈને મને એક પ્રકારના વિરોધાભાસનો, કંઈક અજુગતું થતું હોય એવો ભાવ થઈ આવ્યો.

---

*સ્કોપેત્સ—નપુંસકતામાં માનતા એક ધાર્મિક પંથનો સદસ્ય.

લોકોએ મને કહ્યું હતું કે દેરેન્કોવ "નરોદ્નિક" છે. અને "નરોદ્નિક" એટલે ક્રાંતિકારી, અને ક્રાંતિકારી ભગવાનમાં ન માને, એવું મારું અનુમાન હતું. પેલા બુઢ્ઢા ભગતને જોઈને મારી નવાઈનો પાર ન રહ્યો.

પૂજા પૂરી થઈ એટલે એણે પોતાના શ્વેત કેશ અને દાઢી ઉપર હાથ ફેરવતાં મને નખશિખ જોઈને કહ્યું:

"હું આંદ્રેયનો પિતા છું. તું કોણ છે?.. હં... તો એમ છે... મેં તો પહેલાં માન્યું કે તું કોઈ છદ્મવેશધારી વિદ્યાર્થી છે."

મેં પૂછ્યું:

"વિદ્યાર્થીએ છદ્મવેશ કેમ ધારણ કરવો પડે?"

"એ જ તો વાત છે", વૃદ્ધે કહ્યું: "માણસ ભલેને ગમે તેવી બનાવટ કરે, પણ ઈશ્વરને તો બધી ખબર હોય છે."

એ રસોડામાં ગાયબ થઈ ગયો, અને હું બારી પાસે બેસીને વિચારમાં ડૂબી ગયો. ત્યાં જ પાછળથી કોઈનો અવાજ આવ્યો:

"હં... તો આ છે એ વ્યક્તિ!"

મેં પાછા ફરીને જોયું તો શ્વેત પોશાકધારી એક યુવતી રસોડાને દરવાજે ઊભી હતી. એના સોનેરી વાળ કાપેલા હતા, અને ફુલેલું મોં પીળું લાગતું હતું. એની ઊંડી ભૂરી આંખોમાં સ્મિત છુપાયું હતું. એ બજારુ ચિત્રોમાં દેખાતી પરી જેવી લાગતી હતી.

"આટલું ગભરાઈને કેમ તાકી રહ્યા છો? હું એવી ડરામણી લાગું છું?" એનો પાતળો અવાજ ધ્રૂજતો હતો. દીવાલને ટેકેટેકે એ મારી તરફ આવી, જાણે એના પગ નીચે નક્કર જમીન નહીં, પણ ઝૂલતું દોરડું ન હોય. વળી એનામાં ચાલવાની આ અશક્તિ જોઈને એ મને બીજી દુનિયાની વ્યક્તિ જેવી વધુ લાગવા માંડી. એનું આખું શરીર ડોલતું હતું, જાણે એના પગમાં કાંટા લાગતા હતા. દીવાલ એના હાથને ટેકે જાણે ઊભી હતી. એની આંગળીઓ સાવ નિશ્ચલ હતી.

હું અવાક્ ઊભો રહી ગયો—વિચિત્ર અસમંજસમાં અને એની સ્થિતિ પર દયા ખાતો. એ ઓરડીના ધુંધળા વાતાવરણમાં બધું જાણે સાવ વિલક્ષણ બની જતું હતું.

એ યુવતી એક ખુરશી પર એ રીતે સંકોચાઈને બેસી ગઈ જાણે એને ડર હતો કે ખુરશી એની નીચેથી ઊડી જશે. અપૂર્વ એવી સરળતાથી એણે મને સમજાવ્યું કે સખત બિમારીમાં એના હાથપગ બેકાર થઈ ગયા હતા, અને ત્રણ મહિના પથારીવશ રહ્યા. પછી છેલ્લા ચારપાંચ દિવસથી એણે હરવા ફરવાનું શરૂ કર્યું છે.

"આ એક પ્રકારનો સ્નાયુઓનો રોગ છે," એણે હસતાં હસતાં ઉમેર્યું.

એ વખતે જોકે મને એવું થઈ આવ્યું હતું એ મને હજી યાદ છે કે એ યુવતીની સ્થિતિ બીજી કોઈ રીતે સમજાવી શકાઈ હોત તો સારું હતું. સ્નાયુઓનો એ રોગ—આવી છોકરી માટે સાવ અણછાજતો લાગતો હતો; અને તેય આવા એ વિચિત્ર ઓરડામાં, જ્યાં બધી ચીજો જાણે ડરતી ગભરાતી, દીવાલે દબાતી જણાતી હતી, પેલા ખૂણામાં બળતો દીવો વધુ પડતો પ્રકાશ ફેંકતો હતો; દીવો જેના પર લટકતો હતો એ તાંબાની સાંકળનો પડછાયો મોટા ભોજનટેબલ પરના સફેદ ઓછાડ પર અકારણ અટવાતો ઝૂલ્યા કરતો હતો.

એનો બાલિશ પાતળો અવાજ ફરી આવ્યો: "મેં તમારા વિશે બહુ સાંભળ્યું છે. તમે કેવા હશો એ મારે જોવું હતું."

યુવતી તીક્ષ્ણ નજરે મને જોઈ રહી હતી અને મને અસહ્ય થઈ પડે એટલી અસ્વસ્થતા થવા લાગી. એની ઘેરી ભૂરી આંખો મને આખો ને આખો કોતરી ખાઈ રહી હતી. એવી યુવતી સાથે વાત કેવી રીતે થઈ શકે? શું વાત થઈ શકે? એટલે હું અવાક્ ઊભો ઊભો દીવાલ પરની તસ્વીરો જોવા લાગ્યો: હર્ટ્સેન, ડાર્વિન, ગેરીબાલ્ડી...

એટલામાં ભૂખરા વાળ અને ઉદ્ધત આંખોવાળો, મારી ઉંમરનો, એક કિશોર દુકાન તરફથી આવ્યો અને રસોડામાં ગૂમ થઈ ગયો. ઓરડામાંથી પસાર થતાં એણે કિશોરાવસ્થાની ફૂટતી ઘાટીવાળા અવાજે કહ્યું: "મારિયા, તું અહીં છે કે કેમ આવી ગઈ છે?"

યુવતીએ મને કહ્યું:

"એ મારો ભાઈ છે—અલેક્સેઈ. નર્સની તાલીમ લેતાં વચ્ચે હું બિમાર થઈ ગઈ." પછી થોડીવારે કહે: "તમે કેમ કંઈ બોલતા નથી?.. સંકોચ થાય છે?"

આંદ્રેઈ દેરેન્કોવ પણ આવી પહોંચ્યા. એમનો સુકાયેલો હાથ જેકેટની બગલમાં દબાયેલો હતો. પોતાની બહેનના રેશમી વાળ પર સ્નેહથી એ હાથ ફેરવવા લાગ્યા. એમણે મને પૂછ્યું કે મારે કેવા પ્રકારનું કામ જોઈએ છે.

એટલામાં એક પાતળી છોકરી પ્રવેશી. એના વાળ લાલચટક હતા અને આંખો લીલી હતી. એણે તીક્ષ્ણ નજરે મને માપી, યુવતીનો હાથ પકડી એને બહાર લઈ ગઈ; જતાં જતાં એણે કહ્યું:

"આટલું બસ છે, મારિયા."

મારિયા નામ પણ એ કોમળ તન્વી યુવતી માટે જરાય બંધબેસતું નહોતું, ઊલટું, અજુગતું લાગતું હતું.

હુંય અજબ એવી ઉત્તેજના અનુભવતો ત્યાંથી નીકળી ગયો. પરંતુ બે દિવસ પછી ફરી હું એ ઘરે પહોંચ્યો. મારે ત્યાંના રહેવાસીઓનું રહસ્યમય જીવન જાણવું હતું, એનો અર્થ સમજવો હતો. એમનું જીવન ખૂબ વિલક્ષણ હતું.

ઓરડાના એક ખૂણામાં પેલો વિવેકી, ગમી જાય તેવો વૃદ્ધ બેઠો હતો. પારદર્શક લાગે એટલો ફિક્કો, શ્વેત કેશ, મધુર સ્મિત અને કાળા હોઠ એવા ધ્રૂજતા હતા, જાણે એવી વિનંતી કરતા હોય કે "મને એકલો પડી રહેવા દો."

કોઈ આગંતુક સંકટની અપેક્ષા હોય એવો સતત ભય એને ઘેરી વળ્યો હતો; એને જોતાં વેંત મને એટલું સ્પષ્ટ દેખાઈ આવતું હતું.

પાતળા સુકાયેલા હાથવાળા આંદ્રેઈએ તે દિવસે ભૂરું જેકેટ પહેર્યું હતું. છાતી પરના જેકેટનો ભાગ, તેલ અને લોટ સતત પડવાને લીધે, કોઈ વૃક્ષની છાલ જેવો અક્કડ થઈ ગયો હતો. ઓરડામાં આડાઅવળા પગલાં મૂકી, વાંકોચૂંકો એ ચાલતો હસતો હતો, એ જોઈને એવું અપરાધી બાળક યાદ આવી જાય કે જેને કોઈ નિર્દોષ તોફાન બદલ હમણાં જ માફ કરવામાં આવ્યું છે. નાનો ભાઈ અલેક્સેઈ દુકાનના કામમાં એને મદદ કરતો, એ ઉદ્દંડ અને આળસુ સ્વભાવનો હતો. ત્રીજો ભાઈ ઈવાન અધ્યાપક તાલીમ કોલેજમાં ભણતો, છાત્રાલયમાં રહેતો અને ઘરે ફક્ત રજાઓમાં જ આવતો હતો. ટૂંકા કદનો ઈવાન હંમેશાં સ્વચ્છ કપડાં પહેરતો અને વાળ પણ બરાબર ઓળીને રાખતો, દેખાવે કોઈ પ્રૌઢ સરકારી કારકૂન જેવો લાગતો. બિમાર મારિયા મકાનના કાતરિયામાં રહેતી, અને ભાગ્યે જ નીચે આવતી. પણ એ નીચે આવતી ત્યારે મારી શાંતિ ચાલી જતી: જાણે મને કોઈએ દોરડેથી બાંધી દીધો ન હોય.

આ દેરેન્કોવ પરિવારનો સઘળો વ્યવહાર ચલાવતી હતી એક ઊંચી, દૂબળી, પાતળી સ્ત્રી — છોકરીઓની ઢીંગલી જેવું ભાવહીન મોં, વૃદ્ધ ભિક્ષુણીની જેમ કઠોર આંખો. એ સ્ત્રી મકાન માલિક સ્કોપેત્સ સાથે રહેતી હતી. ઘરકામમાં એની દિકરી નાસ્ત્યા એને હાથ દેતી, એના વાળ લાલ, ખૂણો પાડતું નાક, અને લીલી આંખો; પણ આ નાસ્ત્યા કોઈ પુરુષ સામે જુએ ત્યારે એના નાકનાં ફણાં ધ્રૂજવા લાગતા.

પરંતુ દેરેન્કોવના મકાનના ખરા માલિકો તો વિદ્યાર્થીઓ હતા. એમાંના કેટલાક વિશ્વવિદ્યાલય, તો કેટલાક ધાર્મિક શિક્ષણની અકાદમી અને કેટલીક વળી પશુચિકિત્સાના વિદ્યાલયમાં ભણતા હતા. એમનાં ઘોંઘાટ અને ચર્ચા—વિવાદોથી આખું ઘર ગાજતું રહેતું. તેમને રૂસી લોકોની અવસ્થા અને દેશના ભવિષ્ય માટે સતત ચિંતા રહેતી. અખબારોમાં છપાયેલા લેખો, નવી વાંચેલી

ચોપડીઓનો સાર; કે નગર તથા વિશ્વવિદ્યાલયની ઘટનાઓથી ઉત્તેજીત થઈને, એ બધા વિદ્યાર્થીઓ કઝાન નગરને ખૂણે ખૂણેથી આ દુકાને ભેગા થતા. એમના ગરમાગરમ વાદવિવાદથી ઓરડો ધમધમી ઊઠતો કે પછી કોઈ ખૂણામાં બેસીને તેઓ ઘુસપુસ કર્યા કરતા. મોટાં મોટાં પોથાંને બગલમાં દબાવીને આવતા, આંગળીઓથી ઝડપથી પાનાં ઉથલાવતા, અનેક સંદર્ભો આપી મોટેથી ગરજીને તેઓ વાતો કરતા, પોતાને મનપસંદ સત્યો કે હકીકતો પર ભાર મૂકતા.

એમની એ ચર્ચાઓ અને દલીલબાજીઓમાં મને ઝાઝી ખબર ન પડતી. એમના શબ્દોના ધોધમાંનો તર્ક એ રીતે અદૃશ્ય બનતો, જે રીતે કોઈ ગરીબના પાતળા સૂપમાં ઘીનું ટીપું. કેટલાક વિદ્યાર્થીઓ તો વોલ્ગા વિસ્તારના શ્વેત દાઢીવાળા સિદ્ધાંતજડ ધર્મશાસ્ત્રીઓની મને યાદ અપાવતા. પણ એક વાત મને હંમેશાં લાગતી: એ બધા અમારા જીવનને બદલવા માગે છે, એને બહેતર કરવા ઇચ્છે છે. તેથી શબ્દોના પ્રવાહમાં કે વાક્‌વર્ષામાં એમના ઉદ્દેશ્યની સચ્ચાઈ ભલે ડૂબકી ખાતી લાગે, પણ એ ડૂબી કે વિલીન તો નહોતી જ થતી. જે સમસ્યાઓનું હલ તેઓ કરવા માગતા હતા, એની માહિતી મને મળતી, અને તેથી એમના પ્રયત્નોની સફળતા મારા માટે ઊંડા અંગત રસ તથા ચિંતાનો વિષય બની જતી. ક્યારેક ક્યારેક મારા જ અવ્યક્ત વિચારો એમની દલીલોને લીધે સ્પષ્ટ બનતા. મને એમના પ્રત્યે અસીમ ભક્તિભાવ જાગતો—કોઈ કેદીને મુક્તિનું વચન આપનાર જેમ ઉદ્ધારક લાગે એ જ રીતે.

અને એ લોકો મને જોઈ રહેતા ત્યારે એવું લાગતું કે કોઈ સુથાર લાકડાના ટુકડાને અસાધારણ આકાર આપવાનું વિચારતો હોય.

વિદ્યાર્થી ભાઈઓ આપસમાં મારો પરિચય કરાવતાં મને "સ્વયંભૂ મેધા" કહેતા. એમના બોલવામાં એવું અભિમાન ડોકિયાં કરતું, જેવું રસ્તે મળેલો તાંબાનો કોઈ સિક્કો એક બીજાને બતાવતાં રઝળુ છોકરાઓને થતું હોય છે. "સ્વયંભૂ મેધા" કે "ધરતીના સપૂત" તરીકે ઓળખાવું મને ગમતું નહીં. કારણ કે મને તો હું જીવનનો સાવકો પુત્ર લાગતો હતો; અને મારો માનસિક વિકાસ કરવાને પોતાનો અધિકાર માનતાં પરિબળોનું દબાણ મને ક્યારેક ખટકતું. એક દિવસ કોઈ પુસ્તકોની દુકાને મેં 'ઉક્તિઓ અને સૂત્રો' નામનું પુસ્તક જોયું. એ શબ્દોનો અર્થેય મને આવડતો નહોતો, ને તોય એને વાંચવાની મને ખૂબ ઇચ્છા થઈ આવી. એટલે ધાર્મિક શિક્ષણ અકાદમીના એક વિદ્યાર્થી પાસે એ મેં માગી.

"એમ, તો હવે તમારે 'ઉક્તિઓ અને સૂત્રો' ગ્રંથ વાંચવો છે કેમ?" એ ભાવિ આર્કબિશપે કટાક્ષમાં મને કહ્યું. એના હબશીઓ જેવા વાંકડિયા વાળ, જાડા હોઠ, અને મોટા તીક્ષ્ણ દાંત હતા. એણે મને ઉપદેશ દેતો હોય એમ

ઉમેર્યું: "એ બધી માથાકૂટ મૂક; અને અત્યારે તો તને જે આપવામાં આવે છે તે વાંચ. બાકીની ચિંતા ફિકર મૂકી દે."

ગુરુજીની એ ઉદ્દંડ ઉક્તિ મારે કાળજે વાગી. ગોદીમાં મળેલી થોડી મજૂરી અને બાકીનાં નાણાં આંદ્રેઈ દેરેન્કોવ પાસેથી ઉછીનાં લઈ મેં એ પુસ્તક ખરીદી લીધું. એ મારું વાંચેલું સૌ પહેલું ગંભીર પુસ્તક હતું. અને હજી આજેય મારી પાસે છે.

ક્યારેક પેલા વિદ્યાર્થી ભાઈઓ મારા પ્રત્યે ખૂબ સખ્તાઈ વાપરતા. એક વખત 'સમાજવિજ્ઞાનનો એકડો' નામનું પુસ્તક હું વાંચતો હતો. મને થયું કે માનવ સંસ્કૃતિના વિકાસમાં પશુપાલક જાતિઓની ભૂમિકાને લેખકે અકારણ અતિશયોક્તિથી વધારી છે, અને સાહસિક શિકારી જાતિઓનું મહત્ત્વ ઓછું આંક્યું છે. ભાષાશાસ્ત્રના વિદ્યાર્થીને મેં મારી આ ટિપ્પણી કહી સંભળાવી. એ સાંભળીને "આલોચનાનો અધિકાર" એ વિષય ઉપર એણે મને એક કલાકનું ભાષણ ઠોકી દીધું. પોતાના સ્ત્રૈણ ચહેરા ઉપર ગુરુને છાજે એવો ગંભીર ભાવ પરાણે ખેંચી રાખીને તેણે કહ્યું:

"આલોચના કરવાનો અધિકાર મેળવવા માણસને ખુદ કોઈ નિશ્ચિત સત્યમાં વિશ્વાસ હોવો જોઈએ. છે તમારી પાસે એવું કોઈ સત્ય—જેમાં તમને વિશ્વાસ હોય?"

એ વિદ્યાર્થી રસ્તે ચાલતાંય પુસ્તક વાંચતો. મોં સામે ખુલ્લું પુસ્તક હોય અને આવતાં જતાં લોકો સાથે અથડાતો જતો હોય. એક ગંદી ઓરડીમાં એ રહેતો હતો. એક વખત ટાઈફૉઈડનો ભોગ બન્યા ત્યારે બેહોશીમાં એ ચીસો પાડતો રહ્યો:

"નૈતિકતામાં સ્વતંત્રતા અને નિયંત્રણના તત્ત્વોનો સંવાદી સમન્વય થવો જોઈએ. હા સેવાં-સંવાદી..."

હૃદયનો સાવ કોમળ, પેટપૂરતું ભોજન ન મળવાથી અર્ધો માંદો અને શાશ્વત સત્યની ખોજમાં લીન રહેવાને લીધે જીવનના બધા આનંદોથી વંચિત એ વ્યક્તિ ફક્ત પુસ્તકોમાંથી જ રસ પ્રાપ્ત કરતી હતી. એને એક જ ધૂન માથે સવાર રહેતી કે કોઈ પણ રીતે બે શક્તિશાળી વિચારકોનો સમન્વય કરવો. કોઈ વિરોધી વિચારકોનો એવો સમન્વય થઈ ગયો છે એવું એને ભાન થાય, તો એની કાળી આંખોમાં બાલસુલભ પ્રસન્નતા વ્યાપી જતી. કઝાનમાં આ પરિચય થયાના દસ વરસ પછી ખારકોવમાં અમારી ફરીથી મુલાકાત થઈ હતી. કેમમાં પાંચ વરસ દેશવટો ભોગવ્યા પછી એણે ખારકોવ વિશ્વવિદ્યાલયમાં ફરીથી પ્રવેશ મેળવ્યો હતો. મને થયું કે એ વ્યક્તિની જિંદગી અસંખ્ય વિરોધી વિચારોના સમાધાનમાં જ ખરચાઈ ગઈ છે. ટી.બી.માં મરવા પડેલી એ વ્યક્તિના

મોંમાંથી લોહી નીકળતું હતું પણ એ દિવસોમાં એ માર્ક્સ અને નિત્શેનો સમન્વય કરવામાં મચી પડયો હતો! પરસેવાથી રેબઝેબ, ઠંડી હથેળીઓમાં મારો હાથ લઈ, હાંફતાં હાંફતાં એણે મને કહ્યું:

"સંયોગીકરણ વિના જીવન જ અસંભવ છે!"

એક દિવસ અચાનક એ મૃત્યુ પામ્યો. ટ્રામમાં બેસીને વિશ્વવિદ્યાલય તરફ જઈ રહ્યો હતો ત્યારે રસ્તામાં એણે ચિર વિદાય લીધી.

તર્ક અને બુદ્ધિની વેદી પર બલિદાન દેનારા એવા કેટલાય શહીદોને હું ઓળખું છું. એમની સ્મૃતિ મારા માટે ખૂબ પવિત્ર છે...

આ રીતે લગભગ વીસ માણસો દેરેન્કોવના મકાનમાં ભેગા થતા. એમાં એક જાપાની પણ હતો. એ ધાર્મિક શિક્ષણ અકાદમીમાં ભણતો હતો—નામ એનું પાન્તેલેયમોન સાતો. ક્યારેક ક્યારેક એક વિશાળકાય પહોળી છાતી અને દાઢીવાળો માણસ પણ આવતો. એ તાતાર લોકોની જેમ માથું સફાચટ રાખતો. પોતાના ભૂરા કોટના બધા હુક એ બંધ રાખતો. એ પોશાક જાણે એના શરીરને મઢેલું હોય એમ બધાંને થઈ આવતું. સામાન્ય રીતે એ એકલો ખૂણે બેસી રહેતો. પાતળી નળીવાળી પાઈપ ફૂંકતો, એ આખા ઓરડામાં બેઠેલા લોકોને પોતાની વિચારશીલ ભૂરી આંખોથી નિહાળ્યા કરતો. એની ચિંતનશીલ દૃષ્ટિ ઘણી વખત મારા પર આવીને અટકતી. મને થતું એ ગંભીર માણસ આંખોથી જ મને માપી રહ્યો છે; અને ખબર નહીં કેમ, મને એનો ડર લાગતો. એના મૌનથી મને અચંબો થતો, કારણ કે બીજા લોકો તો બરાડી બરાડીને ત્યાં વાતો કરતા; એમનો વાક્પ્રવાહ અવિરત ચાલતો—ક્યારેક તાલ દેતા, ભાર દેતા તેઓ બધા બોલતા. મને કોઈ પણ વાત જેટલી ઉગ્રતાથી કહેવાતી એટલી જ વધુ ગમતી. તેજ ધારદાર શબ્દોના પરદામાં સામાન્ય રીતે તુચ્છ અને દંભી વિચારો જ હોય છે. એ અનુભવ કરવો હજી મારે બાકી હતો. ફક્ત પેલો દાઢીવાળો વિશાળકાય માણસ જ એ મંડળીમાં મોંએ તાળું વાસીને બેસી રહેતો.

લોકો એને "ખોખોલ" નામે બોલાવતા. મને ખ્યાલ છે કે આંદ્રેઈ સિવાય કોઈને એના સાચા નામની ખબર નહોતી. જોતજોતામાં મને ખબર પડી કે યાકુત્સ્ક પ્રદેશમાં દસ વરસનો દેશવટો ભોગવીને હજી હમણાં જ એ પાછો આવ્યો છે; એ જાણીને મને એનામાં રસ જાગ્યો. પણ હજી એનો પરિચય કરવાની મને હિંમત નહોતી થતી, જોકે હું ડરપોક અથવા ઓઝપાઈ જાય એવી પ્રકૃતિનો માણસ નથી. ઊલટું, મારામાં તો ખૂબ કુતૂહલ વૃત્તિ છે અને બધું જાણી લેવાની એક પ્રકારની ઉતાવળ મને હોય છે, એટલે તો કોઈ પણ એક વસ્તુનું પૂરું અધ્યયન કરવા પલાંઠી વાળીને બેસવામાં હંમેશા અડચણ પડી છે.

એ લોકો જ્યારે જનતાની વાત કરતા ત્યારે હું વિસ્મયપૂર્વક અને પોતાના વિચારોમાં અવિશ્વાસ સાથે સાંભળ્યા કરતો, મને એવું થઈ આવતું કે હું એમની જેમ વિચારી નથી શકતો. એમને મન જનતા એટલે શાણપણ, સ્નેહ અને આધ્યાત્મિક સૌંદર્યનું મૂર્ત રૂપ, દેવો અને ભગવાનથી થોડુંક જ ઊતરતું, અને "સત્યમ્ શિવમ્, સુંદરમ્"નું સાકાર સ્વરૂપ. એવી જનતાનો મને કોઈ પરિચય નહોતો. હું તો સુથારો, ગોદી કામદારો, કડિયાઓને ઓળખતો હતો; યાકોવ, ઓસિપ અને ગ્રિગોરીને જાણતો હતો. પરંતુ એ લોકો તો જનતાને કોઈ સમગ્ર તરીકે વર્ણવતા હતા. વક્તાઓ પોતાને આ જનતા કરતાં નીચે માનતા, અને એની ઈચ્છાશક્તિને અધીન પોતાને ગણાવતા. પરંતુ મને લાગતું હતું કે ખુદ એ લોકો જ સૌંદર્ય અને બુદ્ધિશક્તિના મૂર્ત રૂપ છે, એમના જ હૃદયમાં જીવન પ્રત્યેની શુભ લાગણી તથા માનવપ્રેમના સંકલ્પની જ્યોતિ પ્રગટી રહી છે. એ લોકો જ એ માનવપ્રેમના નવા નિયમો અનુસાર વધુ મુક્ત જીવનનું નવનિર્માણ કરી શકે તેમ છે.

હું જે લોકોમાં રહી ચૂક્યો હતો, એ લોકોમાં મેં એવો માનવપ્રેમ જોયો નહોતો. પરંતુ આ વક્તાઓના એક એક શબ્દમાં, એકે એક દૃષ્ટિમાં પ્રેમની જ્યોતિ ઝળહળી રહી હતી.

જનતાના આ પૂજારી લોકોની ટોળીની વાતો મારા હૃદયને સ્ફૂર્તિદાયક શીતલ વર્ષાબિંદુ જેવી લાગતી. ગ્રામજીવનની મુશ્કેલીઓ અને કિસાનોની શહીદી વિશે સીધાંસાદાં પુસ્તકોએ મારા આદર્શોને મજબૂત કર્યા હતા. મને હવે એ જ્ઞાન થવા માંડયું હતું કે માનવ માત્ર પ્રત્યેના પ્રગાઢ પ્રેમથી જ જીવનનો વાસ્તવિક અર્થ સમજવાની પ્રેરણા અને શક્તિ પ્રાપ્ત થાય છે. મેં મારા વિશે વિચારવાનું બંધ કર્યું; એ લોકોની વાતો તરફ હવે વધુ ધ્યાન આપવું શરૂ કરી દીધું હતું.

એક દિવસ દેરેન્કોવે મને વિશ્વાસમાં લેતાં જણાવ્યું કે એની દુકાનમાંથી જે કંઈ થોડી આવક થાય છે એ બધી, "જનતાના કલ્યાણને સર્વોપરી" માનતા લોકોને મદદ કરવામાં ખર્ચવામાં આવી રહી છે. પ્રાર્થના વખતે નાનો ધર્મભીરુ પાદરી જે રીતે આર્કબિશપની ચોરતરફ ફર્યા કરે એવો વ્યવહાર અંદ્રેઈ પેલી મંડળીમાં બધા તરફ કરતો. પુસ્તકિયા જ્ઞાનના એ પ્રચારકોમાં એને આંધળો વિશ્વાસ બેસી ગયો હતો. પોતાના સુકાયેલા હાથને જેકેટની બગલમાં ઘુસાડી, મોં ઉપર ઉલ્લાસનું સ્મિત ખેંચી રાખી, રેશમી દાઢી પર હાથ ફેરવતો એ મને કહેતો:

"ખૂબ મજાની વાતો થાય છે ને! એમ છે, ત્યારે!"

અને લાવરોવ જ્યારે નરોદ્નિકોની વિરુદ્ધ ઝેર ઓકવાનું શરૂ કરતો ત્યારે

દેરેન્કોવ ભયથી આંખો બંધ કરી ધીમેથી કહેતો: "ઉત્પાતિયો છે આ યુવક!" લાવરોવ પશુચિકિત્સા વિજ્ઞાન ભણતો હતો. એનો અવાજ બતકો જેવી કુટકુટાટ કરતો હતો.

નરોદ્નિકો પ્રત્યે દેરેન્કોવ અને મારો દૃષ્ટિકોણ એક સરખો જ હતો. પરંતુ વિદ્યાર્થીઓ દેરેન્કોવ તરફ જે અભિગમ દાખવતા એ મને અશિષ્ટ અને અવિચારી લાગતાં; એવો અભિગમ તો ધનાઢ્ય લોકો નોકરો પ્રત્યે કરતા હોય છે. જોકે દેરેન્કોવનું ધ્યાન એના તરફ ગયું નહોતું. આ મિત્રમંડળીના ગયા પછી દેરેન્કોવ મને ઘણી વખત રાતે રોકી પાડતો; અમે સાથે મળીને ઓરડો ઠીક કરતા, અને ફર્શ પર સાદડી બિછાવીને પૂજાના દીવાને આછે અજવાળે મોડી રાત સુધી ધીમે અવાજે વાતો કરતા પડયા રહેતા, સત્યની પ્રતીતિના અડગ વિશ્વાસ સાથે આનંદથી એ કહેતો:

"સમય વીતતાં આવા લોકોની સંખ્યા સેંકડો, હજારો થઈ જશે, આખા રશિયામાં દરેક મહત્ત્વની જગ્યાએ આ લોકોનો રુક્કો ચાલશે, અને પછી તે બધા સાથે મળીને જલ્દીમાં જલ્દી આપણા સૌનું જીવન બદલી નાંખશે."

દેરેન્કોવ મારાથી લગભગ દસેક વરસ મોટો હશે. મને સ્પષ્ટ દેખાઈ આવ્યું હતું કે લાલકેશી નાસ્ત્યા પર એનું મન ચોંટયું છે. નાસ્ત્યાની વિનોદી આંખો સાથે એ નજર નહોતો મેળવતો, અને બીજા લોકોની હાજરીમાં માલિકની જેમ હુકમો છોડતો રૂક્ષ વ્યવહાર એના તરફ દાખવતો. પણ નાસ્ત્યાની પીઠ ફરતાં એની આંખોમાં લાલસા દેખાઈ આવતી. બન્ને એકલાં પડતાં ત્યારે સંકોચ ભર્યું સ્મિત વેરતો અને દાઢી હલાવતો રહેતો.

એની નાની બહેન પણ ઓરડાના એક ખૂણે બેઠી બેઠી આંખો ફાડીને વધગું વાક્યુદ્ધ જોયા કરતી. એમાં ધ્યાન પરોવવા એ પ્રયત્ન કરતી ત્યારે બાળક જેવા એના ચહેરા પરની તંગદિલી હાસ્યજનક લાગતી. એની આંખો પહોળી થઈ જતી; અને ક્યારેક ક્યારેક જ્યારે અસાધારણ તીખાં વચનો સાંભળતી ત્યારે એ નિસાસો મૂકતી જાણે એના પર કોઈએ અચાનક બરફનું ઠંડું પાણી ન રેડી દીધું હોય. એ મંડળીમાં લાલકેશી એક તબીબી વિદ્યાર્થી પણ હતો. પેલી કિશોરીના ખૂણાની આજુબાજુ જ મરઘાની જેમ જે ચાલચાલ કર્યા કરતો. પેલીની સાથે વાત કરતાં એનો અવાજ પણ રહસ્યમય રીતે મંદ પડી જતો, નેણ ખેંચાઈ જતી. એ બધી હકીકતો મને ખૂબ રસપ્રદ લાગ્યા કરતી હતી.

પરંતુ પાનખર ઋતુ બેસવાને વાર નહોતી. નિયમિત મજૂરીની કોઈક વ્યવસ્થા કર્યા વિના હવે ચાલે તેમ નહોતું. નવી મિત્રમંડળીની સંગતમાં ફસાવાને લીધે મહેનત મજૂરીમાં મારું ધ્યાન રહ્યું નહોતું; અને પેટ ભરવા હું બીજા લોકો

પર આધારિત બનતો જતો હતો. પણ બીજાનો નીરેલો રોટલો હંમેશાં કડવો જ લાગતો હોય છે. તેથી ઠંડીની ઋતુમાં કોઈ "જગ્યા" શોધી કાઢવાનું અનિવાર્ય બની ગયું. છેવટે મને વાસીલીય સેમ્યોનોવની બેકરીમાં નોકરી મળી.

મારા જીવનના આ પ્રકરણનું વર્ણન મેં 'માલિક', 'કોનોવાલોવ' તથા 'છવ્વીસ અને એક છોકરી' નામની વાર્તાઓમાં કર્યું છે. ખૂબ મુશ્કેલ જીવન હતું એ; પણ અનુભવનું મોટું ભાથુંય બાંધી આપ્યું હતું એ જિંદગીએ.

શારીરિક દૃષ્ટિએ તો એ જીવન વેદનાભર્યું હતું જ, પણ નૈતિક રીતેય એટલું જ વેદનાની શૂળ જેવું એ હતું.

એક મકાનના ભોંયતળિયે અમારી બેકરી હતી. એક વખત એમાં ધૂસ્યા પછી મારા પેલા મિત્રો અને મારા વચ્ચે "વિસ્મૃતિની દિવાલ" ખડી થઈ: જોકે એમને મળ્યા કે સાંભળ્યા વિના મારે મુદ્દલ ન ચાલે તેવું થઈ ગયું હતું. એ લોકો તો કોઈ મને બેકરીમાં મળવા ન આવતા. ત્યાં દિવસના ચૌદ કલાક મારે પરસેવો પાડવાનો હતો. પરિણામે અઠવાડિયાના છ દિવસ તો દેરેન્કોવને ઘરે જવાની વાત જ ન આવતી. સાતમે, રજાને દિવસે ક્યાં તો હું આખો દિવસ ઘોર્યા કરતો કે પછી બેકરીના મારા સાથીદારો સાથે સમય વિતાવતો. એમાંના કેટલાક તો પહેલા દિવસથી જ મને સૌનું મનોરંજન કરતો મશ્કરો ગણવા માંડયા, અને કેટલાક મને એવો સ્નેહ કરવા માંડયા કે જેવો પ્રેમ બાળકો પોતાને સરસ વાર્તા કહેનાર પ્રત્યે કરતાં હોય છે. એ લોકોને હું શું શું કહેતો હોઈશ એ તો એકલો ભગવાન જ જાણે છે; પણ એટલું તો નક્કી કે મેં એમનામાં નવી આશા જન્માવવા પૂરા પ્રયત્નો કર્યા હતા. હું એમને એ સધિયારો આપતો કે એમનું જીવન સાવ નિરાળું પણ હોઈ શકે, એ જીવનમાં આટલું કષ્ટ નહીં પડે, એવા જીવનને કંઈક અર્થ અને પ્રયોજન પણ હોઈ શકે. આ વાતથી મને થોડી સફળતા પણ મળતી: એમના સૂઝેલા ચહેરાઓ પર માનવીય વિષાદની રેખાઓ ઊપસી આવતી કે પછી ક્યારેક રોષ અને ક્ષોભથી આંખો ચમકી ઊઠતી. એ જોઈને મને સંતોષ થતો; મને અભિમાન પણ થઈ આવતું કે હું "જનતા"ની વચ્ચે કામ કરી રહ્યો છું, અને તેમને "શિક્ષિત તથા જાગરૂક" કરી રહ્યો છું.

અને તે છતાં ભૂતકાળના મારા વાતાવરણને લીધે ઉપસ્થિત થતા સાવ સાદા પ્રારંભિક પ્રશ્નોનો ઉત્તર પણ હું ન આપી શકતો. મારામાં જ્ઞાનનો અભાવ મને લાગતો. એ વખતે મને થઈ આવતું કે હું કોઈ અંધારી ગર્તામાં ધકેલાઈ ગયો છું, જ્યાં માનવી દિશાભ્રષ્ટ જીવજંતુની જેમ સબડી રહ્યો છે, જ્યાં એ વાસ્તવિકતા ભૂલવા આકુળવ્યાકુળ થઈ ગયો છે; અને દારૂ તથા વેશ્યાઓના ઠંડા આલિંગનોમાં જ એ વાસ્તવિકતા ભૂલી શકે છે...

દરેક મહિને પગારને દિવસે વેશ્યાવાડામાં જવું એ લોકોમાં અનિવાર્ય મનાતું. બધા લોકો એના એક અઠવાડિયા પહેલાંથી જ એ રસની કલ્પનામાં આનંદવિભોર રહેતા, અને ત્યાં જઈ આવ્યા પછી જે મજા પડી હોય એની સિલસિલાબંધ વાત કેટલાય દિવસ સુધી વાગોળ્યા કરતા. એ વાતોમાં તદ્દન નિર્લજ્જપણે પોતાની મર્દાનગીનાં વર્ણન કરવામાં આવતાં, અને એ સ્ત્રીઓની સાવ નિર્મમ ઠેકડી ઉડાડવામાં આવતી. સ્ત્રીઓની વાત આવતાં એ લોકો ખૂબ ગંદી રીતે થૂંકતા.

પણ પણ આશ્ચર્ય તો એ વાતનું હતું કે લાળ ઝરતી એમની એ વાતો પછી એમને જ દિલગીરી અને શરમ થતી હોય એવું મને લાગતું કે એવું થતું એમ હું માનતો. પેલાં "સાંત્વના ઘરો"માં એક રૂબલના બદલામાં આખી એક વેશ્યાને ખરીદી શકાતી; ત્યાં મારા સાથીદારોને ઓઝપાઈ જતા અને શરમાવા લાગતા મેં ખુદ જોયા છે; અને એ મને સ્વભાવિક પણ લાગતું. પણ કેટલાક તો જરૂરી કરતાં વધારે મીઠું મરચું ભભરાવીને વાતો કરતા; ત્યારે મને થઈ આવતું કે પેલી ઓઝપ સંતાડવા થપાટ મારીને તેઓ ગાલ લાલ કરી રહ્યા છે સ્ત્રી-પુરુષના સંબંધોમાં મને ખૂબ રસ હતો, એટલે એ બધીય વાતોમાં હું ખૂબ ધ્યાન આપતો. સ્ત્રીઓનાં લાડવ્હાલનો મને હજી કોઈ અનુભવ નહોતો, અને આથી હું હજી દૂર રહેતો હોવાથી પેલી સ્ત્રીઓ અને મારા સાથીદારોને હું મૂંઝવણમાં મૂકી દેતો— એ લોકોની ક્રૂર ઠેકડીનું હું નિશાન બનતો. પરિણામે મારા સાથીદારોએ પેલાં "સાંત્વના ઘરો"માં મને સાથે લઈ જવાનુ છોડી દીધું, ને એક દિવસ તો મને મોંએ જ ચોપડાવ્યું:

"તું અમારી સાથે ન આવે તો સારું."

"કેમ?"

"કેમ કે તું સાથે હોય છે તો મજા મરી જાય છે."

મેં એ શબ્દોને જાણે આતુરતાપૂર્વક પકડી લીધા: જાણે એ શબ્દો મારા માટે ખરેખર મહત્ત્વના હતા, જોકે એનો અર્થ મને હજી બરાબર સમજાયો નહોતો.

"કેવો માણસ છે તું! એક વાર કહ્યું તો ખરું કે અમારી સાથે ન આવશો. તું હોય છે તો કંઈ જામતું જ નથી બરાબર."

એકલા અર્ત્યોમે વાંકું હસતાં કહ્યું: "તું ત્યાં સાથે હોય છે તો લાગે છે, જાણે કોઈ પાદરી કે પછી અમારો બાપ જ રંગમાં ભંગ પાડવા આવી પહોંચ્યો છે."

અને પેલી છોકરીઓ પહેલાં મારા સંયમની મજાક કરતી, અને થોડા દિવસ પછી સંકોચ અનુભવતી પૂછતી:

"તને અમારી તો કંઈ ગણતરી જ નથી જાણે!"

આ અડ્ડાની માલિકણ, તેરેઝા બોરૂતા નામની ચાલીસ વરસની જાડી પણ દેખાવે રૂપાળી એક પોલિશ "છોકરી" સારા ઘરના કૂતરા જેવી ચાલાક આંખો નમાવતી મને જોઈ રહેતી કહેતી:

"જુઓ છોકરીઓ, આ બિચારાને હેરાન કરવામાં કંઈ નહીં વળે. આ મહાશય ક્યાંક દિલ દઈને બેઠા છે, સાચી વાતને? આવો તગડો યુવાન છોકરો આટલી લગામ પકડીને બેઠો રહે, એ કોઈ 'દિલોજાન'ને કારણે જ હોય, કેમ ખરું ને?"

એ નશાખોર સ્ત્રી દારૂ ઢીંચ્યો હોય ત્યારે ખૂબ ધૃણાજનક લાગતી; અને ઢીંચવામાંય કોઈ મણા ન રાખતી. પણ એણે જ્યારે પીધો ન હોય, ત્યારે અન્ય લોકો પ્રત્યેના એના વિચારશીલ વલણથી, અને એમનાં કરતૂતોમાં જે ઠંડકથી તર્ક શોધતી એનાથી, મને અચંબામાં નાંખી દેતી! તેણે મારા સાથીદારોને કહ્યું:

"અકાદમીના વિદ્યાર્થીઓને સમજવા, એ સૌથી મુશ્કેલ વાત છે, સાચું કહું છું. છોકરીઓની એ લોકો જે રગડી કરતા હોય છે, બાપ રે! એ લોકો ફર્શ પર સાબુના ફીણ લગાવડાવશે, એના પર ચાર કાચની પ્લેટો મુકાવી, છોકરીઓના કપડાં કઢાવી, ચાર પગે વાંકી ઊભી રાખશે; અને પછી એમને પાછળથી દેશે ધક્કો! એ જોવા કે એ કેટલી લપસે છે! એક, પછી બીજી, પછી ત્રીજી, એમ બધાંનો વારો કાઢે! પણ આ બધું શું કામ, શા માટે?"

મારાથી બોલી પડાયું.

"તું જુઠ્ઠું બોલે છે."

"ના, જુઠ્ઠું નથી કહેતો," તેણે ખોટું લગાડયા વિના, શાંત સ્વરે કહ્યું; એની એ શાંતિથી હું ઊલટો વધુ ઉદ્વિગ્ન બન્યો:

"તું આ બધી વાતો ઉપજાવી ઉપજાવીને કહે છે."

"પણ છોકરીઓ ખુદ આવી વાત શું ઉપજાવી કાઢે? અને તું માને છે કે હુંય મૂરખ છું?" એણે આંખો ફાડીને મારી સામે જોઈ રહેતાં કહ્યું.

લોકો ખૂબ રસપૂર્વક અમારી ચર્ચા સાંભળી રહેતા. તેરેઝા ખૂબ શાંત સ્વરે પોતાના ગ્રાહકોની અવનવી લીલાઓ વર્ણવતી: એનો પ્રયત્ન જાણે એટલું સમજવાનો હતો: શા માટે એ લોકો આવું કરતા હશે?

અમારા શ્રોતાજનો તિરસ્કારથી થૂંકતા અને વિદ્યાર્થીઓને ગાળો દેવા માંડતા. પણ એ વખતે મારા મનમાં એ જ વિચાર ઘોળાતો રહ્યો કે હું જે લોકોને પ્રેમ કરું છું એ વિદ્યાર્થીઓ વિરુદ્ધ તેરેઝા દુશ્મનાવટનાં બી વાવી રહી છે. મેં એને સમજાવ્યું કે વિદ્યાર્થીઓ તો જનતાના પ્રેમી છે. અને લોકોને મદદ કરવાની એમની એક માત્ર તમન્ના છે.

"તું વોસ્ક્રેસેન્સકાયા ગલીના વિદ્યાર્થીઓની વાત કરે છે, એ બધા લોકો તો

વિશ્વવિદ્યાલયમાં ભણે છે. પણ હું જે કહું છું તે વિદ્યાર્થીઓ તો આસ્કેર્યે મેદાનના છે, પાદરી બનવાની તાલીમ લે છે, સમજ્યો? એ બધા માબાપ વિનાનાં નિરાધાર છોકરાઓ છે; એ અનાથ છોકરાઓ ક્યાં તો ચોર બને છે, અથવા તો બદમાશ! મોટા થઈનેય એમનો વિશ્વાસ ન બેસે, કારણ કે એમને લગામ કરવાવાળું કોઈ નથી હોતું ને!"

વેશ્યાગૃહની એ માલિકણની શાંત સ્વરે વર્ણવાયેલી વાતો, તથા વિદ્યાર્થીઓ, સરકારી કારકૂનો તથા મોટાભાગના પેલા સફેદ વસ્ત્રધારીઓ સામેની છોકરીઓની ફરિયાદો મારા સાથીદારોને બીજો જ રંગ ચઢાવી રહી હતી. વિદ્યાર્થીઓ પ્રત્યે ધૃણા પેદા થવા ઉપરાંત, એમને એવો સંતોષ પણ થતો હતો કે "ભણેલા લોકો તો અમારાથીય કેવા બદતર છે! એમ છે ત્યારે!"

આ વાતો સાંભળીને મને દુ:ખ થતું, દિલગીરી થતી. વેશ્યાવાડાની એ સાંકડી અંધારી ઓરડીઓ જાણે એક પ્રકારના ગંદા નાળા જેવી હતી, જેમાં શહેર આખાની ગટરોમાંથી ગંદું પાણી ઠલવાતું; અને ત્યાં વેર અને દ્વેષમાં ઊકળી પાછું એ પાણી આખા શહેરમાં ફેલાતું. પશુ જેવી વાસનાઓ અને મુશ્કેલ બીબાંઢાળ જીવનના કંટાળાને લીધે લોકો આ ગંદી ઓરડીઓમાં આવતા; જ્યાં પ્રેમની પીડા અને વેદનામાંથી અર્થહીન શબ્દો હૃદયસ્પર્શી ગીતોમાં પલટાતાં; "ભણેલા ગણેલા લોકોના જીવન" વિશે ત્યાં કુત્સિત વાતોનો જન્મ થતો, અને ન સમજાતી એ બધી ચીજો પ્રત્યે ધૃણા અને દ્વેષની ભાવનાઓ ત્યાં પેદા થતી. મને લાગ્યું કે આ "સાંત્વના ઘરો" એક પ્રકારનું વિશ્વવિદ્યાલય હતું, જ્યાં મારા સાથીદારોને ભયાનક ઝેરીલી તાલીમ મળી રહી હતી.

મેં એ પણ જોયું કે "મનોરંજન માટેની એ છોકરીઓ" કેવી રીતે આળસપૂર્વક પગ ઘસડતી ગંદા ફર્શ પર ફરતી. હાથવાજાંના અવિરત ઝણકાર અને તૂટેલા પિયાનોની કંટાળાજનક સુર સાથે તાલ મિલાવી એમના લેવાઈ ગયેલા શરીરો હલી રહ્યા હતા. એ બધું જોઈને મારા મનમાં નવા વિચારો જાગતા હતા; એ બધા અસ્પષ્ટ હતા, પણ મનને અસ્થિર તથા અશાંત કરી દેતા; દિલમાં કંટાળો અને કડવાશ પેદા થતી; ત્યાંથી ભાગી છૂટવાની ઇચ્છા થઈ આવતી.

અને નિસ્વાર્થ ભાવે જનતાની આઝાદી અને કલ્યાણનો માર્ગ શોધવામાં તલ્લીન પેલા વિદ્યાર્થીઓની હું જો હવે બેકરીમાં ચર્ચા ઉપાડતો, તો મને માથામાં વાગે એવો જવાબ મળતો:

"પણ પેલી છોકરીઓ તો તારા એ મહાનુભાવો વિશે કંઈક બીજી જ વાત કરતી હતી!"

આટલું બોલીને તેઓ મારી હાંસી ઉડાવતા. એમની વિક્ષુબ્ધ શ્રદ્ધાહીનતા મને અશાંત કરી દેતી. પરંતુ હુંય વિદ્રોહી માનસ ધરાવતો હતો: મારાથી મોટી

ઉંમરના એ બધાં કૂતરાંઓ કરતાં હું બુદ્ધિ અને સાહસમાં ઊતરતો નહીં, પણ ખુદને ચડિયાતો માનતો હતો; એટલે મનેય એમના પર ગુસ્સો ચડતો. મને લાગતું કે જીવન વિશે ચિંતન મનન કરવું એ જીવન જીવવાથીય મુશ્કેલ કામ છે. ક્યારેક ક્યારેક મારા એ સાથીદારોની પશુ જેવી સહનશીલતા જોઈને મને તિરસ્કાર છૂટતો. અમારી બેકરીનો નશાબાજ માલિક એમનું ભયાનક અપમાન કરવામાં બાકી ન રાખતો, પણ તેઓ મૂંગા ઢોરની જેમ અપમાન સહી લેતા, એને શરણે જતા; અને પરિણામે હું અંકુશ ગુમાવી બેસતો.

અને સંયોગની વાત તો જુઓ કે જીવનના એ કપરા દિવસોમાં એવી વિચારધારા મારી સામે આવી જે તદ્દન નવી અને મારા સ્વભાવની સાવ વિરુદ્ધ હતી. છતાં એ વિચારધારાએ મને અંદરથી હચમચાવી મૂક્યો.

એક ભયાનક રાતે હું દેરેન્કોવના ઘરેથી બેકરીએ પાછો ફરી રહ્યો હતો. ભયંકર વાવાઝોડું અને પવનના સુસવાટામાં એવું લાગતું હતું જાણે ભૂખરું આકાશ બરફથી ચૂરેચૂરમાં ભાંગીને ભૂક્કો થઈ, ધરતીને દાટી દેવા વરસી રહ્યું હતું; પ્રલયની ઘડી જાણે આવી પહોંચી હતી અને સૂર્યનો અગ્નિગોળો એમાં પલળીને ઠરી ગયો હતો. એવા કમર ચીરતા વાતાવરણમાં હું મારો રસ્તો શોધી રહ્યો હતો. પવનની થપાટોને લીધે મારી આંખો બંધ થઈ જતી હતી. એકાએક મને કંઈક ઠોકર લાગી અને હું જમીન પર લથડ્યો. જોયું, તો રસ્તામાં વચ્ચોવચ્ચ એક માણસ બરફમાં આડો પડયો હતો. અમારા બેઉના મોંમાંથી ગાળ નીકળી ગઈ. મેં રૂસી ભાષામાં અને તેણે ફ્રેંચ ભાષામાં એ સંભળાવી:

"શેતાન ક્યાંનો!"

મને એ સાંભળીને નવાઈ થઈ. મેં એને ખેંચીને એના પગ ઉપર ઊભો કરી દીધો. એ ટૂંકા કદનો, હલ્કોફૂલ માણસ હતો. એણે ઊભાં થતાંની સાથે જ મને ધક્કો મારતાં ગુસ્સામાં કહ્યું:

"અરે એય, મારી ટોપી ક્યાં છે?.. દે, મને મારી ટોપી દે— નહીં તો હું ઠંડીમાં ઠીંગરાઈ જઈશ."

બરફમાં ફેંકાઈ ગયેલી ટોપી ખંખેરીને કડક વાળવાળા એના માથા પર મેં એ મૂકી. પણ એણે તુરત જ એને માથેથી ઉતારી અને હાથમાં હલાવતાં બેય ભાષામાં મને ગાળો દેવા મંડયો:

"ભાગ અહીંથી."

અચાનક એ ઝડપથી આગળ ધસ્યો, અને હિમવર્ષામાં ખોવાઈ ગયો. થોડી વાર પછી એ મને ફરી મળ્યો. રસ્તાની ઠરી ગયેલી ફાનસના થાંભલાને ભેટીને એ ઊભો હતો; એકલો એકલો બબડતો હતો.

"લ્યેના, હવે હું મરવા પડયો છું... ઓ, લ્યેના!"

એણે ખૂબ ઢીંચ્યો હતો એ તો દેખાઈ આવતું હતું, અને મેં જો એને ત્યાં જ તરછોડયો હોત, તો ઠરીને હિમ થઈ ગયો હોત. એ ક્યાં રહે છે એ જ્યારે એને પૂછ્યું, તો એ રડવા લાગ્યો:

"આ કયો માર્ગ છે? હું તો રસ્તો જ ભૂલી ગયો છું." એને કમરેથી પકડીને ઢસડતો હું લઈ ચાલ્યો; એનું ઘર હું એને વારેવારે પૂછયા કરતો હતો.

એ ઠંડીમાં થરથર ધ્રૂજતો હતો. માંડ સંભળાય એવા સ્વરે એણે મને કહ્યું:

"બુલાકમાં—બુલાકમાં ત્યાં બાજુમાં એક સ્નાનગૃહ છે. ત્યાં મારું ઘર છે..."

અવારનવાર એ લથડી પડતો હતો, એના પગ માંડ જમીન પર ટકતા હતા. એને ટેકો દઈને ચાલવામાં મને ખૂબ મુશ્કેલી પડતી હતી. ઠંડીમાં એનાં દાંત ખખડતા હતા. મારા ઉપર એનો બધો ભાર ફેંકી દઈને ફ્રેંચ ભાષામાં એ કંઈક બબડયો:

"સી તૂ સાવે..."

મેં કહ્યું: "મને તમારી ભાષા નથી આવડતી."

એ અટક્યો અને માથે હાથ મૂકીને, જાણે ગર્વ સાથે એકેએક શબ્દનું સ્પષ્ટ ઉચ્ચારણ કરતાં એ ફરીથી પોતાની ભાષામાં બોલ્યો:

"સી તૂ સાવે ઉ જે તે મેન..."

એ પછી તે મોંમાં આંગળીઓ નાંખી, બેકાબૂ લથડયો અને માંડ પડતો પડતો રહી ગયો. મેં નમીને એને મારી પીઠ ઉપર ઉપાડી લીધો.

હું આગળ વધ્યો ત્યારે મારી ખોપરીમાં એની દાઢીથી ખંજવાળતાં તે બબડવા મંડયો.

"સી તૂ સાવે... હે ભગવાન! હું તો ઠીંગરાઈ જઉં છું..."

બુલાક પહોંચ્યા પછી મારે અવારનવાર એને પૂછવું પડયું કે એનું ઘર કયું છે? આમ તેમ ખૂબ અથડાયા પછી, અંતે અમે એક મકાનના પાછળના ભાગમાં પહોંચ્યા. હિમવર્ષાને લીધે એ ઘરની પરશાળ માંડ નજરે ચડતી હતી. એ ફાંફા મારતો ઘરને અંદરને દરવાજે પહોંચ્યો, અને ધીમેથી ખખડાવવા માંડયો. અને હળવેથી બોલ્યો: "શઅઅઅ... ચૂપ..!"

કોઈ સ્ત્રીએ બારણું ખોલ્યું. એણે લાલ ગાઉન પહેર્યો હતો; એના હાથમાં મીણબત્તી હતી. બારણું ખોલીને એ એક તરફ ખસી ગઈ, જેથી અમે અંદર દાખલ થઈ શકીએ. હું અંદર ગયો, એટલે એણે ગાઉનમાંથી ચશ્મા કાઢયા અને મને એમાંથી જોવા લાગી.

મેં એને કહ્યું કે એના આદમીના હાથ ઠંડીને લીધે કદાચ બહેરા થઈ ગયા છે, એના કપડાં કાઢી ઝડપથી એને પલંગ પર સુવડાવી દેવાની જરૂર છે.

"હું?" એણે કહ્યું. એના અવાજમાં યુવાનીનો રણકાર અને સ્પષ્ટતા હતા.

મેં ઉમેર્યું: "એના હાથ પર ઠંડું પાણી નાખવું જોઈએ," એણે જવાબ આપ્યા વિના પેલા નાના ચશ્મા વડે ઓરડાના એક ખૂણા તરફ નિર્દેશ કર્યો. ત્યાં કંઈ નહોતું. ફક્ત એક ચિત્ર હતું—તેમાં હતાં વૃક્ષ અને નદી. હું મુંઝાઈને ધ્યાનપૂર્વક પેલી સ્ત્રીનું મોં જોવા લાગ્યો, છતાં એની આકૃતિ નિશ્ચલ જ રહી. મને ખૂબ નવાઈ થઈ. પછી મારી પાસેથી ખસીને એ બીજા બારણા તરફ વળી, ત્યાં ટેબલ ઉપર ગુલાબી શેડવાળો લૅમ્પ હતો. એ બેસી ગઈ અને ટેબલ ઉપરથી લાલનો ગુલામ ઉપાડી એને જોવા લાગી.

મેં ઊંચે અવાજે કહ્યું: "તમારી પાસે વોદકા છે?" પણ એણે કોઈ જવાબ દીધા વિના ટેબલ પર ગંજીફાના પાનાં મૂકવા ચાલુ રાખ્યું. પેલો માણસ ખુરશીમાં બેઠો હતો—માથું છાતી પર નમી પડેલું, ને એના હાથ નિરંકુશ લટકતા હતા. મેં એને ઉપાડીને પલંગ પર સુવાડયો; અને એના કપડાં કાઢવા માંડયો. આ બધું શું બની રહ્યું છે એની મને ખબર નહોતી પડતી: લાગતું હતું, જાણે હું સ્વપ્નું જોઈ રહ્યો છું. પલંગની બાજુની આખી દીવાલ તસ્વીરોથી ઢાંકેલી હતી. એની વચ્ચે આછા સોનેરી રંગની એક માળા લટકી રહી હતી, જેમાં સફેદ રિબનોનાં ગુચ્છા વચ્ચે એક સોનેરી ચકતું લટકતું હતું. તેને છેડે ખૂણે સોનેરી અક્ષરે લખેલું હતું.

"અતુલનીય જીલ્ડાને..."

મેં પેલા માણસના હાથ મસળવા માંડયા. એટલે એણે ઊંકારો કર્યો: "ધીમેથી, સંભાળીને કર."

પેલી સ્ત્રી હજી ચિંતિત અને મૂંગી રહીને ગંજીફાના પાનાં મૂકતી જતી હતી. નાકના અણીદાર ટેરવાને લીધે એનું મોં કોઈ પંખીને મળતું આવતું હતું. એની મોટી અચળ આંખો આખો ચહેરો ચમકાવતી હતી. એણે કિશોરી જેવા હાથથી વાળને ઠીક કર્યા—જાણે કૃત્રિમ વાળની વિગને એ ગોઠવતી હોય. પછી, ધીમા સ્પષ્ટ અવાજે એણે પૂછ્યું:

"જ્યોર્જ, મીશાની મુલાકાત થઈ?"

મને ખસેડીને જ્યોર્જ ખુરશી પર જઈ બેઠો, અને ઉતાવળે ઉતાવળે સમજાવવા માંડયો:

"મીશા તો તને ખબર છે કે કીવ ચાલ્યો ગયો છે."

"હા એ તો કીવ ગયો છે." ગંજીફાના પાનાં પરથી નજર ઉઠાવ્યા વિના પેલી સ્ત્રીએ કહ્યું. એનો અવાજ ભાવહીન અને અસાધારણ રીતે સમથળ હતો.

જ્યોર્જે કહ્યું:

"હવે બસ પાછો આવવો જ જોઈએ."

"હું?"

"હા... હા.. બસ, આવવો જોઈએ."

"હેં?" પેલી સ્ત્રીએ ફરીથી પૂછ્યું.

જ્યોર્જના શરીરે પૂરતાં કપડાં નહોતાં, ને છતાં એ નીચે કૂદીને એની પાસે જઈ, ઘૂંટણીએ પડી ફ્રૅંચ ભાષામાં એને કંઈક કહેવા લાગ્યો; પેલીએ રૂસી ભાષામાં જવાબ દીધો.

"હું તદ્દન સ્વસ્થ છું."

જ્યોર્જે આગળ ચલાવ્યું: "તને કહું, હું રસ્તો જ ભૂલી ગયો હતો. બહાર તોફાન અને હિમવર્ષા એટલાં બધાં જોરથી ચાલુ છે કે વાત ન પૂછો. મને થયું: આજે ઠંડીમાં ત્યાં જ ઠીંગરાઈ મરીશ." એ ખૂબ ઉતાવળે બોલી રહ્યો હતો. ઘૂંટણ પરના પેલીના હાથ પર એ પોતાના અમળાવતો હોય તેમ—ફેરવતો જતો હતો. જ્યોર્જની ઉમર લગભગ ચાલીસેકની હશે. લાલ મોં, કાળી મૂછો, અને જાડા હોઠ. કોણ જાણે કેમ એ ખૂબ વ્યાકુળ અને ભયભીત લાગતો હતો. એના માથાના શ્વેત કેશ ઊભા થઈ ગયા હતા, અને એમાં એ અવારનવાર હાથ ફેરવ્યા કરતો હતો. એનો નશોય ઝડપથી ઊતરતો જતો હતો.

સ્ત્રીએ કહ્યું: "આપણે કાલે કીવ જતાં રહીશું." એ કદાચ પ્રશ્ન પણ હોઈ શકે, કદાચ જવાનો આદેશ પણ હોઈ શકે.

"સારું. કાલે જ જઈશું. પણ તારે હવે આરામ જોઈએ. ખૂબ મોડું થઈ ગયું છે. તું સૂઈ કેમ ન ગઈ?"

"તો આજે મીશા નહીં આવે?"

"ના-ના, બરફનું આટલું તોફાન છે ને! સારું ચાલ, હવે સૂઈ જા..."

એણે હાથમાં લૅમ્પ લીધો. અને ચોપડીઓના કબાટની પાછળના ગુપ્ત લાગતા દરવાજેથી એને અંદર દોરી ગયો. હું ક્યાંય સુધી એકલો બેલી રહ્યો. મારું મગજ બહેર મારી ગયું હતું. બાજુના ઓરડામાંથી જ્યોર્જનો અસ્ફુટ અવાજ કાનમાં પડયા કરતો હતો. તોફાનનાં મોજાં જાણે બારીઓ ખખડાવી રહ્યા હતા. ફર્શ ઉપર એક જગ્યાએ બરફ ઓગળીને પાણીનું ખાબોચિયું ભરાયું હતું. એમાં મીણબત્તીની જ્યોતનું પ્રતિબિંબ પડતું હતું. ઓરડામાં બેસુમાર રાચરચીલું હતું. ચોતરફથી કંઈક વિચિત્ર ગંધ આવ્યા કરતી હતી; અને પરિણામે મારા પર નિંદર સવાર થઈ રહી હતી.

જ્યોર્જ ઘણીવારે પાછો આવ્યો. નશાને લીધે એ લથડતો હતો, એથી લૅમ્પશેડ કાચ સાથે અથડાઈ રહ્યો હતો. તેણે કહ્યુ:

"સૂઈ ગઈ." એણે લૅમ્પને ટેબલ પર મૂક્યો. કંઈ વિચારમાં ઓરડામાં વચ્ચે જ અટકી પડયો; અને મારા સામે જોયા વિના જ બોલ્યો:

"શું કહું તમને? આજે તો ભગવાન પાસે જ પહોંચી જાત; તમે મને બચાવી લીધો. આભાર તમારો, તમે કોણ છો?"

એણે બાજુના ઓરડામાં કંઈ અવાજ સાંભળ્યો, એટલે ગભરાઈને એ તરફ માથું નમાવીને કાન માંડયા. મેં ધીમેથી પૂછ્યું:

"એ તમારી પત્ની છે?"

"હા મારી પત્ની, મારું સર્વસ્વ, મારા જીવનની એક માત્ર આશા," એણે જમીન પર નજર ખોડી રાખી ધીમેથી કહ્યું. એણે ફરીથી પોતાનું માથું ખંજવાળવા માંડયું:

"થોડોક ચા પીવી જોઈએ કેમ?" એ અન્યમનસ્ક રીતે દરવાજા તરફ આગળ વધ્યો; પણ પછી એને યાદ આવ્યું કે નોકરાણી તો બિમાર છે, હોસ્પીટલમાં છે એટલે અટકી પડયો.

મેં કહ્યું: "લાવો હું સમોવાર સળગાવી આપું." એને હજી પૂરી ખબર નહોતી કે એણે પૂરતાં કપડાંય નથી પહેર્યાં, ને તોય ભીની ફર્શ પર ઉઘાડ પગ ઘસડતા રસોડા તરફ વળ્યો. રસોડું સાવ નાનું હતું. ત્યાં ચૂલા પાસે એણે મને ફરીથી કહ્યું:

"તમે મદદ ન કરત, તો આજે હું ઠંડીમાં ઠીંગરાઈને મરી જ જાત. આભાર તમારો." ને ત્યાં અચાનક એને કંઈક યાદ આવ્યું, અને આંખો ફાડીને મારા તરફ તાકી રહ્યો—ભયભીત અને વ્યાકુલ.

"અરે, તો પેલી બિચારીનું શું થાત? હે ભગવાન!" મંદ સ્વરે બોલી તેણે ઓરડાના બારણા તરફ ઈશારો કર્યો, અને કહ્યું:

"એની તબિયત સારી નથી. તમે જોયુંને બધું? એને એક દીકરો હતો—સંગીતકાર, મોસ્કોમાં, એણે આપઘાત કર્યો. લગભગ બે વરસ પહેલાં. પણ એ તો હજી પુત્રના ઘરે પાછા આવવાની રાહ જોઈ રહી છે..."

અમે બન્ને ચુપચાપ ચા પીતા બેઠા ત્યારે એણે એની આપવીતી કહેવા માંડી. એના બોલવામાં કંઈ ઢંગધડો નહોતો, વાતચીતમાં હોય એવી રીતે એ શબ્દોય બોલતો નહોતો. અગાઉ એની સ્ત્રીની માલિકીની ગ્રામ વિસ્તારમાં જમીન હતી, અને પોતે ઈતિહાસનો શિક્ષક હતો. એના દીકરાને ભણાવવા એને રાખવામાં આવ્યો હતો. એ દરમિયાન એ બન્નેને પ્રેમ થઈ ગયો. સ્ત્રીનો પતિ જર્મનીનો કોઈ બેરન હતો. આ શિક્ષકને લીધે પેલી સ્ત્રીએ પતિનો ત્યાગ કર્યો, અને એણે ઑપેરા ગીતમંડળી ગાવા જવાનું કામ શરૂ કર્યું. બન્ને જાણે સુખથી જિંદગી જીવી રહ્યાં હતાં, જોકે એના પેલા બેરન પતિએ બન્નેના જીવનમાં ઊથલપાથલ કરવા કાંઈ કસર નહોતી રાખી.

બોલતાં બોલતાં એની આંખો સંકોચાઈ. ધુમાડાથી કાળા પડેલા રસોડામાં

ફર્શનું લાકડું સડી જવાથી ખાડો પડી ગયો હતો, એની બાજુમાં આવેલા ચૂલાના અંધારા ખૂણામાં એની નજર ખોડાઈ રહી. વાતોમાં ને વાતોમાં એણે ભૂલથી ગરમ ચા મોંમાં રેડી. જીભ દાઝી જવાથી મોં પર કષ્ટની રેખાઓ દેખાઈ. એની ગોળ આંખો ઉદ્વિગ્ન લાગતી હતી.

એણે મને ફરીથી પૂછ્યું: "તમે કોણ છો?" મેં જવાબ દીધો. એટલે એણે કહ્યું: "અરે હા, ઠીક. તમે બેકરીમાં કામ કરો છો. પણ તમને જોઈને કોઈ એમ ન કહે કે તમે મજૂરી કરો છો. એમ કેમ?"

એની આંખોમાં ગભરાટ હતો—અને આંખોમાં શંકા: જાળમાં ફસાયેલા માણસના જેવી.

મેં એને ટૂંકમાં મારી વીતી કહી સંભળાવી.

એણે ધીમેથી કહ્યું: "એમ વાત છે ત્યારે!"

પછી અચાનક તેણે ખૂબ સ્ફૂર્તિમાં આવી જઈ પૂછ્યું: "તમે 'બદસૂરત બતક'ની પેલી વાર્તા વાંચી છે ને?"

એ બોલતો ગયો તેમ તેમ એની આકૃતિ વિકૃત થતી ગઈ. રોષથી એનો અવાજ અસ્વાભાવિક લાગે એટલો ઊંચો થતો:

"એ વાર્તા આપણને ફોસલાવે છે, આપણી સાથે બનાવટ કરે છે. હું તમારી ઉંમરનો હતો ત્યારે મને પણ થયા કરતું કે હુંય હંસ બનીશ. મારા પિતા પાદરી હતા; એ મને ધાર્મિક શિક્ષણની અકાદમીમાં ભણાવવા માગતા હતા; પણ હું વિશ્વવિદ્યાલયમાં ભણવા ગયો; એટલે એમણે મને ઘરમાંથી હાંકી કાઢયો. છેવટે હું પેરિસ જઈને ઇતિહાસ ભણ્યો—માણસ જાતના દુર્ભાગ્યનો, એટલે કે પ્રગતિનો ઇતિહાસ. મેંય, જોકે, ઇતિહાસ ચીતરવાનો થોડો પ્રયાસ કર્યો છે... પણ... એ બધું એવું તો..."

અચાનક કંઈક અવાજ આવતો હોય તેમ એણે ફરીથી કાન માંડયા, અને પછી આગળ ચલાવ્યું:

"પ્રગતિ એ માયાજાળ છે—માણસ જાતે પોતાનું મન મનાવવા એ રચી કાઢી છે. હકીકતે જીવન આખું નિરર્થક, અસંગત છે. ગુલામી વિના પ્રગતિ શક્ય નથી. એથી જ્યારે બહુમતી પરની લઘુમતીની પકડ ઢીલી પડશે, એ વખતે માનવજાતની પ્રગતિ અટકી પડશે. ખરી રીતે માણસ જીવનને સુગમ બનાવવા, શ્રમનો બોજ હળવો કરવા માગે છે; પણ એની એ પ્રવૃત્તિ જ જીવનને જટિલ બનાવી દે છે, શ્રમનો ભાર વધારી મૂકે છે. આપણે યંત્રો વિકસાવીએ છીએ અને કારખાનાં નાંખીએ છીએ. શા માટે, ભાઈ? યંત્રોથી નવાં યંત્રો બનાવવા! એ તો મૂરખાઈની હદ જ કહેવાય! પરિણામે દુનિયામાં કારખાનાના મજૂરોની સંખ્યા જ વધવાની ને! ખરી રીતે જરૂર તો છે ખેડૂતોની,

અનાજ ઉગાડનારાઓની. માણસના શ્રમનો એક જ ઉદ્દેશ હોવો જોઈએ—ભોજન. પોતાના હાથની તાકાતથી પ્રકૃતિ પાસેથી ફક્ત એટલું જ મેળવવું પર્યાપ્ત છે. માણસની જરૂરત જેટલી ઓછી, એટલો એ વધારે સુખી બને. એની જરૂરત જેટલી વધે, એટલી એની આઝાદી ઘટે."

આ શબ્દો કદાચ એના કહ્યા મુજબના નથી, પણ એનો ભાવાર્થ લગભગ એ જ છે. આ વિચારો મારા માટે તદ્દન નવા અને અભૂતપૂર્વ હતા. એ વિચારોના ધક્કાથી હું હચમચી ઊઠયો. એવા નગ્ન, આડંબરહીન વિચારોનો હું પહેલી જ વખત સામનો કરી રહ્યો હતો. એ બોલતો હતો ત્યારે એનામાં ખૂબ ઉત્તેજના જણાતી. અચાનક અટકીને એણે વ્યગ્ર નજરે બહારના ઓરડામાં જવાના બારણે કાન માંડયા, અને પછી એણે દબાયેલા અવાજે, ફુત્કાર કરતાં ફરી બોલવા માંડયું:

"એક વાતની ગાંઠ મારી લો; માણસની જરૂરત ખૂબ ઓછી છે: એક ટુકડો રોટી, અને એક ઓરત..."

સ્ત્રીની વાત કરતાં એનો અવાજ ધીમો અને રહસ્યમય બની ગયો. એ વખતે એના શબ્દો નિરાળા બન્યા, એવી કવિતાઓ નીકળવા માંડી, જે મેં પહેલાં ક્યારેય સાંભળી નહોતી. અચાનક મને પેલો ચોર બાશકીન સ્મરણે ચડયો.

નવાં નવાં નામો એ ઉચ્ચારવા માંડયો:

"બેટ્રીસ, ફ્યામેતા, લાઉરા, નિનોન." એમાંથી કોઈનું નામ મેં સાંભળ્યું નહોતું. એણે અનેક બાદશાહો અને કવિઓની પ્રેમકથાઓ મને સંભળાવી. વચ્ચે વચ્ચે ફ્રેંચ કવિતાઓ પણ એ ગાતો. કોણી સુધીના ખુલ્લા પાતળા હાથ, આ કવિતાઓ સાથે તાલ મિલાવવા એ હલાવવા માંડતો.

એણે ઉત્તેજિત થઈને કહ્યું:

"આ દુનિયામાં બે જ શક્તિનું સામ્રાજ્ય છે. પ્રેમ અને ભૂખ." આ શબ્દો તો મેં 'મહારાજા ભૂખ' નામના ક્રાંતિકારી પુસ્તકમાં વાંચ્યા હતા. પુસ્તકના શીર્ષક નીચે જ એ વાક્ય લખ્યું હતું. એને લીધે, મારા મનમાં એ શબ્દોનાં મહત્ત્વ અને સાર્થકતા વધી ગયાં.

એણે આગળ કહ્યું:

"માનવી સતત ભૂલવા, સંતોષ પામવા મથે છે—જ્ઞાન પ્રાપ્તિ કરવા નહીં."

એવા આ છેલ્લા શબ્દોએ તો મને ખૂબ મૂંઝવી નાંખ્યો.

દીવાલે લટકતી નાનકડી ઘડિયાળમાં સવારના છ ઉપર થોડી મિનિટો વીત્યાનું દેખાતું હતું. હું રસોડામાંથી નીકળ્યો ત્યારે બહાર હજી અંધારું હતું. બરફનું તોફાન ચાલુ હતું, ને પવનની ગર્જનાઓ સંભળાતી હતી. બીજી બાજુ કાનમાં

પેલા માણસનો અવાજ પડઘાતો હતો. આવી માનસિક સ્થિતિમાં રસ્તે છવાયેલા બરફના ઢગલા ખૂંદતો હું ચાલવા માંડયો. મને થયું કે એ વ્યક્તિએ મને જે વાત કરી છે એને પચાવવી અઘરી છે, એ મારે ગળે અટકી પડી છે, અને શ્વાસ રૂંધી રહી છે. મને મારી બેકરીએ, ત્યાંના માણસોની સંગતમાં જવાની ઇચ્છા જ નહોતી થતી. મારે ખભે વરસતો હિમ ચોંટીને થર પર થર બનાવતો જતો હતો. તોય હું તો તાતાર લોકોની વસ્તીમાં ચક્કર મારતો રહ્યો. છેવટે પ્હો ફાટયો ત્યારે એકલદોકલ નગરવાસી બરફના ઢગલા પાર કરતા દેખાવા માંડયા.

ઇતિહાસના એ શિક્ષકને મારે ફરીથી મળવાનું ન બન્યું, ન એને ફરી મળવાની મને કદી ઇચ્છાય થઈ. પરંતુ જીવનની નિ:સારતા અને શ્રમની નિષ્ફળતા વિશેના એ વિચારો મને અનેક વાર સાંભળવા મળ્યા છે. નિરક્ષર રઝળતા લોકો પાસેથી, બેઘર ડાગલાઓ પાસેથી, ભણેલા-સુસંસ્કૃત લોકો પાસેથી, "તોલ્સ્તોયપંથીઓ" પાસેથી. એક પ્રચંડ ધર્મશાસ્ત્રીના મોંએથી પણ એવા જ શબ્દો મેં સાંભળ્યા છે. વળી વિસ્ફોટક પદાર્થ બનાવતા રસાયણશાસ્ત્રીએ, નવચેતનતત્ત્વવાદી જીવવિજ્ઞાનીએ અને અન્ય અનેકોએ મને એવા જ વિચારો કહ્યા છે. પણ એ વિચારોએ પહેલા સામનામાં મને જેટલો ચકરાવી નાંખેલો એટલો પછીના કોઈ સામનામાં મને બહુ અસર કરતા એ રહ્યા નહોતા.

અને હજી વરસ બે વરસ પહેલાં જ, એટલે કે પેલા ઇતિહાસ શિક્ષકની મુલાકાતના ત્રીસ વરસથીય વધુ વરસ પછી, અચાનક મારા એક જૂના પરિચિત કામદાર પાસેથી એવા જ વિચારો, લગભગ એ જ શબ્દોમાં, મારે કાને પડયા.

અમે ખૂબ ખુલ્લે દિલે વાત કરી રહ્યા હતા. પોતાને રાજકીય મહાનુભાવ ગણાવતી એ વ્યક્તિએ, એકલા રૂસી લોકોને સહેજ હોય એવી અવિચારી ખેલદિલી સાથે, ઉદાસ ભાવે કહ્યું:

"અલેક્સેઈ મક્સીમિચ, દોસ્ત મારા, તમારાં એ વિજ્ઞાન, અકાદમીઓ અને હવાઈ જહાજો સાથે મારે કંઈ નિસ્બત નથી. એ બધા વધારાના નવા બોજથી ફાયદો શું, એ કહો ને! અમારે તો શાંતિથી પગ વાળીને બેસવા એક ખૂણો જોઈએ—અને એક ઓરત; જેને ઇચ્છા થાય ત્યારે ગળે લગાડીને કાળજું શાંત પાડી શકું, જે મારા આલિંગનચુંબનનો તનમનથી પડઘો પાડે. બસ. પણ તમે તો બુદ્ધિ અને વિવેકની જાળમાં ફસાયા છો. તમે બીજી જ પંગતના માણસ બની ગયાં છો. તમારા શિરમાં ઝેર રેડાઈ ગયું છે. તમારે મન વિચારો મહત્ત્વના છે, ને આદમી તુચ્છ છે. તમારી સ્થિતિ યહદીઓ જેવી છે. એ લોકો માને છે કે માનવી પ્રાર્થના માટે બનાવવામાં આવ્યો છે... કેમ?"

"પણ યહૂદીઓ ક્યાં એવું માને છે?"

એણે જવાબ દીધો:

"એ લોકો શું માને છે, એ તો એકલો ઈશ્વર જ જાણે છે. એમને સમજવા બહુ અઘરા છે," કહેતાં તેણે સિગરેટ નદીમાં ફેંકી, અને એને પડતી એ ચુપચાપ જોઈ રહ્યો.

પાનખરની એ રાત હતી; આસમાનમાંથી ચાંદનીનો પ્રકાશ રેલાતો હતો. બન્ને નેવા નદીને કાંઠે ગ્રેનાઇટ પત્થરને બાંકડે બેઠા હતા. આખો દિવસ અમે લોકોએ એક ઈચ્છા આકાર કરવા, અને એક ઉપયોગી કામ પૂરું કરવા માટે અકારણ ગભરાટ અને રૂઢ છતાં નિષ્ફળ આકાંક્ષાઓ પ્રાપ્ત કરવામાં વિતાવ્યો હતો. અત્યારે થાકીને લોથ થઈને નિરાંતે બેઠા હતા.

મારા મિત્ર દબાયેલા વિચારશીલ અવાજે કહેવા માંડયા:

"હું કહું છું: તમે અમારી સાથે છો, ને છતાં નથી. બુદ્ધિજીવીઓ પરેશાનીઓને સામેથી નિમંત્રવી ગમે છે. ઈતિહાસના આરંભથી જ તેઓએ બળવાઓમાં સાથ દીધો છે. ભગવાન ઈસુ જ જુઓને. એ આદર્શવાદી હતો, અને પરલોકમાંના કલ્યાણને માટે બળવાખોર બન્યો. બુદ્ધિવાદીઓની આખી જમાત જ એવી છે—હવાઈ સ્વપ્નાં સિદ્ધ કરવા વિદ્રોહનો રસ્તો જ એમને જડે. કોઈ આદર્શવાદી જ્યારે બળવાનો ઝંડો ઊંચો ધરે ત્યારે સમાજના બધા નિષ્ફળ, બદમાશ, લફંગા લોકો દ્વેષવશ એને અનુસરવા માંડે. કારણ કે સમાજમાં એમને માટે સ્થાન જ ક્યાં હોય છે? મજૂરો ક્રાંતિ માટે બળવો કરે: કારણ કે એમને શ્રમનાં સાધનો અને ઉત્પાદનનું ઉચિત વિતરણ જોઈતું હોય છે. પણ સત્તા જ્યારે એમના હાથમાં બરાબર આવશે, ત્યારે શું તેઓ રાજ્યને ટકવાશે દે? અલબત્ત નહીં. બધા એક બીજાથી છુટ્ટા પડી જશે, અને પોતાના માટે અલગ અલગ શાંતિપૂર્ણ ખૂણો શોધી લેશે, જ્યાં સુખચેનની એકલા જિંદગી જીવી શકાય...

"યંત્રોની જ વાત કરો ને—આ યંત્રકલાથી શું વળશે? માણસ એનાથી વધુ મજબૂતય ફંદામાં ફસાય. આપણે તો વ્યર્થ શ્રમથી બચવું જોઈએ. માણસે જોઈએ શું? બે ઘડીનો નિરાંત! પણ કારખાનાં અને વિજ્ઞાન માણસની શાંતિને લૂંટી લેશે. એકલા માણસની જરૂરત જ કેટલી હોય?—આંગળીને વેઢે ગણાય એટલી. નાનકડા ઘરથી જો કામ સરતું હોય, તો મોટાં શહેરો શું કામ બાંધવા પડે? માણસ જ્યારે સમૂહમાં રહેવાનું શરૂ કરે, ત્યારે એને સતત મળતું પાણી, વીજળી, ફ્લશવી ગટરો અને એવું બધું જોઈએ. પણ એ આત્મનિર્ભર જીવન જીવવું શરૂ કરે, તો પેલા બધાંની એને જરૂર ન પડે, જીવન સાવ સરળ બની જાય. આપણે અકારણ અનેક ચીજવસ્તુઓ પર આધારિત બની ગયા છીએ, અને એ બુદ્ધિજીવીઓનો પ્રતાપ છે. એટલે તો કહું છું કે બુદ્ધિજીવીઓની જમાત જ હાનિકારક છે..."

મેં કહ્યું કે જીવન સાવેસાવ અર્થહીન અને ઉદ્દેશ્યહીન બનાવવામાં આપણે રૂસી લોકોએ સૌને હરાવી દીધા છે.

મારા દોસ્તે બોખલું હસતાં તરત જ જવાબ વાળ્યો:

"આપણે રૂસી લોકો બધી જાતિઓમાં સૌથી વધુ સ્વછંદી લોકો છીએ. એનાથી માઠું લગાડવાની જરૂરત નથી. હું સાવ સાચું જ કહું છું. લાખો લોકોને એ જ લાગી રહ્યું છે: ફક્ત એમની પાસે આવા રૂપાળા શબ્દો નથી, જેથી તેઓ વ્યક્ત કરી શકે. એ લોકો ઇચ્છે છે કે જીવન સાદું બને ને તો જ જીવન પણ એની મોહિની આપણને બતાવે..."

મારા એ મિત્ર ક્યારેય "તોલ્સતોયપંથી" નહોતા; તેમ અરાજકતાવાદી પ્રવૃત્તિઓનો રંગ પણ એમણે કદી લગાડયો નહોતો. એમના બૌદ્ધિક વિકાસ ક્રમનો મને બરાબર પરિચય હતો.

એમની સાથેના વાર્તાલાપ પછી અનિચ્છાએ મારા મનમાં આ શંકા જાગી: લાખો રૂસી નરનારી ક્રાંતિ દરમિયાનની બધી મુશ્કેલીઓ એટલા માટે નહીં સહી રહ્યાં હોય કે એમના અંતરતમમાં શ્રમથી છુટકારો પામવાનાં અરમાનો છુપાયેલાં હશે? ધારો કે એ વાત સાચી હોય તો? ઓછામાં ઓછો શ્રમ અને વધુમાં વધુ આરામ—એ કેટલો લોભામણો વિચાર છે! એ હવાઈ કિલ્લો, અપ્રાપ્ત આદર્શનો એ સ્વપ્નલોક પણ, લોકોને સંમોહિત કરી લે.

અને મને હેનરિક ઈબ્સનની આ પંક્તિઓ યાદ આવી ગઈ:

> તમે કહો છો કે હું "રૂઢિચુસ્ત" બની ગયો છું.
> પણ હું તો જે હતો, તે જ આજે છું; સહેજે બદલાયો નથી.
> પ્યાદાનાં સ્થાનફેરની વાત તો હું ન જ કરું ને!
> હું તો કહું છું કે આખી આ રમત જ મૂકી દો!
> ને પછી હું તમારી વાત સ્વીકારું!
> ને ક્રાંતિ તો બસ એક જ સાચી થઈ—
> કોઈ પ્રવંચના કે છેતરપિંડી વિનાની,
> પૃથ્વી પરની બાકીની બધી ક્રાંતિઓને નિર્માલ્ય કરતી,
> —એ ક્રાંતિ, તે મહાપ્રલય!
> જોકે લ્યુસીફર તો એ ક્રાંતિમાંય છેતરાયો હતો.
> કેમ કે, નોઆએ આર્ક પર ચઢીને સત્તા એકહથ્થુ
> કરી લીધાં:
> તો આવો, બધા ઉગ્રમતાવાદી દોસ્તો,
> આપણે ફરીથી એવો ઉદ્યમ માંડીએ

—હિંસાખોરો અને વક્તાઓનેય સાથે લઈને
એવા મંડાઈ પડીએ,
કે વિનાશકારી પ્રલય ચોતરફ ફરી વળે!
અને હું-હું પેલી આર્કના પાયાય પછી તો
હચમચાવી નાંખીશ!

દેરેન્કોવની દુકાનમાંથી બહુ ઓછો નફો થતો હતો; અને જે લોકો કે "કામો"ને નાણાંકીય સહાયની જરૂર હોય એની સંખ્યા નિયમિત વધતી જતી હતી.

"આપણે કંઈ રસ્તો તો કાઢવો જ પડશે." આંદ્રેઈ કહેતો; અજાણ્યે એ દાઢીમાં આંગળીઓ ફેરવવા માંડતો; ક્ષમાયામના જેવું હસતો કે પછી નિસાસો મૂકતો.

મને થતું કે આ માણસે માનવજાતની સેવામાં સર્વસ્વ હોમી દેવાનું વ્રત લીધું છે. જોકે એણે આ હકીકત સાથે સમાધાન કરી લીધું હતું, તો પણ ઘણીવાર એવા સંજોગો ઊભા થતા કે એનો એને ભાર લાગતો હોય.

મેં અનેક વખત, જાતજાતનાં શબ્દ પ્રયોગોથી, એને પૂછ્યું હતું:

"પણ તમે આવું કરો છો શા માટે?"

અલબત્ત, મારો પ્રશ્ન એ નહોતો સમજ્યો: મારા એ "શા માટે?"ને બદલે, એ "શું કરવા?" પ્રશ્ન હોય તેમ આંદ્રેઈ જવાબ દેતો: જનતાના ક્ષુલ્લક જીવન વિશે, એમને જ્ઞાનની જ્યોતિ દેખાડવાની જરૂર વિષે અસંબદ્ધ અને પુસ્તકિયા શબ્દ સંદર્ભોથી એ વાત કરવા માંડતો. મેં પ્રશ્ન કર્યો:

"પણ લોકોને જ્ઞાનની જરૂર છે? લોકો ખુદ જ્ઞાન પ્રાપ્તિ ઈચ્છે છે?"

"હાસ્તો; બીજું શું? તારે જ્ઞાન જોઈએ છે; તારે એની જરૂર છે...બોલ, સાચું?"

હા, મારે જરૂર છે, હું તો ઈચ્છું જ છું. પણ ત્યાં મને ઈતિહાસ શિક્ષકના શબ્દો સ્મરણે ચઢયા:

"લોકો ભૂલવા માગે છે, સાંત્વના ઝંખે છે—જ્ઞાન નહીં!"

સત્તર વરસના એક છોકરડાની સામે આવા તેજ ધારદાર વિચારો ધરવા હાનિકારક બની શકે. અને આવી રીતે એ વિચારો ટકરાવાથી બુઠ્ઠા થઈ શકે; તેમ અપકવ ઉંમરે એનાથી લાભ પણ થતો હોતો નથી.

મને એવું થવા માંડયું, હંમેશાં એવું જ થયા કર્યું છે કે બધે ઠેકાણે એકની એક વસ્તુ સાચી ઠરે છે: રસપ્રદ વાર્તાઓ પણ લોકોને એટલા જ માટે ગમતી હોય છે કે એમના જીવનનાં દુર્ભાગ્યોને, બીબાંઢાળ કંટાળાજનક જીવનરીતિને,

એ વાર્તાઓ થોડી વાર ભુલાવી દઈ શકતી હોય છે. વાર્તાઓમાં જેટલો વધારે કલ્પનાશીલ મસાલો ભર્યો હોય, એટલી વધુ જિજ્ઞાસાથી લોકો એને માણતા હોય છે. તરંગી કલ્પનાઓની વિપુલતા જે પુસ્તકોમાં હોય, એને જ લોકો વધુમાં વધુ વાંચે ટૂંકમાં હું "ઘોર ધુમ્મસમાં" હજી અટવાતો હતો.

દેરેન્કોવે બેકરી ખોલવાનું નક્કી કર્યું. મને યાદ છે કે વિગતે હિસાબ કર્યા પછી આવું તારતમ્ય કાઢવામાં આવ્યું: માલ વેચાય એટલે પાંત્રીસ ટકાથી તો ઓછો નફો નહીં જ થાય. મારે બેકરીમાં એના મુખ્ય કારીગરના સહાયક તરીકે કામ કરવાનું હતું, "પોતાનો માણસ" હોવાથી મારે એ કારીગર ઉપર ચાંપતી નજર પણ રાખવાની, જેથી એ લોટ, ઈંડા, માખણ કે તૈયાર માલની ચોરી ન કરી શકે.

ટૂંકમાં મોટા અને ગંદા ભંડકિયામાંથી નાના અને સાફ ભંડકિયામાં હું કામ કરવા આવી ગયો. આ બેકરીને સ્વચ્છ રાખવાનીય જવાબદારી મારી જ હતી. પેલી બેકરીમાં ચાલીસ મજૂરો કામ કરતા હતા, અહીં મારો પનારો ફક્ત એક જ વ્યક્તિ સાથે હતો—અને તે બેકરીનો કારીગર કાનપટ્ટી પર સફેદ વાળ, દાઢી નાની અને અણીદાર; ચૂલા સામે સતત બેસી રહેવાથી ચહેરો સુકાયેલો, પાતળો અને ધૂમાડો લાગેલો, કાળી અને વિચાર મગ્ન આંખો, માછલી જેવું અજબ નાનું મોં, જાડા, મુલાયમ હોઠ—જાણે કલ્પનામાં કોઈને સતત ચુંબન કરતા હોય એવા દબાયેલા; અને આંખોના અતલ ઊંડાણમાં વ્યંગની ઝલક!

અને એણે ચોરી તો કરવા જ માંડી પહેલી જ રાતથી. એણે દસ ઈંડા, ત્રણેક પાઉંડ લોટ અને માખણનો મોટો પિંડો એક તરફ મૂક્યાં, એટલે મેં પૂછ્યું:

"એ જુદું કેમ મૂક્યું?"

"એક નાની છોકરીને આપવા માટે." તેણે નિ:સંકોચ કહ્યું; અને પછી કપાળે કરચલી પાડતાં એણે ઉમેર્યું: "બહુ મજાની ટચુકડી છોકરી છે!"

મેં એને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે ચોરી કરવી અપરાધ છે; પરંતુ ક્યાં તો મારા શબ્દોમાં એટલું વજન નહોતું, અથવા મારે જે સમજાવવું હતું એમાં મને ખુદને એટલો વિશ્વાસ નહોતો, પરિણામે મારું કહેવું સાવ નિરર્થક ગયું.

લોટની પેટીના ઢાંકણા પર સૂતાં સૂતાં, બારીની બહાર તારાઓ નિહાળતાં, એ કારીગરે આશ્ચર્યચકિત સ્વરે બબડવા માંડયું.

"આ આજકાલનો છોકરડો મને ઉપદેશ દેવા બેઠો છે... ઓળખાણ તો હજી આજે થઈ, ને છેય મારા કરતાં ઉંમરમાં ત્રણ ગણો નાનો!.. ને મને શીખવવા બેઠો છે! ખૂબ મજાની વાત છે, ભાઈ!"

એણે તારાઓનું નિરીક્ષણ પૂરું કર્યું, એટલે મને કહે:

"તને ક્યાંક જોયો લાગે છે! પહેલાં ક્યાં કામ કરતો હતો તું? સિમ્યોનોવને ત્યાં કેમ?—જ્યાં તે દિવસે ધાંધલ થઈ હતી?.. નહીં?.. તો પછી મેં તને મારા કોઈ સ્વપ્નામાં જોયો હશે, બીજું શું?"

અને થોડા દિવસમાં જ મને અનુભવ થઈ ગયો કે આ માણસની ઊંઘવાની શક્તિ અમર્યાદ છે. કોઈ પણ વખતે, કોઈ પણ સ્થિતિમાં—ત્યાં સુધી કે ચૂલામાં પાઉં રોટી ખોંસવાના લાકડાના છેડા પર હાથ ટેકવીનેય ઊભો ઊભો એ ઘોરી શકતો. નિંદરમાં હોય ત્યારે એની નેણ ખેંચાઈ જતી, ચહેરા પર વ્યંગ અને વિસ્મયનો અજબ ભાવ આલેખાતો. એની વાતચીતમાં બે જ વષય ઝળકતા: છૂપા ખજાના અને સ્વપ્નાં! એના અવાજમાં અજબ વિશ્વાસ રણકતો:

"હું આ ધરતીની આરપાર જોઈ શકું છું. લાડવામાં મેવો ભર્યો હોય, એમ જમીનમાં ખજાનાના ખજાના દાટેલા છે: સોના ચાંદીના સિક્કાના ચરુ અને પેટીઓ એમાં ભંડારાયેલાં છે. કેટલીય વાર સ્વપ્નામાં મને પરિચિત જગ્યા દેખાય, દાખલા તરીકે સ્નાનઘર: મને થયું કે તેનાં ખૂણાં નીચે ચાંદીની થાળીઓ દાટેલી છે. જાગીને હું તો સીધો ઊપડયો ત્યાં, ને મંડયો ખોદવા. રાતનો વખત હતો. દોઢેક હાથ જેટલો ઊંડો ખાડો ખોદ્યો. ને શું મળ્યું, ખબર છે? કોલસાની ભૂકી અને કૂતરાની ખોપરી. મને ખાતરી થઈ કે હું બરાબર યોગ્ય જગ્યાએ ખોદી રહ્યો છું. અચાનક બારી ઉપર કંઈક અથડાયું, અને કાચના ભૂકા બોલી ગયા. ત્યાં તો કોઈ પાગલ સ્ત્રીએ બૂમરાણ મચાવી મૂકી: 'ચોર, ચોર! દોડો' હું તો જે ભાગ્યો છું ત્યાંથી... નહીં તો હાડકાં પાંસળાં એક કરી નાખત મારાં!.. ખૂબ મજાની વાત છે, ભાઈ!.."

આ "ખૂબ મજાની વાત" એ એની ધ્રુવપંક્તિ હતી. જોકે અમારો એ કારીગર, ઈવાન લુતોનિન, ખુદ એ "ખૂબ મજાની વાત"નો આનંદ તો ન જ માણતો; હસવાની જગ્યાએ એના કપાળમાં કરચલીઓ પડી જતી; નાકનાં ફોરણાં ફુલી જતાં અને એક પ્રકારના સ્મિતમાં આંખો મિંચાઈ જતી.

એનાં સ્વપ્નાં વાસ્તવિક જીવનથી ભિન્ન નહીં, પણ એટલાં જ નીરસ અને સાધારણ જ હતાં. એનું વર્ણન કરવું એને કેમ ગમતું હશે, અને આજુબાજુના જીવનની વાત કરવી કેમ નહીં ગમતી હોય એ જ મને તો સમજાતું નહોતું.

એક દિવસ ચાના એક ધનાઢ્ય વેપારીની છોકરીએ, મરજી વિરુદ્ધ એનાં લગ્ન કરી નંખાવાથી પિસ્તોલની ગોળી મારીને આપઘાત કરી લીધો. આ વાતે આખા નગરમાં ધમાચકડી મચી ગઈ. હજારો યુવાનો એના જનાજામાં સરઘસ ગયા, અને વિદ્યાર્થીઓએ એની કબર પાસે ઊભા રહીને ભાષણો કર્યાં. અંતે પોલિસે એમને વિખેરવા પડયા. અમારી દુકાનમાં પણ એકેએક વ્યક્તિ આ કરુણ ઘટના વિશે બૂમો પાડતી હતી. દુકાનની પાછળના ઓરડામાં ઉત્તેજિત

વિદ્યાર્થીઓની હકડેઠઠ જામી હતી. એમના તેજતોખાર અવાજો અને રોષભર્યા શબ્દો ભંડકિયામાંય સંભળાતા હતા.

"એ છોકરી નાની હતી, ત્યારે જ મારી મારીને એની સાન ઠેકાણે રાખવી જોઈતી હતી," અમારા કારીગરે કહ્યું: અને બીજી જ ક્ષણે પોતાનું સ્વપ્નું સંભળાવવા માંડયો:

"હું તળાવમાંથી કાર્પ માછલી પકડતો હતો, ત્યાં અચાનક પોલિસ આવી પડ્યો, કહે, 'અહીં કેમ માછલી પકડે છે? તને શું અધિકાર છે?' ભાગવાની જગ્યા જોઉં તો ક્યાંય નહીં એટલે હું તો કૂદ્યો પાણીમાં! ને ત્યાં જ મારી આંખો ઉઘડી ગઈ!"

જીવનની વાસ્તવિકતા એની નજર ચૂકવીને પોતાને માર્ગે વહી રહી હતી, ને છતાં એને થોડા વખતમાં એટલું તો ભાન થઈ જ ગયું કે અમારી બેકરીમાં કંઈક અસાધારણ તો બની જ રહ્યું છે: ચોપડીઓ વાંચતી યુવતીઓ અમારી બેકરીમાં ગ્રાહકોને મલસામાન આપતી હતી! અને એમાંય એક તો હતી ખુદ માલિકની જ બહેન—અને બીજી એની બહેનપણી, ઊંચી, લાલ ગાલ અને સ્નેહભરી આંખોવાળી. વિદ્યાર્થીઓ રોજ આવતા, અને બેકરીની પાછળના ઓરડામાં કલાકો સુધી ઘોંઘાટ કરતા, કે પછી શાંત સ્વરે ગુસપુસ કરતા. બેકરીનો માલિક ભાગ્યે જ આવતો, અને હું—કહેવાતો "સહાયક"—ખરેખર મૅનેજરના અધિકારો ભોગવતો!

લુતોનિને મને પૂછ્યું: "તું માલિકનો કંઈ સગોબગો થાય છે કે શું? કે પછી તને એ પોતાનો બનેવી બનાવવા માગે છે? નહીં?.. બહુ મજાની વાત છે, ભાઈ! અને આ આટલા બધા વિદ્યાર્થીઓ અહીં શું ભેગા થાય છે, ભલા? છોકરીઓ આવે છે એટલે?.. હં... એમ જ હશે. પણ આ છોકરીઓમાંથી એકેય દીઠી ગમે તેવી નથી... એ બધા વિદ્યાર્થીઓ છોકરીઓનું મન જીતવાને બદલે, પાઉંરોટી ઝાપટવા આવતા હોય એમ મને તો લાગ્યા કરે છે."

લગભગ રોજ વહેલી સવારે પાંચ છ વાગ્યે, બેકરીની બારીએ એક છોકરી દેખાતી: ટૂંકા પગ, અને જાતજાતનાં અર્ધગોળાકારોથી એનું શરીર તરબૂચથી ભરેલા કોથળા જેવું લાગતું. બારીની ધારે ઊભી, ખુલ્લા પગ લટકાવી એ બૂમ પાડતી: "વાન્યા!"

માથે રંગીન રૂમાલ; એમાંથી આછા રંગના વાંકડિયા વાળની લટો એના રૂક્ષ અને લાલ ફૂલેલા ગાલ પર લટકતી, નિંદરાતી આંખો પર એ લટો આવી જતી ત્યારે, નવજાત બાળક જેવી ખુલ્લી ટચૂકડી આંગળીઓથી એને એ આઘી કરતી... મને ઘણી વખત નવાઈ થતી કે આવી છોકરી સાથે કોઈ વાત શું કરી શકે?.. હું અમારા કારીગરને ઉઠાડતો. એ તુરત જ પૂછતો:

"એમ, તો આવી ગઈ?"
"હા, હું આવી છું."
"રાતે સૂતી'તી બરાબર?"
"હા, કેમ નહીં?"
"કંઈ સ્વપ્નું આવ્યું હતું?"
"યાદ નથી..."

નગરમાં સન્નાટો વ્યાપેલો હોય, સિવાય કે ઝાડુવાળાનો વાળવાનો ખરખરાટ ક્યાંકથી સંભળાય. હમણાં જ જાગી પડેલી ચકલીઓનું ચીંચી કાને પડે. ઉગતા સૂર્યનાં કોમળ કિરણો બારીના કાચ પરના પોતાના પ્રતિબિંબને મળવા નમતાં હોય. સૂર્યોદયની એ નીરવ ક્ષણો મને હંમેશાં ખૂબ ગમતી... એ વખતે ગુચ્છેદાર વાળવાળો પોતાના હાથ બહાર કાઢી, કારીગર લુતોનિન પેલી છોકરીના પગને મસળવા માંડતો. એ અન્યમનસ્ક, ચૂપચાપ બેસી રહેતી, ભાવહીન ચહેરે, ઘેટાં જેવી કાળી આંખો ઉઘાડબંધ કરતી.

"પેશ્કોવ, કેક તૈયાર થઈ ગઈ હશે. એને ચૂલામાંથી બહાર કાઢ."

હું ચૂલામાંથી લોઢાનો તવો બહાર કાઢું, એટલે એમાંથી આઠદસ બન, કેક અને બીજી કેક પેલી છોકરીના ખોળામાં એ ઠાંસી દેતો. છોકરી એક બનને હાથમાં ઉછાળી, ઘેટા જેવા એના દાંત એમાં બેસાડતી, મોં દઝાડતી અને પછી ઠેકડા મારતી બૂમો પાડવા લાગતી.

લાલસા ભરી નજરે નિહાળતો કારીગર બોલી પડતો: "બેશરમ! તારું ફ્રાક તો નીચું રાખ બરાબર!"

એના ગયા પછી, લુતોનિન બડાઈ હાંકતો: "જોયું, કેવા વાંકડિયા વાળ છે એના, વસંત ઋતુમાં ઘેટાંને શરીર હોય એવા. મને તો ભાઈ, સ્વચ્છતા ગમે, સ્ત્રીઓ મને દીઠી નથી ગમતી—હા, છોકરીઓમાં મજા પડે. અમારી તેરમી છોકરી છે. નિકીફોરિચની ધર્મપુત્રી છે, સમજ્યો?"

એનો એ બકવાસ સાંભળતો હું મને પૂછ્યા કરતો: "અને મારું જીવન શું આમ જ વીતી જવાનું છે?"

સફેદ મોટી પાઉંરોટી વજન પ્રમાણે વેચાતી; અને એ તૈયાર થઈ જતી ત્યારે દસબાર રોટીને તખ્તા પર લઈને હું દેરેન્કોવની દુકાને પહોંચાડી આવતો. પછી બે એક પુડ માલ સમાય એવી ટોપલીમાં બન અને રોલ લઈને હું ધાર્મિક શિક્ષણ અકાદમીએ દોડતો પહોંચતો—એના વિદ્યાર્થીઓના નાસ્તાના સમયે. એ મોટા ભોજનાલયને દરવાજે ઊભો રહીને હું માલ વેચતો: કોઈ રોકડેથી ખરીદે, તો કોઈ ઉધાર માંગે. પણ એ દરમિયાન, લેવ તોલસ્તોય વિશેની

એમની ચર્ચા હું ધ્યાન દઈને સાંભળતો. અકાદમીના એક પ્રોફેસર—નામે ...સેવ—તો વળી તોલસ્તોયના કટ્ટર વિરોધી હતા. ઘણી વખત મારી ટોપલીના ...ન નીચે કોઈને કોઈ વિદ્યાર્થીને છાનીમાની આપવાની ચોપડી સંતાડેલી હોય; અને ક્યારેક વિદ્યાર્થીઓ ખુદ એકાદ પુસ્તક કે ચિઠ્ઠી કોઈને પહોંચાડવા મારી ટોપલીમાં નાખી જતો.

અઠવાડિયે એક વાર માલ વેચવા મારે પાગલખાને જવું પડતું. એ દિવસોમાં નિષ્ણાત બેખ્તેરેવ વ્યવહારિક માનસિક રોગ ચિકિત્સા પર લેકચર આપતા હતા. એક દિવસ તેમણે વિદ્યાર્થીઓને એક એવો માનસિક રોગ બતાવ્યો, જે પોતાને બધાંથી ઊંચા માનતો હતો. એ જ્યારે હૉસ્પિટલના સફેદ પોશાક અને રાતની ટોપી પહેરીને કલાસમાં પ્રવેશ્યો, ત્યારે એનો દમામ જોઈને મારાથી હસ્યા વિના ન રહેવાયું. મારી બાજુમાંથી પસાર થતાં એણે મારી સાથે ઘૂરકી કરી, અને હું તો પાછો પડી ગયો. એવું લાગ્યું, જાણે કોલસા જેવી એની કાળી આંખો અંગારાની જેમ મારા કાળજામાં ઘૂસી ગઈ. કલાસમાં જ્યાં સુધી બેખ્તેરેવનું ભાષણ ચાલતું રહ્યું ત્યાં સુધી હું મારા મોં ઉપર હાથ ફેરવતો રહ્યો, કેમ જાણે કોઈએ ગરમાગરમ રાખ ન ચોળી દીધી હોય! જોકે વાત દરમિયાન, બેખ્તેરેવ પેલા પાગલ સાથે ખૂબ આદરપૂર્વક વાત કરતા જતા હતા.

એ પાગલ પણ ખૂબ ભારે, દબાયેલા આજે કંઈક માગતો રહ્યો. એણે પોતાના પ્રલંબ હાથની લાંબી આંગળીઓ પહોળા ઝભ્ભાની બાંયમાંથી બહાર કાઢી ડરાવતો હોય તેમ ફેલાવી. મને થયું એનું શરીર અસ્વાભાવિક રીતે લંબાઈ રહ્યું છે—એનો હાથ ગમે ત્યારે લાંબો થઈને આખા ખંડમાં ફેલાશે, અને મારું ગળું દાબી દેશે. એના હાડકાના માળખા જેવા ચહેરામાં ઊંડી ધસેલી કાળી, ગોળ આંખો ભયજનક રીતે રોફ મારતી. કલાસના લગભગ વીસ જેટલા વિદ્યાર્થીઓ, રાતની ચોળાયેલી ટોપીવાળા પેલા માણસને નિહાળી રહ્યા હતા. કેટલાકના મોં પર સ્મિત હતું પણ બાકીના ગંભીર અને વિચારમગ્ન હતા. પાગલની ચમકતી આંખો સામે વિદ્યાર્થીઓના આંખો સાધારણ લાગતી, એને જોવાથી ભય ઉત્પન્ન થતો, પણ કોઈ ગજબનાક વાત એમાં જરૂર હતી.

કલાસની નીરવતામાં શિક્ષકનો અવાજ પડઘાતો. એ કોઈ પ્રશ્ન પૂછતા, ત્યારે એના જવાબમાં ભારે, દબાયેલો અવાજ આવતો—દીવાલોમાંથી કે ફર્શની નીચેથી આવતો હોય તેમ. પાગલનાં વાણીવર્તનમાં કોઈ મોટા ધર્મગુરુ જેવો દમામ જણાતો.

એ રાતે મેં એના વિશે કવિતા જોડી: જેમાં મેં એને "શહેનશાહ", "ઈશ્વરનો મિત્ર અને સલાહકાર" ગણીને માનથી નવાજ્યો. એની આકૃતિ મારા મગજમાં ભમતી રહી અને મને અસ્વસ્થ કરતી રહી.

સાંજના છ વાગ્યાથી બીજા દિવસના બપોર સુધી મને પગ વાળીને બેસવા વારો નહોતો આવતો. બાકી રહેતા ત્રીજા પહોરમાં હું ઊંઘી જતો; પરિણામે મને વાંચવાનો સહેજ પણ સમય ન મળતો. લોટ મસળવા અને પાંઉરોટી ચૂલામાં મૂકવાની વચ્ચે મને થોડો સમય મળતો. જેમ જેમ મને કામ આવડતું ગયું તેમતેમ વધુને વધુ બોજો એ કારીગર મારે માથે નાંખતો ગયો: એ બહાનું કાઢતો કે મને "કામ શીખવી" રહ્યો છે. અને આટલી ઝડપથી બધું આવડી જવા માંડયું છે એનો અચંબોય એ બતાવતાં, શાબાશી આપતાં કહેતો:

"તું હોંશિયાર ખૂબ છે; વરસ બે વરસમાં તું સાચો કારીગર બની જશે. અરે, પણ પછી તારા જેવા છોકરડાનો હુકમ કોણ માનશે?.."

ચોપડીઓ વાંચવાનો મારો શોખ એને ગમતો નહોતો:

"મૂક એ બધું, ને જા, થોડો આરામ કરી લે." એ મને સ્નેહથી જાણે સમજાવતો; જોકે એ પુસ્તકોમાં શું હતું એ એણે કદી પૂછ્યું નહોતું.

એની દુનિયામાં તો બસ એનાં સ્વપ્નાં, ભોંય ભંડારેલા ખજાના અને પેલી ઠીંગણી ગોળમટોળ છોકરી જ છવાયેલાં હતાં. એ છોકરી ઘણી વખત રાતે આવતી. એને એ લોટના કોથળા રાખવાના ભંડકિયામાં લઈ જતો; અને જો શિયાળો હોય તો નાકનું ટેરવું ચડાવતો મને કહેતો:

"અર્ધા કલાક જરા બહાર ફરી આવ, જા!"

એની આ વાસના તથા પુસ્તકોમાં વર્ણવેલી પ્રેમ કથાઓ વચ્ચેનો ભયાનક તફાવત મારા મનમાં ઘૂમ્યા કરતો.

મારા માલિકની બહેન દુકાનની પાછળની ઓરડીમાં રહેતી હતી. હું રોજ એનો સમોવાર સળગાવી આપતો, પણ મારું ચાલતું ત્યાં સુધી એને મળવાનું ટાળતો. એ ખુદ સામે આવી ચડતી, તો કોણ જાણે કેમ, મને પરેશાની થવા માંડતી. એની બાલિશ આંખો, ઓળખાણના પહેલા દિવસની જેમ, મારી સામે તાકી રહેતી; અને એ મારાથી સહ્યું નહોતું જતું. એની દૃષ્ટિના ઊંડાણમાં એક સ્મિત છુપાયેલું હતું અને મને આ સ્મિત વ્યંગાત્મક લાગતું. શક્તિ ભાંગી પડવાને કારણે મારી હલનચલન બહુ જ લઈ ગઈ હતી. પાંચ પુડના કોથળા તો રમત રમતમાં હેરવતો ફેરવતો. અમારો કારીગર ખૂબ સહાનુભૂતિથી મને કહેતો:

"ત્રણ આદમીની તાકાત ભરી છે તારામાં. પણ તું સાંઢ જેવો આડોઅવળો ને લાંબો વધી ગયો છે."

આટલા વખતમાં તો મેં કેટલીય ચોપડીઓ વાંચી નાંખી હતી. કવિતા મને ગમતી; અને હુંય જોડકણાં જોડતો થઈ ગયો હતો. પરંતુ વાતચીતમાં પેલા પુસ્તકિયા શબ્દ પ્રયોગોને બદલે હું "મારા જ રૂઢિપ્રયોગો" વાપરતો; મને ખબર

હતી કે એ વજનદાર હથોડા જેવા લાગતા; પરંતુ મને થતું કે મારા જટિલ અને ગૂંચવાડાભર્યાં વિચારો એ શબ્દોમાં જ બરાબર વ્યક્ત થઈ શકે. ધીમે ધીમે હું જાણીજોઈને ઉદ્દંડ બનતો જતો હતો: એનું કારણ એ હતું કે મારા મનમાં કંઈક વિરોધ હતો, કોઈ ખીજ હતી.

ગણિતના વિદ્યાર્થીએ—મારા એક ગુરુએ—મને એ બદલ ખૂબ ઠપકો આપ્યો:

"તારી ભાષા તો જો, જાણે પથરા ફેંકી રહ્યો છે."

યુવાનીને ઉંમરે માણસને થઈ આવે એવો જાત પ્રત્યેનો અસંતોષ મનેથતો—હું મને ઉચ્છૃંખલ અને હાસ્યાસ્પદ લાગતો. મારી શકલ પણ મને ગમતી નહોતી—ગાલનાં હાડકાં આગળ ધસી આવેલાં જણાતાં, કાલ્મીકોની જેમ, અવાજ પણ ભારે અને નિરંકુશ.

મારા માલિકની બહેન સ્ફૂર્તિલી અને સુંદર હતી, જાણે હવામાં નાચતું કૂદતું કોઈ પંખી! એના ગોળમટોળ શરીર સાથે એની સ્ફૂર્તિલી આવનજાવનનો મેળ નહોતો બેસતો. એના હાવભાવ અને ચાલ કૃત્રિમ લાગતા. એ બોલવે ચાલવે પ્રસન્ન અને પ્રફુલ્લિત દેખાતી. પણ એનો ખિલખિલાટ જોઈ મને થતું કે જાણે એ મને પહેલા દિવસની એની અવસ્થા ભૂલવાનું કહી રહી છે. પણ હું એનો તે દિવસનો ભાવ ભૂલવા નહોતો માગતો: એવી અસાધારણ વાતો તો હું મારા મનમાં હંમેશાં કંડારી રાખતો. અસાધારણ વસ્તુઓ શક્ય છે, એનું અસ્તિત્ત્વ સાચું છે, અને એ સંઘરવા હું સતત પ્રયત્નશીલ રહેતો.

ક્યારેક ક્યારેક એ પૂછી લતી:

"શું વાંચો છો?"

હું એનો જવાબ ટૂંકે પતાવતો; મનમાં સામે એવો સવાલ પણ જાગતો:

"હું ગમે તે વાંચું, એમાં તમારે શું?"

એક દિવસ નશામાં ચૂર અમારા કારીગર સાહેબ પોતાની પ્રેમિકાને વહાલ કરી રહ્યા હતા, ત્યારે એણે મને કહ્યું:

"તું બહાર જાને, થોડી વાર. જઈને તારા માલિકની બહેન સાથે મસ્તીતોફાન કેમ નથી કરતો? આવો મોકો જવા દેવાય? પેલા વિદ્યાર્થીઓ તો..."

મેં એને ધમકાવ્યો કે એ વાત ફરીથી ઉચ્ચારી છે તો માથું ભાંગી નાંખીશ. પછી જઈને પરશાળમાં લોટના કોથળા પર બેસી રહ્યો. દરવાજે પડદોય બરાબર નહોતો બાંધ્યો; અંદરથી કારીગરે કહ્યું:

"હું શું કામ ગુસ્સો કરું? આખો દિવસ ચોપડીઓ વાંચ વાંચ કરવાથી આ જ હાલત થાય છે. સાવ પાગલની જેમ જીવે છે."

પરશાળમાં ઉંદરો દોડાદોડી કરતા હતા. અંદરથી છોકરીના ઊંકારા અને

સીસકારા સંભળાતા હતા. હું બહાર નીકળી ગયો. આછો ઝરમર વરસાદ પડતો હતો: નીરવ, પણ હજી એ ભારે હવામાં તાજગી નહોતી લાગતી, કંઈક બળવાની દુર્ગંધ આવતી જણાતી હતી. ક્યાંક દૂર જંગલો બળતાં હોવાં જોઈએ. અધરાત ક્યારનીય વીતી ચૂકી હતી. બેકરીની સામેના મકાનની બારીઓ ખુલ્લી ફટાક હતી; અને એના અર્ધાઅજવાળતા ઓરડામાંથી ગીત વહેતું હતું:

સંત વાર્લામી, ઓ વ્હાલા,
ચળકે સ્વર્ણ મુકુટ શિરધારી,
જકડી આલિંગનમાં, પુલકિત
કરતાં રોમરોમ હર્ષાળાં!
સંત વાર્લામી, ઓ વ્હાલા!

મેં કલ્પના કરી જોઈ: મારિયા દેરેનકોવા મારી સાથળ પર સૂતી છે—જે રીતે કારીગરના પગ પર એની પેલી માશૂકા પડી હશે... પણ શરીરનું રૂંવે રૂંવે એ કુવિચારે ધ્રૂજી ઊઠ્યું: અશક્ય! અસંભવ!

પ્રેમ પિયાલો હાથ ધરીને
રાત રાત એ પાન કરાવે,
ગાયન વાદન બજી ઊઠે, ને
આતમ શું સંધાણ કરાવે—
વાર્લામી, ઓ સંતો વ્હાલા!

એ સમૂહગાન હતું પણ એમાંથી એક અવાજ ખૂબ ઘુંટાયેલો લાગતો હતો. મેં ઘૂંટણ પર હાથ ટેકવીને બારીમાંથી અંદર જોવા પ્રયત્ન કર્યો. બારીએ જાળીવાળો પડદો હતો! ચોરસ ઓરડો, ભૂખરા રંગની દીવાલો, ભૂરા રંગના શેડ નીચેનો નાનકડો લૅમ્પ એમાં આછું અજવાળું ફેંકતો હતો. એક યુવતી લૅમ્પ પાસે, બારી તરફ મોં કરી કંઈક લખતી હતી. વચ્ચે એણે માથું ઊંચું કર્યું, અને લાલ કલમથી માથે લટકતી લટને પાછળ ઉછાળી. આંખો અર્ધી મીંચેલી, અને મોંએ સ્મિત. પત્ર લખવાનો પૂરો થયો, એટલે એને ગડી વાળી, કવરમાં મૂક્યો, હોઠેથી ગુંદર ચાટીને એ બંધ કર્યું, પછી એને ટેબલ પર ફેંકી, આગલી આંગળીથી એના તરફ જાણે કંઈક નિર્દેશ કર્યો. એની એ આંગળી મારી ટચલી આંગળી કરતાંય નાની હતી. એણે ભવાં ઊંચા કરીને ફરી કવર લઈને એ ફોડયું, ફરીથી વાંચ્યો, અને એને નવા કવરમાં બંધ કરી એના પર સરનામું કરવા માંડી. પછી એ પતાકા હોય એમ એને હલાવ્યો. નાચતી, કૂદતી એ ખૂણામાં આવેલા

પલંગ તરફ વળી. પાછી ફરી ત્યારે એણે બ્લાઉઝ કાઢી નાંખ્યું હતું. એના ખભા ગોળ ચમકતા હતા. લૅમ્પને ટેબલેથી ઉપાડી ફરીથી એ ખૂણાના પલંગ તરફ અદૃશ્ય બની. કોઈ માણસને આપણે જ્યારે એકાંતમાં નિહાળીએ ત્યારે એના અજબ હાવભાવ અને વર્તનને લીધે એ ગાંડા જેવો લાગે. આંગણામાં ટહેલતો ટહેલતો હું આ યુવતીના જીવન વિશે વિચારવા માંડયો — કેવું વિલક્ષણ જીવન એ એકાંતમાં વિતાવી રહી છે...

જ્યારે રક્તકેશી વિદ્યાર્થી એને મળવા આવતો ત્યારે મંદ અવાજે એ એને કંઈક કહેતો, અને એ શરમમાં સંકોચાઈ, ધરતીમાં સમાઈ જતી લાગતી; લજ્જાપૂર્વક એને જોતી, અને પોતાના હાથ પીઠ પાછળ કે ટેબલ નીચે છુપાવી લેતી. મને એ રક્તકેશી વિદ્યાર્થી દીઠોય ગમતો નહીં...

ત્યાં જ ટૂંકા પગવાળી છોકરી શાલમાં જેમ તેમ શરીર ઢાંકતી, લથડતી બહાર નીકળી અને બોલી:

"જા, અંદર."

મસળેલા લોટને કડાયામાં કાઢતાં કારીગર સાહેબે પોતાની પ્રેમિકાનાં વખાણ શરૂ કર્યાં: "હૃદયને ટાઢક કરી દેવાની કેટલી અથાક શક્તિ છે એનામાં!" પણ મારા માથામાં એક જ પ્રશ્ન ઊઠતો હતો:

"હું કયે માર્ગે જઈ રહ્યો છું?"

મને થતું: હવે આપત્તિ આવવાને બહુ વાર જણાતી નથી...

બેકરીનો ધંધો તો ધમધોકાર ચાલતો હતો. દેરેન્કોવ એ માટે મોટા મકાનની શોધમાં હતો. એણે એક સહાયક વધારવાનું નક્કી કર્યું હતું. હાશ! મને એનાથી થોડો નિરાંતનો દમ મળશે.

કારીગરે મને વચન દીધું: નવા મકાનમાં તને "મુખ્ય સહાયક"નો હોદ્દો આપીશું, અને પગાર તારો દસ રૂબલ કરી દેવાની હું ભલામણ કરીશ... બરાબરને?

મને હોદ્દો એ કેમ અપાવી રહ્યો હતો, એ હું જાણતો હતો. કારીગર હતો કામચોર, ને હું તો દિલ દઈને મજૂરી કરતો હતો. થાક મારા ફાયદાની વાત હતી; એથી માનસિક બેચેની અને સ્ત્રીસંગની વધતી જતી ચટપટી દબાઈ રહેતી. પણ એનું બીજું પરિણામ એ આવ્યું કે મારું વાંચન સાવ મુકાઈ ગયું.

કારીગરે કહ્યું:

"તેં ચોપડીઓ આઘી મૂકી એ મને ગમ્યું, એને ઉંદર કોતરી જાય તો સારું. પણ એય મને કહેતો ખરો, તને ખરેખર સ્વપ્નાં નથી આવતાં?.. આવતાં તો જરૂર હશે, પણ તું બહુ મીંઢો છે, એટલે કહેતો નથી... બહુ

મજાની વાત છે, ભાઈ!.. સ્વપ્નાંની વાત કહેવામાં તારું શું લુંટાઈ જાય છે?. એમાં ડરવાની કંઈ જરૂર નથી. સ્વપ્નાં કહેવામાં કોઈને નુકસાન ન થાય."

એ મારી સાથે દોસ્તીદાવે વાતો કરવા મથતો, ક્યારેક તો મારું માન જાળવતો પણ જણાતો. હું માલિકનો "અંગત માણસ" છું એ ભય પણ કદાચ એની પાછળ કામ કરતો હોય! ને છતાં એની વ્યવસ્થિત ચોરીમાં ક્યાંય ખોટ નહોતી આવી.

મારાં નાનીમા મૃત્યુ પામ્યાં. એ પછીં સાત અઠવાડિયે મારા મામાના છોકરાએ એક પત્રમાં એ સમાચાર આપ્યા. એ ટૂંકા પત્રમાં એક પણ અલ્પવિરામ નહોતું! સમાચાર એ હતા કે ગિરજાઘર સામે ભીખ માગતાં એ લપસી પડયાં અને એમનો પગ ભાંગી ગયો. આઠ દિવસ પછી એ ઘા પાકી ગયો, અને આખા શરીરમાં ઝેર ફેલાઈ ગયું. પછીથી મને જાણવા મળેલું કે મારા મામાના ત્રણેય હષ્ટપુષ્ટ અને સશક્ત બાળકો—બે ભાઈ અને એક બહેન—તથા એમાંથી એકનાં સંતાનોય—નાનીમાની ભીખ ઉપર જ નભતાં હતાં. ડોકટરને બોલાવવા જેટલુંય ભાન એમનામાં બળ્યું નહોતું.

પત્રમાં લખ્યું હતું:

"અમે લોકોએ એમને પ્યોત્રપાવલોવ્સ્ક કબ્રસ્તાનમાં દાટ્યાં ત્યાં આપણાં બીજા સ્વજનોની પણ કબરો છે અંતિમવિધિમાં અમે ગયાં હતાં બીજાં ભિખારીઓ પણ આવ્યાં હતાં તે લોકોને દાદીમા બહુ વહાલાં હતાં બધાં રડતાં હતાં દાદા પણ રોતા હતા તેમણે અમને દૂર કાઢી મૂક્યાં અને એકલા કબર પર બેસી રહ્યા. અમે દૂરથી એમને જોયા કર્યા એ ખૂબ રડતા હતા એ પણ હવે ઝાઝું જીવે એમ લાગતું નથી."

હું રડયો નહીં. પણ એવું થઈ આવ્યું જાણે ઠંડો કાતિલ પવન મારામાંથી પસાર થઈ ગયો. તે રાતે બહાર પ્રાંગણમાં લાકડાના ટુકડાઓ પર હું બેસી રહ્યો. નાનીમા વિશે કોઈકની પાસે દિલ ઠાલવવાનું મન થઈ આવતું હતું કે એ કેવાં સ્નેહાળ, કેટલાં ડાહ્યાં અને માની મમતાથી ભર્યાંભર્યાં હતાં. નાનીમા વિશે કોઈને વાત કરવાની ઝંખના ક્યાંય સુધી મારામાં રહી, પણ એ માટે ઉચિત પાત્ર મને મળતું નહીં, છેવટે એ મનમાં જ શમી ગઈ—અપૂર્ણ, અસંતુષ્ટ.

એ પછી કેટલાંય વરસો પછી, જ્યારે અન્તોન ચેખોવની આશ્ચર્યજનક, તદ્દન સત્ય લાગે એવી એક વાર્તા મારા વાંચવામાં આવી, ત્યારે એ ઘટના ફરી મારા મનમાં સળવળી ઊઠી. એ વાર્તામાં, ઘોડાનો વૃદ્ધ રખેવાળ પોતાના પુત્રના મૃત્યુની વાત ઘોડાને કહે છે, એ ખૂબ વાસ્તવિક વાત હતી. મને વાર્તા વાંચતાં એ પસ્તાવો થયો કે નાનીમાના મૃત્યુની અસહ્ય વ્યથા કહેવા એ વખતે મારી પાસે ઘોડો કે કૂતરોય નહોતો. બેકરીમાં ઉંદરો પાસેય મેં દિલ ખાલી કેમ

ન કર્યું, એનો અફસોસ મને રહી ગયો. એ ઉંદરો સાથે મારે કંઈ ઓછું ભળતું નહોતું!

પોલિસ જમાદાર નિકીફોરિચ એ દિવસોમાં ભૂખ્યા બાજની જેમ મારી આસપાસ ઘૂમ્યા કરતો હતો. જાડોપાડો, આધેડ માણસ, ટૂંકા શ્વેત વાળ, પહોળી દાઢી, અને એમાં એ હંમેશા કાંસકો ફેરવ્યા કરતો. એની લાલસાભરી નજર એ રીતે મારા પર મંડાયેલી રહેતી, જાણે વારતહેવારે વધેરવાનો હું હંસ ન હોઉં!

વાતની માંડણી એ આમ કરતો: "તને વાંચવાનો બહુ શોખ છે, કેમ? કઈ કઈ ચોપડીઓ તું વાંચે છે, કહે ને મને. બાઈબલ? સંતોનું જીવન?"

હા, બાઈબલ, અને રોજનું ચિંતન મેં વાંચ્યા છે. નિકીફોરિચને એથી આશ્ચર્ય થયું, એ થોડો ઓઝપાઈ પણ ગયો.

"હં... ધર્મભક્તિનાં પુસ્તકો વાંચવામાં કોઈ બાધ નથી... પણ હેં, કાઉન્ટ તોલસ્તોયનું લખેલું તેં કંઈ વાંચ્યું છે?"

તોલસ્તોયની કૃતિઓ પણ મેં વાંચી હતી—પણ પોલિસને રસ પડે એવાં પુસ્તકો એ નહોતાં એ જણાઈ આવતું હતું:

"એ બધી તો સાધારણ ચોપડીઓ છે, બીજાં બધાં લખે એવી. પણ તોલસ્તોયે તો બીજાંય કેટલાંક પુસ્તકો લખ્યાં છે. જેમાં પાદરીઓ પર હુમલો કરવામાં આવ્યો છે. વાંચવા જેવાં તો એ પુસ્તકો છે!"

મેં એ "વાંચવા જેવા" પુસ્તકોય વાંચ્યા હતા—હેકટોગ્રાફમાં છપાયેલી પ્રતો રૂપે. એમાં મને બહુ મજા નહોતી પડી; જોકે પોલિસ જોડે એની ચર્ચા કરવી નકામી છે એ હું જાણતો હતો.

રસ્તામાં અનેકવાર આ રીતે એનો ભેટો થઈ જતો. પછી એણે મને પોતાને ઘરે આવવા નોતરું દીધું.

"આવને ક્યારેક મારે ત્યાં. સાથે બેસીને ચાપાણી કરશું."

એની મેલી મુરાદ હું જાણતો હતો, ને તોય એને ઘરે જવાની મારી દાનત હતી. મેં મારા ઉસ્તાદોની સલાહ લીધી. તેઓ કહે: પોલિસનું નોતરું ટાળવાથી બેકરી વિશેની શંકામાં ઊલટો ઉમેરો થશે.

પરિણામે એક દિવસ હું નિકીફોરિચને ઘેર જઈ પહોંચ્યો. નાના નીચી છતવાળા ઓરડાના ત્રીજા ભાગમાં મોટો રૂસી ચૂલો હતો. બાકીના બે ભાગમાં સુતરાઉ પરદા પાછળ પહોળો પલંગ હતો, ઉપર હતા લાલ રંગના કવર ચડાવેલા તકિયા; બાકીના ઓરડામાં વાસણનું કબાટ, એક ટેબલ, બે ખુરશીઓ. ઓરડામાં ફક્ત એક નાનકડી બારી. નીચે એક લાકડાના નાના બાંકડા ઉપર એ

બેઠો હતો; ગણવેશના બધાં બટન ખુલ્લાં હતાં. સામેના ટેબલે, એની સ્ત્રીની બાજુમાં જઈને હું બેઠો; મોટાં ભરાવદાર સ્તન, લાલ ગાલ અને ઉંમર લગભગ વીસેક વરસની. એની આંખોનો રંગ અજબ એવા ઘેરા ભૂખરા રંગનો, એમાં તોફાન અને દુષ્ટતા છતાં થતાં હતાં. હોઠને ચાવતી ત્યારે લલચાવતી લાગતી, અવાજમાં લાલસાનો દબાયેલો રણકો સંભળાતો.

પોલિસે કહ્યું: "મારા જાણવામાં આવ્યું છે કે મારી ધર્મપુત્રી સેકલેતેયા તમારી બેકરી પર બહુ ચક્કર માર્યા કરે છે. એક નંબરની નીચ અને બદચલન છોકરી છે એ. બધી સ્ત્રીઓ એવી નીચ હોય છે. એક એકથી ચડિયાતી."

"બધી?" એની પત્નીએ પૂછ્યું.

"અરે, એકેએક—ગણી ગણીને." નિકીફોરિચે એના ચંદૂકોને હલાવતાં ભારપૂર્વક કહ્યું. મને થયું જાણે ગાડીને જોડેલો ઘોડો પોતાના ચાકડાને હલાવી રહ્યો છે. રકાબીમાં રેડીને એણે ચાના સબળકા લેવા માંડયા; ને પછી મસ્તીથી ઉમેર્યું:

"બધી રાંડો નીચ અને બદચલન હોય છે, પછી એ રાણી હોય કે વેશ્યા હોય. શેબાની મહારાણીએ રાજા સોલોમાનને મળવા ઉજ્જડ રણમાં બે હજાર માઈલો કાપ્યા હતા—એય ફક્ત છિનાળું કરવા માટે જ ને! અને આપણી ઝારની રાણી યેકાતેરીનાની જ વાત કરો ને... એને લોકો મહાન કહે છે, ને તોય..."

અને પછી તો એણે ઝારની રાણીઓની કહાણીઓ સંભળાવવા માંડી: એમની સાથે મહેલના કોઈ સિપાઈએ એક રાત કાઢી, પછી એ લશ્કરમાં બઢતી મેળવતો સાર્જંટમાંથી સેનાપતિ કેવી રીતે બની ગયો એની વિગતે વાત એણે કરી. પત્ની હોઠ ચાવતી, એકાગ્રચિત્તે સાંભળતી રહી; અને ટેબલ નીચે મારા પગ સાથે પગ ભટકાડતી રહી. નિકીફોરિચ તો ખૂબ રસ પડે એ રીતે વાતો કરતો રહ્યો, પણ પછી ક્યારે એણે અચાનક વાતનો વિષય બદલ્યો એની ખબર ન પડી:

"હવે આ દાખલો જુઓ: આપણા વિસ્તારનો એક વિદ્યાર્થી; વિશ્વવિદ્યાલયના પહેલા વરસમાં ભણે છે. નામ એનું પ્લેત્ન્યોવ."

એની પત્ની વચ્ચે જ નિસાસો મૂકતી બોલી ઊઠી:

"દેખાવડો નથી, પણ સારો છે."

"કોણ સારો છે?"

"શ્રીમાન પ્લેત્ન્યોવ."

"પહેલી વાત તો એ કે એ કંઈ શ્રીમાન નથી. ભણવાનું પૂરું કરશે,

ત્યારે શ્રીમાન્ બનશે ત્યાં સુધી બધા વિદ્યાર્થીઓ ગણાય, બાકીના હજારો વિદ્યાર્થીઓની જેમ. અને બીજું કે સારો એટલે વળી શું?"

"બહુ હસમુખો છે, યુવાન છે."

"પહેલી વાત તો એ કે હસમુખા તો સરકસના ડાગલાય હોય છે..."

"એ ડાગલા તો ભાડૂતી હસાવનારા હોય..."

"ચૂપ રહે. અને બીજું એ કે કૂતરાઓ પણ નાનાં હોય ત્યારે મજાનાં લાગે!"

"ડાગલા તો વાંદરા જેવા હોય."

"મેં કહ્યું ને, ચૂપ રહે. સાંભળતી નથી?"

"સાંભળું છું ને!"

"તો... તો..."

પત્નીનું મોં આમ બંધ કરીને નિકીફોરિચ મારા તરફ વળ્યો:

"હા, એ પ્લેત્ન્યોવ ખૂબ રસ પડે એવો માણસ છે. તું એની સાથે ઓળખાણ કરી લે."

એણે પ્લેત્ન્યોવ સાથે મને રખડતો કદાચ જોયોય હોય. તેથી મેં કહ્યું:

"એને તો હું ઓળખું છું."

"હેં?"

એના અવાજમાં નિરાશા હતી. બાંકડા ઉપર બેઠક બદલતાં એના ચંદૂકો ફરી ખખડયા. હું ખૂબ સાવચેત બની ગયો. કારણ કે મને ખબર હતી કે પ્લેતન્યોવ એના હેકટોગ્રાફ પર અમુક પ્રકારનાં ચોપાનિયાં છાપતો હતો.

પોલિસની પત્ની પોતાના પગ મારા પગમાં ભરાવતી જતી હતી, અને પેલા બુઢ્ઢાને ચિડવતી જતી હતી. પણ પોલિસે એની છાતી કાઢીને પોતાના શબ્દભંડારનાં મોતી મારી સામે એ રીતે સજાવીને મૂકવા માંડયાં જે રીતે મોર પોતાના બહુરંગી પીંછાની કળા કરતો હોય છે. ટેબલ નીચેથી એની પત્નીના પગની છેડતી મારું ધ્યાન એમાં ટકવા નહોતી દેતી, અને પરિણામે ક્યારે વિષય પરિવર્તન થયું એનો મને ખ્યાલ ન રહ્યો. પેલાનો અવાજ મંદ પણ પ્રભાવશાળી બની ગયો હતો:

"તું જાણે છે, એક એવો અદૃશ્ય તાર છે. એમાં એકેએક ચીજ બંધાયેલી — ગુંથાયેલી છે, સમજ્યો?"

એણે ગોળ આંખો મોટી કરીને — જાણે ડરી જઈને મારી સામે તાકી રહેતાં ઉમેર્યું:

"માનો કે આપણા મહારાજા એક કરોળિયો છે..."

"હે ભગવાન, શું બકો છો તમે?" એની પત્નીએ બૂમ પાડી.

"તું ચૂપ રહે — ગધેડી નહીં તો! હું આપણા મહારાજાનું અપમાન નથી

કરતો, ફક્ત ઉપમા આપી રહ્યો છું. અક્કલ વગરની ક્યાંની! જા, સમોવાર ધોઈને મૂકી દે એક બાજુ!"

એ પછી નેણ ખેંચી, આંખો મચકારી એણે ખૂબ મહત્ત્વની વાત કરતો હોય એમ મને સમજાવવા માંડયું:

"તો, એક અદૃશ્ય તાર છે, સમજ્યો?.. કરોળિયાના જાળા જેવો ગુંથાયેલો... મહારાજાધિરાજ, ઝાર અલેક્સાંદર ત્રીજા, શહેનશાહે રૂસના હૃદયમાંથી એ તાર નીકળે છે... ત્યાંથી એ હજૂરના મંત્રીઓમાં થઈને ગવર્નર સુધી, ત્યાંથી નાના મોટા અમલદારોમાં થઈને મારા જેવા અધિકારીઓ અને લશ્કરના નાના સિપાઈ સુધી એ તાર પહોંચે છે. એ તારની પકડમાંથી કોઈ વ્યક્તિ બહાર નથી; એની જ અદૃષ્ટ શક્તિથી આજ સદીઓથી સરકારની હકૂમત ચાલે છે. ફક્ત ઇંગ્લૅંડની પેલી ચાલાક રાણીને ઈશારે કેટલાક પોલિશ, યહૂદી અને થોડા રૂસી લોકો મોકો મળે ત્યાં પેલા તારને કાપવા મથી રહ્યા છે, અને ડોળ તેઓ એવો કરે છે જાણે એ જનતાને નામે કરે છે!.."

એ ટેબલ પર ઝૂક્યો અને ઉપદેશ આપતો હોય તેમ ધીમેથી કહેવા માંડયો:

"સમજ્યો?.. આ બધું હું તને કેમ કહું છું એ તો મગજમાં ઊતરે છે! મેં બેકરીના કારીગર પાસેથી તારા ખૂબ વખાણ સાંભળ્યા છે; કહે કે બહુ કામઢો, ઈમાનદાર અને સ્વાવલંબી છોકરો છે. તને ખબર છે કે તારી બેકરીમાં વિદ્યાર્થીઓનો જમેલો હોય છે. તેઓ દેરેન્કોવના ઘરમાં મોડી રાત સુધી પડયા રહે છે. એ ઓરડામાં એક છોકરી સાથે એક છોકરો હોય તો વાત સમજાય, પણ ત્યાં તો આખી મંડળી જ બેઠી હોય છે. જો, હું વિદ્યાર્થીઓની ફરિયાદ નથી કરતો; આજે જે વિદ્યાર્થી છે, તે જ કાલે મોટો અધિકારી બનશે! આમ જોકે વિદ્યાર્થીઓમાં કંઈ કવાણું નથી. પણ તકલીફ એ વાતની છે કે તેઓ ભણવા ગણવાને બદલે આમતેમ માર્ગ ચાતરી જાય તો સરકારના દુશ્મનો એમની અધીરાઈનો ગેરલાભ ઉઠાવે! સમજ્યો, મારો મતલબ? ને એક વાત બીજીય સમજી લે..."

પણ એ પહેલાં, બારણું ખૂલ્યું, અને એક વૃદ્ધ ઓરડામાં દાખલ થયો. બેઠી દડીનો, લાલ નાક, માથે વાંકડિયા વાળ ચામડાની પટ્ટીથી પાછળ બાંધેલા. એના હાથમાં વોદકાની બાટલી હતી. પેટમાંય સારા એવા પ્રમાણમાં વોદકા પડી ચૂક્યો હતો.

"એક બાજી રમીએ ડ્રાફ્ટની?" તેણે મસ્તીમાં પૂછ્યું. અને માંડયો એ તો વાતોનાં વડાં કરવા!

"આ મારા સસરા છે," નિકીફોરિચે કહ્યું. એને આ આગમન ગમ્યું નહોતું.

મેં તરત જ ત્યાંથી ઉચાળા ભર્યાં. એની લુચ્ચી સ્ત્રી મને દરવાજે વળાવવા આવી. એક મુક્કો મારી, મને કહ્યું:

"વાદળાં તો જો, કેવાં આગ જેવા લાલ ભડક છે!"

પણ મેં જોયું આકાશ તદ્દન સ્વચ્છ હતું, ફક્ત એક નાનકડા વાદળાની કોરે સહેજ લાલાશ લાગતી હતી...

હું મારા ગુરુઓને નીચા પાડવા નથી માગતો, પણ એટલું તો મારે કહેવું પડશે કે રાજ્યશાસનના આખા માળખાનું જે વિશાદ અને વિગતપૂર્ણ વર્ણન પેલા પોલિસે આપ્યું, તે એમના બધાં કરતાં સારું હતું. ક્યાંક એક કરોળિયો બેઠો છે, એના મોંમાંથી નીકળેલો અદૃશ્ય તાર ચારેબાજુ ફેલાયેલો છે... જેમાં એકેએક વ્યક્તિનું જીવન ગિરફતાર છે... કરોળિયાની જે જાળના વળાંકો અને ગાંઠો મને ચારેકોર સ્પષ્ટપણે હવે દેખાવા માંડયા...

તે જ રાત્રે દુકાન બંધ કર્યા પછી માલકણે મને પોતાનાં ઓરડામાં બોલાવ્યો અને કહ્યું કે પોલિસ સાથેની મારી વાતચીતનો અહેવાલ લેવાનું કામ એને સોંપાયું છે.

મેં એમને પૂરો અહેવાલ આપ્યો, એટલે તેણે કહ્યું:

"હે ભગવાન!" અને પછી ઉંદરિયામાં સપડાયેલા ઉંદરની જેમ ઓરડામાં ઝડપથી એ આંટા મારી વ્યગ્રતાથી માથું હલાવવા માંડી. તેણે પૂછ્યું:

"આપણો પેલો કારીગર તારી પાસેથી કંઈ ભેદ જાણવાનો પ્રયત્ન તો નથી કરતોને? એની રખાત પેલા નિકીફોરિચની કંઈ સગી થાય છે, કેમ? એ માણસને કાઢી મૂકવો પડશે."

હું દરવાજે ઊભો ઊભો, પાછો પડી ગયો હોઉં એમ, એને જોયા કરતો હતો. એણે 'રખાત' શબ્દનો જે રીતે ઉચ્ચાર કર્યો એથી લાગ્યું કે એમાં કંઈ નવાઈની વાત નહોતી, અને મને એ જરાય ન ગમ્યું, તેમ કારીગરને કાઢી મૂકવાની વાત પણ મારે ગળે ન ઊતરી. તેણે ઉમેર્યું:

"તારે ખૂબ સાવચેત રહેવું જોઈએ."

તે મારા તરફ તાકી રહી હતી: એની નજર મળતાં હંમેશાંની જેમ, મને બેચેની લાગવા માંડી. એ નજરમાં એક પ્રકારની અપેક્ષાનો ભાવ હતો, પણ એ કઈ અપેક્ષા હશે એ મને સમજાતું નહોતું. બન્ને હાથ પીઠ પાછળ રાખી, મારી સામે અટકીને તેણે કહ્યું:

"તું હંમેશાં આ રીતે ઉદાસ કેમ રહે છે?"

"મારાં નાનીમા ગુજરી ગયાં છે," આ જવાબથી એને હસવું આવી ગયું. તેણે પૂછ્યું:

"નાનીમા બહુ વહાલાં હતાં કે શું?"

"હા," મેં કહ્યું: "બીજું કંઈ કામ છે?"

"ના." હું ત્યાંથી નીકળી ગયો. તે રાતે મેં એક કવિતા લખી: અને મને યાદ છે કે એમાં આ પંક્તિ અવારનવાર આવતી હતી:

"તું એ નથી, જેનું દર્શન મને કરાવવા ઇચ્છે છે."

પછી નક્કી એવું થયું કે વિદ્યાર્થીઓ હવેથી બેકરીમાં આવવાનું ઘટાડી દેશે. તેથી મારું એમને મળવાનું લગભગ બંધ થઈ ગયું. પરિણામે, ચોપડીઓમાં વાંચેલી ઘણી અસ્પષ્ટ વાતો જે એમને હું પૂછી શકતો હતો તેનો મોકો પણ હાથથી સરી ગયો; અને એ વાતો અસંદિગ્ધ રહેવા માંડી. એટલે મારા સવાલો હું નોટબુકમાં લખી લેવા માંડયો. એક વખત લખતાં લખતાં થાકથી મારી આંખો મિંચાઈ ગઈ, અને કારીગરે મારી નોટબુક વાંચી લીધી. મને જગાડીને એણે પૂછવા માંડયું:

"અરે, આ બધું તું લખે છે કે? 'ગરીબાલ્ડીએ બાદશાહને કેમ ભગાડી ન મૂક્યો?' આ ગરીબાલ્ડી શું છે? અને બાદશાહને ભગાડી મૂકી શકાય ખરો?"

ગુસ્સામાં નોટબુકને લોટના ડબ્બામાં ફેંકી અને ચૂલા પાસે જઈને એ બબડવા માંડયો:

"જુઓને, આ મહાશયને! એને બાદશાહને ભગાડી મૂકવો છે!.. બહુ મજાની વાત છે, ભાઈ! હું કહું છું મૂક એ બધી માથાઝીંક! ન જોયો હોય તો, મોટો ભણવાવાળો! ચારપાંચ વરસ પહેલાં સારાતોવમાં પોલિસો તારા જેવા પુસ્તકિયા કીડાઓની જ ધરપકડ કરતા હતા. નિકીફોરિચને આમેય તારા ઉપર શંકા તો ગઈ જ છે. બાદશાહ કંઈ કૂતરો થોડો છે કે તારા જેવા છોકરડા એને ભગાડી મૂકી શકે?"

આ કહેવા પાછળ એની દાનત બૂરી નહોતી લાગતી. એના સવાલોના જવાબો દેવા મને ચટપટી થતી હતી, પણ દઈ નહોતો શકતો કારણ કે "ખતરનાક વિષય" અંગે એની સાથે વાત કરવાની મને મનાઈ ફરમાવવામાં આવી હતી.

એ જ દિવસોમાં એક વિવાદાસ્પદ પુસ્તક વિશે આખા શહેરમાં ચર્ચા ઊપડી નીકળી હતી. એ પુસ્તક હાથોહાથ ફરી રહ્યું હતું, અને વિવાદવંટોળ જાગ્યો હતો. પશુચિકિત્સક લાવરોવને એ પુસ્તક મને વાંચવા લાવી દેવા મેં કહ્યું. પણ એણે નિરાશાજનક ઉત્તર વાળ્યો:

"ના ભાઈ, એ પુસ્તક તો એમ હાથ ન લાગે; પણ હા, એક જગ્યાએ એનું વંચન થવાનું છે, અને બનશે, તો હું તને ત્યાં લઈ જઈશ."

માતા મરિયમના સ્વર્ગારોહણના ઉત્સવે રાત્રિના ઘોર અંધારામાં હું સુમસામ

આસ્કર્યે મેદાનમાં થઈને જઈ રહ્યો હતો. આગળ જાણે અંધારાને ચીરતાં લાવરોવની આકૃતિની પાછળ પાછળ પચાસેક કદમ હું ચાલ્યે જતો હતો. એના આદેશ મુજબ આવી સાવધાની મારે રાખવાની હતી: સીટી વગાડી કંઈક ગાઈ અને દારૂડિયા મજૂર જેવો મારે દેખાવ કર્યા કરવાનો હતો. આકાશમાં કાળાંધબ્બ વાદળાં હતાં, એમાં સોનેરી ગોળા જેવો ચાંદો આંધળા પાટાની જાણે રમત રમતો હતો. જમીન એના પડછાયાથી ઢંકાયેલી હતી. મેદાનમાં આમતેમ ભરાયેલાં ખાબોચિયામાં ચંદ્રનાં વાંકાં કિરણો પડી રહ્યાં હતાં. પાછળથી નગરનો ક્રોધભર્યો કોલાહલ સંભળાતો હતો.

ધાર્મિક શિક્ષણ અકાદમીની પાછળના એક બગીચાની વંડી પાસે પહોંચીને મારો માર્ગદર્શક અટક્યો. હું ઝડપથી એની પાસે પહોંચ્યો. અમે ચૂપચાપ એ વંડી ટપીને પેલા બગીચામાં ઊતર્યા, ત્યાં ઝાડીઝાંખરા ઊગી નીકળ્યા હતા. વૃક્ષોની લટકતી શાખાઓ સાથે અથડાતા અમે આગળ વધ્યા; આવા અથડાવાને લીધે ડાળીઓ પર જામેલી ઝાકળ અમારા પર ઊડતી હતી. આગળ જઈને એક મકાનની બંધ બારી લાવરોવે ધીમેથી ઠોકી. એનું શટર ખુલ્યું અને કોઈ દાઢીવાળાએ ડોકું કાઢ્યું. એ વ્યક્તિની પાછળ પણ ઘોર અંધારું અને નીરવતા વ્યાપેલાં હતાં.

"કોણ છે?"

"યાકોવના મિત્રો."

"બારીએથી ચડી આવતા રહો."

અંદરના ઘનઘોર અંધારામાં કેટલાય લોકો બેઠા હતા, કપડાંના ઘસાવાને લીધે કે પગ હલવાને લીધે એનો અણસાર આવતો હતો. ક્યાંકથી ખાંસી અને ગુસપુસ સંભળાયા. એક દિવાસળી સળગી, અને મારા મોં પર પ્રકાશ ફેલાયો. ફર્શ પર દિવાલને અઢેલીને બેઠેલા કેટલાય લોકોના ઓળા જણાયા.

"બધા આવી ગયા છે?"

"હા."

"બારીએ કપડું નાંખી દો, જેથી શટરમાંથી કોઈ રીતે બહાર પ્રકાશ ન જણાય."

કોઈનો ક્રોધભર્યો અવાજ આવ્યો:

"આવા નિર્જન મકાનમાં બેઠક બોલાવવાનો અદ્ભુત વિચાર કોના ભેજામાં આવ્યો હતો?"

"ધીમે બોલો, એય!"

કોઈએ દૂર ખૂણામાં નાનો લૅમ્પ સળગાવ્યો. આખો ઓરડો ખાલીખમ હતો—નહીં ખુરશી, ટેબલ કે નહી પલંગ. ફક્ત બે પેટીઓ અને તેમની ઉપર

એક પાટિયું મૂકેલું હતું, જેનાં પર પાંચ માણસો હારબંધ બેઠા હતા, જાણે વંડી પર કાગડા. એક પેટી આડી રાખીને લૅમ્પ મૂકવા ટેબલ જેવું બનાવ્યું હતું, ત્રણ માણસો દીવાલને અઢેલીને નીચે બેઠા હતા. બારીએ લાંબા વાળવાળો એક દૂબળો રક્તહીન નવજવાન બેઠો હતો. એ નવજવાન અને પેલા દાઢીવાળા સિવાય બધાંને હું ઓળખતો હતો. દાઢીવાળાએ મંદ સ્વરે કહ્યું કે આપણે ભૂતપૂર્વ નરોદ્‌નિક ગેઓર્ગી પ્લેખાનોવનું લખેલું 'આપણાં મતાંતરો' નામનું પુસ્તક વાંચીશું. દીવાલે બેઠેલા કોઈ ઓળાએ અંધારામાં મોટેથી કહ્યું: "એ તો અમે બધાં જાણીએ છીએ."

આવા ભેદી વાતાવરણમાં મને એક પ્રકારની મીઠી ઉત્તેજના થઈ રહી હતી. હકીકતે રહસ્યથી બેહતર કોઈ કાવ્ય હોતું નથી. મંદિરમાં પહેલી જ આરતી વખતે પહોંચી ગયેલા ખરા આસ્તિક જેવો ભાવ મને થયા કરતો હતો. મને પયગંબર ઈસુના પ્રારંભિક અનુયાયીઓ અને એમના ભોંયરાની યાદ આવતી હતી. ધીર ગંભીર અવાજ ઓરડામાં ગૂંજી રહ્યો હતો—એકે એક શબ્દ અલગ અલગ અને સ્પષ્ટ.

ખૂણામાંથી ફરી કોઈનો ફુત્કાર સંભળાયો.

"ઢંગધડા વગરની વાતો છે બધી!"

ત્યાં અંધારામાં કંઈક તાંબાના ટુકડા જેવું, રહસ્યમય રીતે ધૂંધળું, ચમકી રહ્યું હતું. એને જોઈને મને થયું કે કોઈ રોમન સૈનિકનું શિરસ્ત્રાણ તો એ નહીં હોય? થોડી વારે મને ખાતરી થઈ કે એ ચૂલાના ઢાંકણાનો હાથો હતો.

ઓરડામાં ગરમાગરમ ચર્ચાની ભારે અવ્યવસ્થા અને ઘોંઘાટ વધવા માંડયો, અને છેલ્લે છેલ્લે તો એમાં બે અવાજ જુદા તારવવાય મુશ્કેલ થઈ ગયું. એ જ વખતે બારીએથી, મારા માથેથી, કોઈએ કટાક્ષમાં મોટેથી પૂછ્યું:

"તો હવે પુસ્તક આગળ વંચાશે કે નહીં?"

એ પેલા લાંબા વાળવાળા રક્તહીન યુવકનો અવાજ હતો. લોકો ચૂપ થઈ ગયા. અને ફરીથી વાચકનો ગંભીર સ્વર પડઘાવા માંડયો. અંધારામાં લોકોના હાથમાં સળગતી સિગરેટોનાં ટોપકાં દેખાતાં હતાં. ક્યાંક ક્યારેક દિવાસળી સળગતી—એમાં ગંભીર વિચારશીલ ચહેરા, મિંચાતી કે પહોળી થતી આંખો ચળકી ઊઠતાં.

ક્યાંય સુધી વાંચન ચાલતું રહ્યું; અને હું ચૂપચાપ એ સાંભળતો કંટાળી ગયો. તોય એ ઉત્તેજક વિવાદોમાં મને એક પ્રકારની મજા આવી રહી હતી; એને સરળ સહજ શૈલિમાં મનભાવક તર્ક સાથે રજૂ કરવામાં આવી રહ્યા હતા.

એ પછી ઓચિંતો પેલો વાચક અટકી પડયો:

"દ્રોહી!"

"શબ્દાડંબરી!"

"શહીદોનો વિશ્વાસઘાતી!"

"ગેનેરાલોવ અને ઉલ્યાનોવ જેવાઓએ હસતે મુખડે ફાંસી ખાધી પછીય..."

અને બારીએ બેઠેલા નવજુવાને કહ્યું:

"આ બધી ગાળાગાળીથી શું ફાયદો? આ બધી બાબતો ઉપર ગંભીર ચર્ચા કરવી જોઈએ."

મને દલીલબાજી ગમતી નહીં, એને સમજવાની તાલીમ પણ હજી મને બરાબર મળી નહોતી. ઉત્તેજિત શબ્દપ્રવાહથી હું ત્રાસી જતો—દલીલબાજીમાં દેખાતો નગ્ન અહંકાર મને અસહ્ય થઈ પડતો.

બારીએ બેઠેલા યુવાને આગળ નમીને મને કહ્યું: "તું પેશકોવ, કેમ? બેકરીમાં કામ કરે છે એ ને? મારું નામ ફેદોસેયેવ. આપણે એક બીજાનો પરિચય કરવો અગત્યનો છે. અહીં હવે ઝાઝું રોકાવાથી કંઈ વળવાનું નથી. આ ઘોંઘાટ તો કલાકો સુધી ચાલશે—નિરર્થક. ચાલ, આપણે ઊપડીએ."

આ ફેદોસેયેવ અને એની મંડળી વિશે મેં સાંભળ્યું હતું: એમાં ગંભીર નવયુવાનો હતા. આ યુવકની ગહન આંખો અને ઊજળા સફેદ ચહેરાએ પણ મને આકર્ષિત કર્યો હતો.

મેદાન પાર કરતાં એણે મને કેટલાય પ્રશ્નો પૂછી નાંખ્યા: મજૂરોમાં મારી ઓળખાણો છે? મેં ક્યાં ક્યાં પુસ્તકો વાંચ્યાં છે? કામ પછી મને ફુરસદ કેટલી હોય છે? વગેરે વગેરે.

પછી બોલ્યો: "મેં તારી બેકરી વિશે સાંભળ્યું છે. તું એ ચક્કરમાં કેમ ફસાઈ પડયો છે? એનાથી કંઈ વળવાનું નથી."

છેલ્લા કેટલાક દિવસથી મનેય ભાન થવા માંડયું હતું કે એનાથી કંઈ વળવાનું નથી. આ વાત મેં એને પણ કરી, અને એ સાંભળી એને સંતોષ થયો. છૂટા પડતાં એણે મારો હાથ દબાવ્યો—મોં ઉપર પ્રફુલ્લિત હાસ્ય ફેલાયું. એણે કહ્યું કે બે ત્રણ દિવસમાં એ બહારગામ જવાનો છે, અને ત્રણ અઠવાડિયા પછી પાછો આવશે, ત્યારે અમારી ક્યાં અને કેવી રીતે મુલાકાત થશે એ તે જણાવશે.

બેકરીનું કામ આમ તો બહુ સરળતાથી ચાલી રહ્યું હતું. પણ દિવસોદિવસ મારા જીવનનો બોજ મને વધતો જતો લાગવા માંડયો હતો. અમે નવા મકાનમાં બેકરી શરૂ કરી હતી, અને મારી જવાબદારી વધી ગઈ હતી. બેકરીના કામ ઉપરાંત મારે હવે અમુક ઘરોમાંય સામાન પહોંચાડવા જવું પડતું. ધાર્મિક શિક્ષણ અકાદમી અને "ભદ્ર કુટુંબોની કન્યાશાળા"માં બન અને ચબરખીઓ વેચવાનું કામ તો

મારે માથે હતું જ. મારી ટોપલીમાંથી બન ઉપાડતી વખતે એ ભદ્ર છોકરીઓ ક્યારેક ક્યારેક ચોરીછૂપીથી ચિઠ્ઠીઓ પણ નાંખી દેતી. ઘણી વર કોઈ કોઈ કાગળના ટુકડામાં બાલિશ અક્ષરોમાં એવી નિર્લજ્જ વાતો લખેલી હોય કે હું સ્તબ્ધ થઈ જતો. એ બધી ચમકતી આંખોવાળી, સ્વચ્છ નિર્દોષ લાગતી કન્યાઓ ચપળતાથી વાતો કરતી, અને ટચૂકડી ગુલાબી આંગળીઓથી ટોપલીનો માલ ઉથલાવતી મને ઘેરી વળતી ત્યારે મને અજબ અનુભવ થતો. મને થતું કે આ કન્યાઓમાંથી કોણે મને પેલી અશ્લીલ વાતો લખી હશે? એની અર્થ પણ એ જાણતી હશે કે? મને પેલાં ગંદાં "સાંત્વના ઘરો" યાદ આવતાં, અને મનમાં વિચાર ઝબકતો:

"પેલો અદૃશ્ય તાર ત્યાંથી અહીં સુધી તો નહીં ગંઠાતો હોય ને?"

એક દિવસ શ્યામકેશી અને મોટાં સ્તવાળી એક કન્યાએ મને ખંડમાં અર્ધે જ અટકાવીને કાનમાં કહ્યું:

"આ પત્ર પહોંચાડી દઈશ, તો દસ કોપેક આપીશ." એની શ્યામ કોમળ આંખોમાં આંસુ ધસી આવ્યાં, દાંતમાં હોઠ દબાવ્યા, અને બોલતાં બોલતાં એનો ચહેરો અને કાન શરમથી લાલચોળ થઈ ગયાં. દસ કોપેક લેવાની મેં ના પાડી અને પત્ર લઈ લીધો. ઉચ્ચ ન્યાયાલયના કોઈ ન્યાયાધીશના છોકરાને ઉદ્દેશીને એ પત્ર લખવામાં આવ્યો હતો—દૂબળો પાતળો, ઊંચો અને મોં ક્ષયરોગી જેવું નિસ્તેજ. નાના નાના સિક્કાઓમાં પચાસ કોપેક ગણીને, ચૂપચાપ એ મને આપવા લાગ્યો. પણ જ્યારે મેં કહ્યું કે મારે મહેનતાણું નથી જોઈતું, તો અન્યમનસ્કપણે ખીસામાં એ પાછા નાખવા ગયો, પણ એ તો ખણખણાટ કરતા જમીન પર ફેલાઈ ગયા.

જમીન પર એ દડતા સિક્કાઓને એ શૂન્ય ભાવે જોઈ રહ્યો, અને હાથ મસળતો રહ્યો, એની આંગળીઓએ ટચાકા ફૂટયા. પછી નિસાસા મૂકતો બબડયો:

"હવે શું કરવું?.. તો આવજો... પણ મારે કંઈક વિચારવું તો પડશે..."

એના વિચારવાનું શું પરિણામ આવ્યું એ તો હું જાણતો નથી; પણ પેલી કન્યા માટે મને પેટમાં બહુ બળ્યું. થોડા જ દિવસોમાં એ કન્યા પેલી શાળામાં દેખાતી બંધ થઈ ગઈ. લગભગ પંદર વરસ પછી મારે એને ફરીથી મળવાનું થયું. એ દિવસોમાં એ ક્રીમિયામાં શિક્ષિકાની નોકરી કરતી હતી. એને ક્ષય લાગુ પડી ગયો હતો. જીવનની એકેએક ચીજ પ્રત્યે દ્વેષીલી વિરક્તિ એના દૃષ્ટિકોણમાં આવી ગઈ હતી. જિંદગીમાં મોટો ધક્કો ખાનાર વ્યક્તિ જેવી એની હાલત હતી.

વેચાણનું કામ પતાવીને હું થોડું આડે પડખે થતો. સાંજે મિઠાઈઓ રંધાય ત્યારે મારે ફરીથી બેકરીમાં કામ રહેતું. અધરાતે એ મિઠાઈઓ અને ગરમાગરમ

બન ખાવા અમારી દુકાનની નજીકના થિયેટરમાંથી પ્રેક્ષકો આવતા. એ કામ કર્યા પછી, સવાર માટે પાંઉરોટી અને રોલ માટે લોટ મારે મસળવો પડતો. રોજનો પંદર-વીસ મણ લોટ બાંધવો કંઈ રમતની વાત નહોતી.

એ પછી પણ માંડ બે ત્રણ કલાક હું ઊંઘી શકતો, અને ઊઠયા પછી તો ફરી દિવસનું કામ શરૂ થઈ જતું. રોજનો મારો એ જ ક્રમ થઈ પડયો હતો.

પરંતુ આ દિવસોમાં મારામાં અદમ્ય ઝંખના રહ્યા કરતી કે કંઈક "શાશ્વત", "કલ્યાણકારી" અને "વિવેકપૂર્ણ" કામનાં બીજ રોપવા જોઈએ. સ્વભાવે હું મળતાવડો અને અચ્છા વર્ણનો કરી શકતો. એમાં મારા અંગત અનુભવો અને પુસ્તકવાંચને મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, મારી કલ્પનાશક્તિ સતેજ બની ગઈ હતી. સાવ સાદી સામાન્ય વાતને હું મનોરંજક વાતોમાં ફેરવી શકતો—જેના પાયામાં રહેતી પેલા "અદૃશ્ય તાર"ની અવનવી ગૂચો અને ગાંઠો. ક્રિસ્તોવનિકોવ કારખાના અને અલાફૂઝોવ મિલના ઘણા કામદારો મારા પરિચિતો હતા. ખાસ કરીને નિકિતા રૂબત્સોવ નામના વૃદ્ધ વણકર સાથે મારી ગાઢી દોસ્તી હતી. આખા રૂસની મિલોમાં એણે કામ કરી લીધું હતું. એ બુદ્ધિશાળી અને પગ વાળીને બેસી ન શકે એવી વ્યક્તિ હતો.

"પ્યારા અલેક્સેઈ, મારા મક્સીમિચ, યુવાન ટીઝલ, સાવ નવી મારી શટલ," વગેરે વણકરના એનાં સાધનો તથા ઓજારોના નામથી એ મને સંબોધતો. એની આંખોમાં મીઠું સ્મિત ક્યારેક દેખા દેતું. કાળા ચશ્મા પહેરેલી એની ભૂરી આંખો ફૂલી ગયેલી દેખાતી. ધીમે અવાજે ઉમેરતો:

"આ દુનિયામાં મેં પચાસને સાત વરસ કાઢયાં છે," એના ચશ્માનો, નાકની દાંડી પર આવતો ભાગ તૂટી ગયો હતો અને ત્યાં તાંબાના તાર એણે બાંધ્યા હતા. નાક અને કાન ઉપર એને લીધે લીલા ડાઘા પડી ગયા હતા. એના વણકર સાથીદારો એને "જર્મન" કહેતા, કારણ કે દાઢીની હજામત કરીને હોઠની નીચેના ભાગમાં સફેદ વાળનો ગુચ્છો, અને મોટી મોટી મૂંછો ફક્ત એ રાખતો હતો. ટૂંકા કદની એ વ્યક્તિની છાતી પહોળી હતી. અજબ ખુશદિલી એનાં વાણીવર્તનમાં દેખાતી, જમણે ખભે અડકી જાય એટલે સુધી એનું મોટું ટાલિયું માથું નમાવીને એ વાત કરતો:

"મને સરકસ બહુ ગમે. ઘોડા જેવા જાનવરનેય આટલી બધી તાલીમ આપી શકાય! અને એમની એ કરામતો જોઈને મારું માથું ઝુકી જાય છે. મને થઈ આવે કે જો ઘોડા આટલું શીખી શકે, તો માણસને એના મગજનો બધેય ઉપયોગ કરતાં શીખવી ન શકાય? જાનવરોને તો સરઘસવાળા લોકો ખાંડ ખવડાવીને તાલીમ આપતા હોય છે. પણ માણસ? એને તો જોઈએ એટલી ખાંડ બજારમાંથી મળે. હકીકતે એને બીજા પ્રકારની ખાંડ જોઈએ. શરીરની

નહીં, આત્માની ખાંડ! આત્માની ખાંડ એટલે—ઉદારતા, સહૃદયતા! એટલે તો કહું છું, મારા નવયુવાન દોસ્ત, કે આ દુનિયામાં ઉદારતાથી બધું કામ કરી શકાય. લાકડીથી નહીં, પણ આજે તો બધા લાકડી લઈને જ મંડાઈ પડયા છે. શા માટે?"

પણ જાતે એ જરાય ઉદાર નહોતો. લોકો સાથે વાત કરવાની એની રીત જ એવી હતી કે બીજાંને અકારણ માઠું લાગી જાય. એ બોલે ત્યારે તિરસ્કાર અને ઠેકડી જેવું કોઈને લાગે, અને વાત કરતાં એ વચ્ચે એવો અવાજ કર્યા કરે કે સામાવાળાને અપમાન જેવુંય લાગે. અમારી સૌ પહેલી મુલાકાત દારૂખાનામાં થઈ હતી. ત્યાંની એની મિત્રમંડળીએ કોઈ વાત પર ઉત્તેજિત થઈને એને મારવા જ લીધો હતો; એકાદ બે ધોલધપાટ લગાવીય દીધી હશે. હું એમાં વચ્ચે પડીને એને લઈ ગયો:

"તમને બહુ લાગ્યું તો નથી ને?" અંધારામાં ચાલતાં મેં એને પૂછ્યું. પાનખર ઋતુનો ઝરમર વરસાદ વરસતો હતો.

"લાગે શું, કપાળ? ઊભો રહે, તું મને 'તમે' કહીને શા માટે બોલાવે છે?" એણે વિરક્તિથી મને કહ્યું. અમારા પરિચયનો આરંભ આવી રીતે થયો. પહેલાં તો એ મારી હાંસી ઉડાવતો—ખૂબ હોશિયારી અને ચતુરાઈથી; પણ પેલી "અદૃશ્ય તાર" અમારા જીવનમાં જે ભાગ ભજવે છે એની વાત મેં એને સમજાવી, ત્યારે એણે ભારે વિચારમાં પડી જઈને કહ્યું:

"અરે વાહ! વાત તેં સરસ સમજાવી—તું સાવ ગધેડો તો નથી લાગતો. શાબાશ!"

પછી તો એનું મારા પ્રત્યેનું વલણ જ બદલાઈ ગયું. પિતાની જેમ મને સ્નેહ કરવા માંડયો; મારી અટકને બદલે મારા ખરા નામથી મને બોલાવવા મંડયો:

"અલેક્સેઈ, મારા મક્સીમિચ, તારા વિચારો યોગ્ય છે. મારા વહાલા સોયા, તારા વિચારો ખૂબ ઉપયોગી છે. પણ એને માનશે કોણ? એનું કંઈ વળશે નહી!"

"તમે તો માનો છો ને?"

"હું? હું તો રઝળતા કૂતરા જેવો છું. તેય પૂછડાં વિનાનો. જનતા પણ પટ્ટાવાળા કૂતરાંઓથી બનેલી છે—સરસ રૂંછાદાર પૂંછળીવાળાં—પત્ની, બાળકો, ઘરબાર અને રાચરચીલાવાળાં! એ એકેએક કૂતરો એના પટ્ટાનો શોખીન હોય છે. એ કોઈ તારું નહીં માને. એક વખત મોરોઝોવ મિલમાં અમે આવી જ વાત ઉપાડી હતી: જે લોકોએ એમાં માથું ઊંચું કર્યું એને એવો તો સટાકો પડયો કે છઠ્ઠીનું ધાવણ યાદ આવી ગયું, સમજ્યો? પાછળ કૂલે લાગે એ કરતાં માથે પડે, એ કંઈ જલદી ભુલાતું નથી હોતું!"

પણ ક્રિસ્તોવ્નીકોવ કારખાનાના ફિટર યાકોવ શાપોશ્નિકોવને મળ્યા પછી એ બુઢ્ઢાની વાત કરવાની રીતમાં જ ફેર પડી ગયો. એ યાકોવને ક્ષય થઈ ગયો હતો. ગિતાર બહુ સરસ વગાડતો, અને બાઈબલમાં પારંગત ગણાતો. ઈશ્વરના અસ્તિત્વનો અસ્વીકાર કરતો એને સાંભળીને રૂબત્સોવ દિગ્મૂઢ થઈ જતો. મોઢામાંથી સડેલા ફેંફસાના લાલ ટુકડા ચોતરફ થૂંકતો યાકોવ ખૂબ જોશથી દલીલો કરતો:

"પહેલી વાત તો એ કે 'ભગવાનની પ્રતિકૃતિ' તરીકે કે એના અંશ તરીકે મારું સર્જન થયું છે એ વાત જ ખોટી છે, નિરર્થક છે. શાણપણની વાત કરો, તો મને ઢઢ્ઢાનીય ખબર પડતી નથી. શક્તિ? મારાથી આટલું એક પાંદડુંય હલતું નથી. પ્રમાણિકતા? હું જરાયે નેકદિલ ઇન્સાન નથી. બીજી વાત એ કે મારી જિંદગી કેટલી કષ્ટદાયી છે એની ઈશ્વરને ખબર નથી; ક્યાં તો ખબર છે અને એ કંઈ કરી શકતો નથી, અથવા તો એ કરી શકે તેમ છે અને છતાં કંઈ કરવા માગતો નથી! ત્રીજી વાત: ઈશ્વર સર્વજ્ઞ નથી, સર્વશક્તિમાન નથી, દયાળુ નથી. ખરી રીતે તો એનું અસ્તિત્વ જ નથી. બધી માયાજાળ છે, ઝાંઝવાના જળ જેવી! આપણું આખું જીવન જ માયા છે... પણ... હા, તેઓ મને હવે છેતરી શકે તેમ નથી. મુદ્દલ ન છેતરી શકે મને!"

આ સાંભળીને પહેલાં તો રૂબત્સોવની તો બોલતી જ બંધ થઈ ગઈ. પછી ગુસ્સામાં સફેદ પૂણી જેવો થઈને એ અપશબ્દો બકવા માંડયો. પરંતુ યાકોવે બાઈબલમાંથી અવતરણો ટાંકયાં, અને એ ગંભીર વાતોથી રૂબત્સોવ નિરુત્તર થઈ ગયો. માથું ઝુકાવીને વિચારમાં પડી ગયો.

એવા બધા પ્રલાપમાં શાપોશ્નિકોવ ખૂબ ડરામણો બની જતો. એનો ચહેરો નમણો શ્યામ હતો, જિપ્સી લોકો જેવા એના વાળ કાળા અને વાંકડિયા હતા. બોલતી વખતે વરુ જેવા એના દાંત ઉપર ભૂરા હોઠ મરડાતા રહેતા. કાળી ભમ્મર આંખો સામેવાળાને ખોતરી નાંખતી. એ આંખો જોઈને મને પેલો ગાંડો માણસ યાદ આવી જતો—જે બધાં કરતાં પોતાને "ઊંચો" માનતો હતો.

યાકોવ પાસેથી પાછા વળ્યા પછી રૂબત્સોવે ખિન્ન સ્વરે કહ્યું:

"કોઈએ આ અગાઉ મારી સામે ઈશ્વરનો વિરોધ કર્યો નથી. એમાંય આજના જેવી વાત તો મેં ક્યારેય સાંભળી નથી. દુનિયામાં મેં કેટલીય કડવી મીઠી સાંભળી છે, પણ આજના જેવું નહીં. આ માણસ ઝાઝું જીવશે નહીં, અને એ ખૂબ અફસોસની વાત છે. એના દહાડા ભરાઈ ચૂકયા છે. ઘડીઓ ગણાઈ રહી છે... હા, પણ એની વાત બહુ રસ પડી જાય એવી છે, હોં!"

જોતજોતામાં તો એ બન્નેની દોસ્તી બરાબરની જામી. પેલો વાતોડિયો

ફિટર એનામાં નવી ઉત્તેજનાનો સંચાર કરતો—દિલની અંદરથી જાગતી હોય એવી. એ પોતાની સૂઝેલી આંખો પર અવારનવાર હાથ મસળતો, દાંત દેખાડતો, બોલતો:

"વાત તો ગમી મને બહુ; તેં ભગવાનને તો એને ઠેકાણે કરી દીધો—પણ આપણા મહારાજા ઝારની વાત તું કરે, મારી નાનકડી મજાની ઝીણી સોઈ, તો તને ખરો કહું! પણ ઝાર વિશે તો મારે જ તને કહેવાનું છે. મને એમ તો રાજા બાજાની કંઈ પડી નથી, મને તો માલિકો વધારે દોષિત લાગે છે. ઝારને તો હું પહોંચી વળું—ભલેને પછી 'ઈવાન ભયાનક' ઝાર કેમ ન હોય! એનેય હું તો કહી દઉં કે હે મહારાજાધિરાજ, બેસો આ સિંહાસને અને કરો રાજ—જો એનાથી જ તમને ટાઢક વળતી હોય તો. પણ હા, માલિકો સાથે મને નિપટી લેવા દો. એટલું જો મને કરવા દો, તો તમને સોનાની સાંકળે પેલા સિંહાસને બાંધી દઉં કે જેથી તમને ત્યાંથી કોઈ ઉઠાડી ન શકે—અને હું તમારા પગ પૂજ્યા કરું, હા!"

'મહારાજા ભૂખ' નામનું પુસ્તક વાંચ્યા પછી એણે કહ્યું: "એ જ તો વાત છે! સાવ સાચી!"

લિથોગ્રાફ કરેલું ચોપાનિયું વાંચીને એણે કહ્યું: "અરે, આ બધું કોણે લખ્યું છે? મનમાં તદ્દન સ્પષ્ટ થઈ જાય છે બધું. એના લેખકને મારી શાબાશી આપજે."

આ રૂબત્સોવને જ્ઞાનની અમિટ ભૂખ હતી. શાપોશ્નિકોવના ઈશ્વર વિરોધી વિચારોને આ આતુર અને એકાગ્રચિત્તે સાંભળતો, જાણે શબ્દે શબ્દને પી રહ્યો હોય. બીજી બાજુ કલાકોના કલાકો પુસ્તકોમાં લખેલી મારી વાતો એ સાંભળ્યા કરતો. માથું પાછળ ફેંકી જોરથી હસતો, આનંદમાં બોલી પડતો!

"વાહ! શાબાશ! માણસનું મગજ પણ કંઈ અજબ ચીજ છે. સરસ!"

એની આંખો નબળી હતી, એટલે વાંચવાનું એનાથી બનતું નહીં. પણ એનેય ઘણી બધી વાતોનું જ્ઞાન હતું. મને ઘણી વખત આશ્ચર્યમાં ગરકાવ એ કરી દેતો:

"જર્મનીમાં એક સુથાર છે, એનું મગજ એટલું બધું અસામાન્ય ને તેજ છે કે ખુદ એનો રાજા એને સલાહ આપવા બોલાવે છે!"

થોડા પ્રશ્નો પૂછ્યા ત્યારે ખબર પડી કે એ બેબેલના સંદર્ભમાં બોલી રહ્યો હતો.

"એના વિશે તને ક્યાંથી ખબર?"

"મને ખબર છે," તેણે ટૂંકે પતાવ્યું, અને ગૂમડાંવાળું માથું ખંજવાળવા માંડયું.

શપોશ્નિકોવને જિંદગીના એ બધા વ્યવહારો કે સમસ્યાઓમાં કોઈ રસ નહોતો પડતો. એને તો બસ ઈશ્વરની હકાલપટ્ટીમાં અને પાદરી ધર્મગુરુઓની ઠેકડી ઉડાડવામાં જ મોજ પડતી હતી. એ સૌથી વધુ તો પેલા મઠવાસીઓને ધિક્કારતો.

એક દિવસ રૂબત્સોવે શાંતિથી કહ્યું:

"યાકોવ, દોસ્ત, એક વાત કહે—તું હંમેશાં આદું ખાઈને ઈશ્વર પાછળ પડી રહે છે, પણ તને જીવનની બીજા બાબતોની ચિંતા કેમ નથી થતી?"

આ સાંભળીને યાકોવ રોજ કરતાં વધુ કટુતાથી બોલી પડયો:

"તું જ કહે કે બીજી કઈ વસ્તુ મારા રસ્તામાં અડચણ ઊભી કરે છે? વીસ વરસ સુધી મેં એમાં શ્રદ્ધા રાખી, એનાથી ડરતો રહ્યો, બધી મુસીબતો મૂંગે મોંએ સહેતો રહ્યો, કારણ કે ઈશ્વરમાં શંકા કરવીય આપણે ત્યાં અપરાધ ગણાય છે! બાકી એકેએક તકલીફ કે મુશ્કેલીનું કારણ તો એ જ છે! મેં આંધળાની જેમ બધાંના કહ્યા મુજબ જિંદગી કાપી નાંખી. એ પછી મેં બાઈબલને જરા ધ્યાનપૂર્વક વાંચવા માંડયું. જોયું તો એની એકેએક વાત બનાવટી નીકળી. એ તો ભ્રમજાળ છે, છેતરપીંડી છે, નિકીતા!"

જાણે પેલા "અદૃશ્ય તાર"ને તોડતો હોય તેમ હાથ હલાવતાં એણે આંખમાં આંસુ સાથે કહ્યું:

"એટલે તો આ અકાળ મારું મૃત્યુ મને ધુરકિયાં કરી રહ્યું છે—એને જ પ્રતાપે, હા વળી!"

મારે એવા તો ઘણાય પરિચિતો હતા. ઘણી વખત મારા જૂના સાથીદારોને મળવા હું સેમ્યોનોવની બેકરીએ જઈ પહોંચતો. એમને તો હું જઉં અને મારી વાત સંભળાવું એટલે આનંદનો પાર ન રહેતો. પણ આ રૂબત્સોવ એડમિરાલ્ટી સ્લોબોદામાં અને પેલાં શાપોશ્નિકોવ કાબાનની બીજી બાજુએ તાતારોના મહોલ્લામાં રહેતો હતો. ટૂંકમાં એ બેય વચ્ચે પાંચ માઈલોનું અંતર હતું; એથી એ બન્નેની મુલાકાત ક્યારેક જ થતી હતી. એ લોકોય મારે ત્યાં આવી ન શકતા, કારણ કે મારે તો એમને બેસાડવા જેટલીય જગ્યા નહોતી. એ ઉપરાંત, અમારો નવો કારીગર લશ્કરમાંથી છૂટ્ટો થયેલો સિપાઈ હતો; અને એને રાજદ્વારી પોલિસો સાથે ખૂબ ગાઢી દોસ્તી હતી. અમારા બેકરીની બરાબર પાછળ જ રાજદ્વારી પોલિસનું વડું મથક હતું. એના નીળા ગણવેશધારી તગડા નવયુવાનો ઘણી વખત પોતાના કર્નલ ગાંગાર્દ માટે મિઠાઈઓ અને પોતાને માટે પાઉંરોટી ખરીદવા, વંડી ટપીને આવતા. વળી, પોલિસની નજરે ચડું અને

બેકરી વિશે એમની શંકા વધે, એવું કંઈ પણ કરવાની મને મનાઈ ફરમાવવામાં આવી હતી.

મને સ્પષ્ટ સમજાવા માંડયું હતું કે હવે અહીં મારું કામ સાવ નિરર્થક બની ગયું હતું. વ્યવહારમાં કક્કાનીય ખબર નહોતી પડતી એવા અમારી મિત્રમંડળીના લોકો રોકડ રકમના ખાનામાંથી જ્યારે જોઈએ ત્યારે, અને જોઈએ એટલાં, નાણાં ઉઠાવી જતા. પરિણામે ક્યારેક તો હાલત એટલી બધી વણસી જતી કે લોટવાળાને ચૂકવવા પણ પૂરતા નાણાં એમાં બચ્યાં ન હોય. દેરેન્કોવ ઉદાસી ભર્યું હસતાં, દાઢી ખેંચતાં બોલી પડતો:

"જો જે, આ દુકાનનું હવે દેવાળું જ નીકળવાનું છે."

એનીય મુશ્કેલીનો પાર નહોતો. રક્તકેશી નાસ્ત્યાને પેટમાં ગર્ભ હતો. અને એ હવે નાગણની જેમ એને ફૂંફાડા માર્યા કરતી હતી. એની લીલી આંખોમાં આખી દુનિયા તરફ દોષારોપણનો ભાવ દેખાયા કરતો.

આંદ્રેઈ પાસેથી એ એવી રીતે પસાર થઈ જતી, જાણે એને એણે જોયો જ નથી! આંદ્રેઈ અપરાધીની જેમ આઘો ખસી જતો, અને નિસાસો મૂકી બેસતો; ક્યારેક ક્યારેક મારી પાસે એ ફરિયાદ પણ કરતો:

"આખી વાત બાલિશ લાગે છે. જેને જે હાથ લાગે તે લઈને ચાલવા માંડે, એનો શું અર્થ? મેં હમણાં મારા માટે અર્ધો ડઝન મોજાં ખરીદ્યાં હતાં, પણ સાંજ સુધીમાં તો એ ઊપડી ગયાં."

મોજાંની આ વાત હાસ્યજનક હતી, પણ મને એ જોઈને હસવું ન આવ્યું. નિ:સ્વાર્થ, સરળ સ્વભાવનો આ માણસે ઉપયોગી ધંધારોજગારને ચાલુ રાખવા માટે બધું ન્યોછાવર કર્યું હતું; પણ એની આસપાસનાં લોકોનાં બેદરકારી અને છોકરમત ભરેલાં વલણે તો આ કામ પર પાણી ફેરવી દીધું હતું. દેરેન્કોવ જે લોકોની સેવા કરતો હતો, એમના તરફથી ઉપકારવશતાની એને કંઈ અપેક્ષા નહોતી; દેરેન્કોવ પણ થોડા વધુ સમજદારી અને મિત્રતાભર્યા વ્યવહારને લાયક તો હતો જ; પણ આવો વ્યવહાર તેને કદી નસીબ ન થયો. આ બધાંને લીધે એનું કુટુંબ પણ છિન્નભિન્ન થઈ રહ્યું હતું. પિતાજી ધર્મભીરુ બની વિરક્તિમાં સરકી રહ્યા હતા; નાનો ભાઈ દારૂ અને સ્ત્રીઓના લફરામાં લપસી પડયો હતો; બહેન ઘરમાં અજાણી વ્યક્તિ બની ગઈ હતી. રક્તકેશી વિદ્યાર્થી સાથે એનો અસફળ પ્રેમસંબંધ ચાલું થઈ ગયો હતો. અવારનવાર રડી રડીને સૂઝેલી એની આંખો હું જોઈ રહેતો. હું એ વિદ્યાર્થીને હવે ધિક્કારવા માંડયો હતો. મને જ મારિયા દેરેન્કોવા પર સ્નેહ છે એવું મને લાગવા માંડયું હતું. બીજી બાજુ નદેઝ્દા શેર્બાતોવાના પ્રેમના ફંદામાંય હું ફસાઈ પડયો હતો. એ સ્ત્રી અમારી દુકાનમાં કામ કરતી હતી. તંદુરસ્ત શરીર, લાલ ગાલ, ભર્યા

ભર્યા હોઠ અને એનું મધ મીઠું સ્મિત. એકંદરે મારા ઉપર સ્ત્રીસંગની તમન્ના સવાર થઈને બેઠી હતી. મારી ઉપર, મારું ચારિત્ર્ય અને મારું જટિલ જીવન બધાંનો જાણે એક જ જવાબ હતો: સ્ત્રીસંગ. એવી જરૂરત આમ બહુ વહેલી નહીં, પણ ઊલટું, ખૂબ મોડી મારામાં જાગી હતી. મારે સ્ત્રીસંગની કોમળતાની, ઓછામાં ઓછું, સ્ત્રીના મૈત્રીભર્યા સદ્‌ભાવની મને આવશ્યકતા જણાતી — જેને દિલ ખોલીને વાત કરી શકાય, જે મારા ગૂંચવાયેલા વિચારોને ગોઠવી આપી શકે, અને જે વિવિધ અનુભૂતિઓના જાળાંના ગાંઠ ઉકેલવામાં મને સહાય કરી શકે.

મારે એકેય ઘનિષ્ઠ કહેવાય એવો મિત્ર નહોતો. જે લોકો મને "વિકસાવી શકાય એવી કાચો માલ" કહેતા, એના તરફ મને કોઈ આકર્ષણ નહોતું, એમ પાસે દિલ ખોલવાની મને ઇચ્છા જ ન થતી. એમની સાથે અમુક "નિશ્ચિત વિષય" બહારની હું વાતેય એમની ઉખેળી બેસતો, તો મને સલાહ અપાતી:

"મૂકને એની પૈડ!"

ગૂરીય પ્લેત્ન્યોવની ધરપકડ થઈ અને એને સેંટ-પિટર્સબર્ગની જેલમાં મોકલી દેવામાં આવ્યો. રસ્તામાં એક દિવસ ઓચિંતો ભેટો થતાં, નિકીફોરિચે જ મને એ સમાચાર આપ્યા. મારે જ રસ્તે એ વિચાર મગ્ન આવી રહ્યો હતો. ગણવેશ પર બધા ચંદ્રકો લગાવ્યા હતા, જાણે પરેડમાંથી પાછો આવતો ન હોય. અમે સાથે થઈ ગયા એટલે એણે સલામ મારી અને ચાલવા માંડયું, પણ પછી કંઈક યાદ આવ્યું હોય તેમ ઓચિંતા રોકાઈ જઈને તેણે રુક્ષ કર્કશ અવાજે કહ્યું:

"ગૂરીય અલેક્સાંદ્રોવિચની કાલે રાત્રે ધરપકડ થઈ."

પછી એક વાર ચોર નજરે ચારે બાજુ જોઈને, હાથને હતાશામાં વીંઝતાં ઉમેર્યું:

"બરબાદ થઈ ગયો બિચારો!"

એની લુચ્ચી આંખોમાં આંસુ જેવું કંઈક ચમકી ઊઠયું:

પ્લેત્ન્યોવને પકડાઈ જવાની દહેશત તો હતી જ, અને મને એની ખબર હતી. તેણે જ મને એનાથી આઘા રહેવાની ચેતવણી આપી હતી, રૂબત્સોવનેય એવી સૂચના આપવા મને જણાવ્યું હતું, કારણ રૂબત્સોવને પણ એ મારા જેટલો સ્નેહ કરતો હતો.

આંખો જમીનમાં ખોડી રાખી, શુષ્ક અવાજે નિકીફોરિચે કહ્યું:

"આજકાલ મારી પાસે આવતો કેમ નથી?"

તે જ દિવસે સાંજે હું એને ત્યાં જઈ પહોંચ્યો. એ હજી ઊંઘીને જ

ઊઠયો હતો, અને પલંગમાં બેઠો બેઠો ક્વાસ* પી રહ્યો હતો. એની પત્ની બારી પાસે બેસીને, પાટલૂન સાંધી રહી હતી.

છાતી પરના વાળના રૂંછાને ખંજવાળતા, ધ્યાનમગ્ન મુદ્રામાં મારી સામે તાકી રહી તેણે કહ્યું:

"એ જ તો વાત છે. મહાશય પકડાઈ ગયા. એની પાસેથી એક તપેલું નીકળ્યું જેમાં મહારાજા ઝારની વિરુદ્ધ ચોપનિયાં છાપવાની એ શાહી બનાવ્યા કરતો હશે!"

જમીન પર થૂંકીને એ પત્ની સામે ઘૂરક્યો:

"લાવ, પાટલૂન!"

"એક જ મિનિટ," તેણે માથું ઊંચું કર્યા વિના જવાબ દીધો. એના તરફ ઈશારો કરતાં વૃદ્ધ પોલિસે કહ્યું: "આને પેલાનું બહુ પેટમાં બળે છે, રડે છે આખો દિવસ... તો શું, મને એનું દુ:ખ નથી? પણ બાદશાહની તાકાત સામે એક મામૂલી વિદ્યાર્થીનું ભલા શું ગજું?"

કપડાં પહેરીને એણે પત્નીને કહ્યું:

"હું હમણાં આવું છું, તું ત્યાં સુધીમાં સમોવાર સળગાવી લે."

એની સ્ત્રી જડની જેમ બેસી રહી, બારી બહાર નજર ખોડી રાખીને. પણ વૃદ્ધ પતિની પીઠ ફરી એટલે તેણે સ્ફૂર્તિથી ફરીને, બારણે મૂઠી ઉછાળતાં કહ્યું:

"શેતાન! ડોસલો! થૂ!" તેના અવાજમાં તીખાશ અને કટુતા હતી.

રડીને એની આંખો સૂઝી ગઈ હતી.

ડાબી આંખે કાળો ડાઘો થઈ ગયો હતો, અને એ હવે માંડ અર્ધી ખૂલતી હતી. તે ઊઠીને ચૂલા પાસે ગઈ. સમોવારને ઉપર ઝૂકીને, ફૂંકવા માંડી; એણે ધીમે પણ ડરામણે અવાજે કહ્યું:

"તુંય જોજે ને, એવો તને છેતરીશ, ને ચક્કરમાં ફસાવીશ કે તુંય યાદ કરીશ..." પછી મને કહે: "તું એની વાત માનીશ નહીં જરાય—ભૂલથીય નહીં... એ તનેય ફસાવવાની પેરવી કરી રહ્યો છે. તદ્દન જુઠ્ઠો છે! એ શું કામ કોઈને માટે દુ:ખી થાય? એ તો શિકારનો ભૂખ્યો છે. તારા વિશેય એ બધું જાણે છે. એનો ધંધો જ છે માણસનો શિકાર કરવાનો..."

એ મારી નજીક સરી અને દયાયાચનાના સ્વરે બોલી:

"તું મને થોડુંકેય લાડ નહીં કરે, હે?"

આ ઓરત મને ગમતી નહોતી; પણ હવે બાકી રહેલી એક જ ઉપયોગી

---

*ક્વાસ—કાળી બ્રેડથી બનેલું એક રશિયન પીણું.

આંખમાં એવી વેદના સાથે એણે પ્રેમયાચના કરી કે મારાથી રહેવાયું નહીં. મેં એની કમરે હાથ મૂક્યા, અને એના બરછટ, વિખરાયેલા, તેલવાળા વાળ પંપાળવા લાગ્યો. મેં પૂછ્યું:

"આજકાલ એ કોનો પીછો કરી રહ્યો છે?"

"રિબ્નોર્યાદસ્કાયા ગલીના છાત્રાલયના કેટલાંક લોકોને..."

"નામ શું એમનું?"

તેણે હસીને કહ્યું:

"તારો આ સવાલ એને કહી દઉં?.. લે, એ તો આવી પણ ગયો... બિચારા ગૂરીયને એણે જ પકડાવી દીધો..." કહેતી એ દોડતી ચૂલે પહોંચી ગઈ.

નિકીફોરિચ પાઉંરોટી, મુરબ્બો અને વોદકા લઈ આવ્યો હતો. અમે ચા પીવા બેઠાં. એની પત્ની મરીના મારી પાસે બેઠી બેઠી ખૂબ વહાલથી મને ખવડાવી રહી હતી. એની સ્નેહભરી આંખ મારા ઉપર જ ચોંટી રહી હતી. સામેથી તેનો પતિ મને ઉપદેશ દઈ રહ્યો હતો:

"પેલો અદૃશ્ય તાર લોકોના હૃદયની અંદર હાડકાંઓ સુધી વ્યાપેલો છે... કોની મજાલ છે કે એની પકડમાંથી છૂટી શકે કે એને તોડી શકે? ઝાર તો લોકોના ભગવાન જેવા છે..."

ઓચિંતો એણે સવાલ કર્યો:

"તેં તો આટલી બધી ચોપડીઓ વાંચી ફાડી છે ને! તેં 'ગોસ્પેલ્સ' વાંચી છે?.. તો બોલ, એમાં લખ્યું છે એ બધું સાચું છે?"

"મને ખબર નથી."

"હું તો માનું છું કે એમાં બધું ઢંગધડા વગરનું લખેલું છે. ઉદાહરણ તરીકે ભિખારીઓની વાત જ લોને! લખ્યું છે કે એમને પ્રભુનું વરદાન મળેલું છે... કયું વરદાન, ભાઈ? એવી વાતો હવે તો સાવ અસંગત લાગે. વળી ગરીબો વિશેય જે કંઈ લખ્યું છે એય બહુ અસ્પષ્ટ લાગે છે. ગરીબ બે પ્રકારના હોય છે. એ ભલા શું કામ આવવાના છે? હા, જે લોકો ગરીબ બની ગયા છે એમને માટે એમ કહી શકાય કે એના પર ભાગ્યની આકરી નજર પડી છે થોડી વાર માટે. આ બધી વાતોને આવી રીતે જોવી જ મને તો બહેતર લાગે છે."

"કેમ?"

ક્યાંય સુધી એ નિરુત્તર બેસી રહ્યો. એની આંખો મને સમજવાની કોશિશ કરી રહી હતી. પછી એકેએક શબ્દ જોખી તાળીને ઉચ્ચારતાં એણે બોલવા માંડયું. એની પાછળ ગહન વિચારો એણે કર્યા હતા, એ તો દેખાઈ આવતું હતું:

"પેલી 'ગોસ્પેલ્સ'માં દયાધરમની ખૂબ પ્રશંસા કરવામાં આવી છે, પણ

દયા ખૂબ હાનિકારક ભાવના છે, એમ હું તો માનું છું. દયાનો અર્થ એટલો જ કે નકામા, હાનિકારક લોકો પાછળ ખૂબ નાણાં ખર્ચવા; અનાથાશ્રમો, કેદખાનાં અને પાગલખાનાં બાંધવાનાં વ્યય કરવો! હકીકતે તો શક્તિશાળી લોકોને મદદ કરવી જોઈએ, તંદુરસ્ત લોકોને સહાય કરવી જોઈએ કે જેથી તેમણે નાની નાની વસ્તુઓમાં પોતાની શક્તિનો અપવ્યય ન કરવો પડે. પરંતુ લોકો તો કમજોર માણસોને મદદ કરે છે! જાણે કે એ લોકોને એ દ્વારા તમે શક્તિશાળી બનાવી શકવાના હો! તેથી પરિણામ એ આવે છે કે શક્તિશાળીની શક્તિ હણાય છે, અને કમજોરની તાકાત વધે છે! ને પછી તેઓ શક્તિશાળી લોકોને માથે ચડી વાગે છે. ખરી સમસ્યા જ આ છે. આપણે ઘણી આવી આવી વસ્તુઓનો ફેર વિચાર કરવો પડશે, એને બદલવી પડશે. એ 'ગોસ્પેલ્સ'માં જે કંઈ લખાયું એ પછી તો માનવીના જીવનમાં ઘણું પરિવર્તન આવ્યું છે—જીવને પોતાનો આગવો માર્ગ કોતર્યો છે... આ પ્લેત્ન્યોવની જ વાત કરો ને! પેલી દયાભાવનાને લીધે જ એના આ હાલ થયા છે. આપણે ગરીબોને દાનધરમ કરીએ છીએ, પણ વિદ્યાર્થીઓનું ધ્યાન નથી રાખતા. એ તો બુદ્ધિનું દેવાળું કાઢયું કહેવાય, સમજ્યો?"

આવા વિચારો મેં પહેલાય કેટલી વાર સાંભળ્યા હતા, પણ આટલી ઉગ્ર રીતે હું એ પહેલી જ વાર સાંભળી રહ્યો હતો. લોકો માને છે એ કરતાં વધુ વ્યાપક અને સ્વીકૃત એ વિચારો બન્યા છે. સાત વરસ પછી નિત્શે વિશે વાંચતાં કઝાનના એ પોલિસનું તત્ત્વજ્ઞાન મને સ્મરણે ચડયું હતું. આ તકે હું એટલું પણ ઉમેર્યું કે પુસ્તકોમાં ભાગ્યે જ મને એવા કોઈ વિચારો વાંચવા મળ્યા કે જેનો વાસ્તવિક જીવનમાં મને ક્યાંયને ક્યાંય અનુભવ કે ભેટો ન થયો હોય!

"મનુષ્યોનો શિકારી" પેલો વૃદ્ધ તો બોલતો જ રહ્યો; એ સાથે ટ્રે પર એની આંગળીઓ તાલ મિલાવ્યે જતી હતી. એના રક્તહીન ચહેરા અને કપાળ ઉપર કરચલીઓ પડી ગઈ હતી. પણ એનું ધ્યાન હવે મારા ઉપર નહોતું. એ તાંબાના સમોવારને નિહાળી રહ્યો હતો: અરીસા જેવો એ ચમકી રહ્યો હતો.

એની પત્નીએ એને બે વખત યાદ કરાવ્યું કે એને જવાનો વખત થવા માંડયો છે. પણ એના તરફ ધ્યાન આપ્યા વિના એ પોતાના વિચારોની શૃંખલામાં શબ્દોના તાર બાંધતો જ ગયો. અચાનક એણે નવો વિષય શરૂ કર્યો:

"તું મૂરખ, ગધેડો નથી; ભણ્યો પણ છે. બેકરીમાં કામ કરવું તારા માટે ઠીક નથી. એટલાં નાણાં—અરે, એનાથી કેટલાંય વધુ નાણાં તો—મહારાજા ઝારની કંઈક સેવા કરીને, તું કમાઈ શકે, હા!"

હું એની વાતો સાંભળતાં એ વિચાર કરતો હતો કે રિબ્નોર્યાદસ્કાયાના પેલા અપરિચિત રહેવાસીઓને કેવી રીતે સાવચેત કરી શકાય કે આ વૃદ્ધ પોલિસ હવે

એની પાછળ પડયો છે. એ હોસ્ટેલમાં સેર્ગેઈ સોમોવ નામનો એક માણસ રહેતો હતો, જે વર્ષો સુધી યાલુતોરોવ્સ્કમાં દેશવટો ભોગવીને હમણાં જ પાછો આવ્યો હતો. એના વિશે મેં કેટલીય રસપ્રદ વાત સાંભળી હતી.

પોલિસનું બોલવું ચાલુ હતું:

"બુદ્ધિશાળી લોકોએ એક બીજાની સંગતમાં હળીમળીને રહેવું જોઈએ—મધમાખીની જેમ. મહારાજા ઝારનું શાસન..."

"ઘડિયાળ તો જુઓ, નવ વાગી ગયા છે," એની પત્નીએ કહ્યું.

"ઓ બાપ રે!" કહેતો નિકીફોરિચ ઊભો થઈ ગયો, અને જલ્દી જલ્દી કોટનાં બટન બંધ કરવા માંડયો:

"હું ગાડી કરી લઈશ. સારું, આવજે, દોસ્ત. આવતો રહેજે મન થાય ત્યારે."

પણ બહાર નીકળીને મેં મક્કમ નિર્ધાર કર્યો કે નિકીફોરિચને ત્યાં હવે ક્યારેય ન જવું. એની વાતો રસપ્રદ લાગે, પણ એને જોઈને મને ઊબકો આવતો. દયાથી થતી નુકસાની વિશેના એના વિચારોએ મને હચમચાવી મુક્યો હતો. એનો એકેએક શબ્દ મનમાં કોતરાઈ ગયો, અને એ ભૂસ્યો ભુસાતો નહોતો, એમાં મને સત્યનો અંશ જણાવા માંડયો—પરંતુ પોલિસને મોંએથી આવું સત્ય નીકળે એ વાત પણ મને ખટકતી હતી.

આ વિષય ઉપર અનેક વાર ચર્ચા ઊપડતી. એમાંય એક વિવાદ મને બરાબર યાદ છે, કારણ કે એ સાંભળીને હું અંદરથી બહુ ખળભળી ઊઠયો હતો.

એ દિવસોમાં એક "તોલ્સ્તોયપંથી" નગરમાં આવ્યો. એ પંથની કોઈ વ્યક્તિને મળવાનો મારો એ પહેલો જ સંયોગ હતો. લાંબો, હાડકાનાં માળખાં જેવો, શ્યામરંગી, બકરી જેવી કાળી દાઢી અને હબ્શીઓ જેવા જાડા હોઠ, પીઠેથી ઝૂકેલો, નીચે જમીન સામે તાકી રહેતો હોય. પણ ક્યારેક ક્યારેક એ ઝડપથી અર્ધી ટાલ પડી ગયેલા માથાને પાછળ ફેંકીને જોયા કરતો; ક્યારેક કાળી, નમ્ર આંખો ચમકી ઊઠતી; આંખોની એ શારડીમાં ક્યારેક તિરસ્કાર પણ દેખાતો. વિશ્વવિદ્યાલયના કોઈ અધ્યાપકને ત્યાં ગોષ્ઠી રાખવામાં આવી હતી, કેટલાય યુવકો એને સાંભળવા આવ્યા, એમાં એક ઠીંગણો પાદરી પણ હતો, એ ધર્મશાસ્ત્રના નિષ્ણાતે કાળો રેશમી ઝભ્ભો પહેર્યો હતો, એમાં એનો ગોરો સુઘડ ચહેરો ચમકી રહ્યો હતો. એની ભૂરી આંખોમાં ઠંડું સ્મિત હતું.

'ગોસ્પેલ્સ'ના અનોખા જ્ઞાન અને એની શાશ્વતતા વિશે તોલ્સ્તોયપંથી ક્યાંય સુધી વ્યાખ્યાન આપતો રહ્યો. એનો અવાજ નીરસ હતો; વાક્યો ટૂંકાં, પણ એના શબ્દોમાં તીખાશ અને સાચો વિશ્વાસ દેખાતો હતો. એનો રૂંછાળો ડાબો હાથ રહી રહીને હવાને ચીરતો ઉપર નીચે થતો હતો. જમણો હાથ એણે ખીસામાં રાખ્યો હતો. મારી નજીકથી કોઈએ મંદસ્વરે કહ્યું:

"અભિનેતા છે!"

"હા, ખૂબ નાટકી લાગે છે."

હજી થોડા દિવસ પહેલાં જ—કદાચ, ડ્રેપરની લખેલી—એક ચોપડી મેં વાંચી હતી. એમાં વિજ્ઞાન વિરુદ્ધ કૅથોલિક ધર્મના સંઘર્ષનું આલેખન કરવામાં આવ્યું હતું. મને થયું કે પ્રેમની શક્તિથી સંસારની મુક્તિમાં ભારે વિશ્વાસ રાખનારા લોકોમાંનો આ એક છે. એ લોકો, જનતા પ્રત્યેની દયાની વિશુદ્ધ પ્રેરણાને પ્રતાપે એમનો સર્વનાશ કરી શકે.

તેણે સફેદ પહોળું ખમીશ, અને ઉપર મોટો ભૂરો કોટ પહેર્યાં હતાં. આ પોશાકને લીધે પણ, એ ખંડના બીજાં લોકોથી એ ભિન્ન લાગતો હતો. વ્યાખ્યાન પૂરું કરી એણે જોશમાં આવી જઈ પૂછ્યું:

"તો આપ લોકો ભગવાન ઈસુના અનુયાયી છો, કે ડાર્વિનમાં માનો છો?"

ખંડના એક ખૂણામાં કેટલાંય યુવકયુવતીઓ બેઠાં હતાં; વ્યાખ્યાન સાંભળતાં એમની પહોળી આંખોમાં ભય અને આનંદવિહ્વળતાના ભાવ પસાર થઈ જતા હતા. પરંતુ તોલ્સ્તોયપંથીનો પ્રશ્ન એમના પર જાણે પત્થરની જેમ આવીને પડયો; મને થયું એના વ્યાખ્યાનથી બધાં મૂઢ થઈ ગયાં હતાં, બધા વિચારમાં ગરકાવ હતાં. સળગતી મશાલ જેવી નજરે ખંડને એક ખૂણેથી બીજે ખૂણે જોતાં, કઠોર સ્વરમાં એણે કહ્યું:

"ફક્ત ફરિસી જ આ પરસ્પર વિરોધી સિદ્ધાંતોના સમન્વયનો પ્રયત્ન કરશે. હકીકતે એવો પ્રયત્ન કરી, જે જાતને છેતરે એના જેવો કોઈ બેશરમ નહીં હોય! એવા લોકો તો બીજાંનેય છેતરતાં હોય છે."

આ સાંભળી બેઠી દડીનો પાદરી ઊભો થયો, એણે ઝબ્બાની પહોળી ચાળને સંભાળપૂર્વક ગોઠવી, અને કૃત્રિમ હાસ્ય કરતાં ભાષણ કરવા માંડયું. એની પ્રવાહી વાક્‌ધારામાં વિષભરી નમ્રતા જણાતી હતી:

"આપની વાતોથી લાગે છે કે ફરિસી લોકો વિશે જે ગ્રામ્ય માન્યતાઓ ફેલાયેલી છે એમાં આપ પણ વિશ્વાસ રાખો છો; હકીકતે એ માન્યતાઓ અસંગત અને તદ્દન જુઠ્ઠી જ છે..."

અને પછી એણે દલીલબાજી શરૂ કરી કે યહૂદી દેશના જનતાના ધર્મશાસ્ત્રોના સાચા સંરક્ષક તો આ ફરિસી લોકો જ હતા; અને જનતાએ પણ, પોતાના શત્રુઓની વિરુદ્ધ હંમેશાં આ ફરિસી લોકોનું જ અનુસરણ કર્યું હતું.

હું એની આ દલીલબાજીથી દિંગ્મૂઢ થઈ ગયો. તેણે ચલાવ્યું:

"દાખલા તરીકે તમે ફ્લેવિયસ જોસેફસ વાંચો."

તોલ્સ્તોયપંથી તો તરત જ કૂદ્યો; એણે જોરથી હાથ વીંઝી જાણે ફ્લેવિયસને એક બાજુ ધકેલ્યો, અને ગરજીને બોલ્યો:

"જનતા તો આજે પણ પોતાના મિત્રોની વિરુદ્ધ અને દુશ્મનોની પાછળ પાછળ ભમે છે. જનતાને સ્વેચ્છા જેવું નથી હોતું, એને તો હાંકી શકાતી હોય છે, પરાણે કામ કરાવી શકાય એની પાસે તો. તમારા એ ફ્લેવિયસનું મારે કંઈ કામ નથી."

પાદરી અને બીજા લોકોએ મળીને, મૂળ પ્રશ્નને હવે ગોષ્ઠીના કેંદ્રમાં રહેવા જ નહોતો દીધો.

"સત્ય જ પ્રેમ છે," તોલ્સ્તોયપંથીએ ભારપૂર્વક કહ્યું. એની આંખો ધિક્કાર અને તિરસ્કારથી ચમકી રહી હતી.

શબ્દોના ધારાપ્રવાહમાં હું ડૂબકીઓ ખાતો હતો, પણ મને એનો અર્થ સમજાતો નહોતો. શબ્દોને ધક્કે ધક્કે મારી નીચેની જમીન ધ્રૂજી રહી હતી. મને રહી રહીને દિલગીરી થતી હતી કે મારા જેવો કોઈ મંદ બુદ્ધિ અને નકામો માણસ આ જગતમાં નહીં હોય.

તોલસ્તોયપંથીનો ચહેરો લાલઘૂમ થઈ ગયો હતો; એણે પરસેવો લૂછતાં કહ્યું:

'ગોસ્પેલ્સ'ને મૂકો તડકે; ત્યારે જ માણસ અસત્ય બોલતો બંધ થશે. ઈસુને ફરીથી ક્રૉસ પર ચડાવો; પ્રમાણિક તો એ કામ હશે આપણા સૌનું!"

મારી સામે ઊંચી મજબૂત દીવાલ જેવો પ્રશ્ન ઊભો થયો: સુખ માટેનો નિરંતર સંઘર્ષ એનું નામ જો જિંદગી હોય, તો દયા અને પ્રેમ એ સંઘર્ષમાં આડખીલી બનતા અંતરાયો નથી શું?

મેં એ તોલ્સતોયપંથીનું નામ અને ઉતારાનું ઠેકાણું જાણી લીધાં. નામ હતું એનું કલોપ્સ્કી; બીજે દિવસે હું એને મળવા ગયો. બે જમીનદારણ યુવતીઓને ત્યાં ઊતર્યો હતો.

લીંબુડીના મોટા ખખડધજ વૃક્ષ નાચે એક ટેબલ હતું, અને તોલસ્તોયપંથી પેલી બે બહેનો સાથે ત્યાં બેઠો હતો. લાંબો, દૂબળો, હાડકાંના માળખાં જેવો બેડોળ, સફેદ વસ્ત્રો, ગળે ખુલ્લું ખમીસ, એમાંથી દેખાતી કાળી રૂછાંળી છાતી... એ કોઈ બેઘર, રઝળતા સંતની મારી કલ્પનાને મળતો આવતો હતો; જાણે એણે સત્યના પ્રસારને જ જીવનમંત્ર માન્યો હતો.

એ ચાંદીના ચમચાથી કટોરાનું દૂધ અને રાસબરી મોજથી ખાઈ રહ્યો હતો. જાડા હોઠ ચાટતો, એકેએક ચમચા પછી, બિલાડી જેવી આછી મૂછોને લાગેલ શ્વેત બિંદુઓને ફૂંક મારી ઉડાડતો હતો. એક બહેન ટેબલ પાસે ઊભીને એને પીરસી રહી હતી, બીજી બહેન છાતી પર બન્ને હાથ રાખી, પેલા વૃક્ષને અઢેલીને, ગરમ અને ધુમ્મસિયા આકાશ સામે ચિંતનશીલ આંખે તાકી રહી હતી. બન્ને બહેનો દેખાવવર્તનમાં એક સરખી લાગતી હતી, તેઓએ આછા જાંબલી રંગના પોશાકો પહેર્યા હતા.

એણે ખૂબ સ્નેહથી મારી સાથે વાત શરૂ કરી, અને પ્રેમની મહાન સર્જનાત્મક શક્તિ સમજાવી: પ્રેમની ભાવના જ એક માત્ર ભાવના છે, જે "માણસને વિશ્વાત્મા એટલે કે પ્રેમની સાથે તાદાત્મ્ય" સાધી શકાવે છે; એમાં જ સમસ્ત વિશ્વનું જીવન ઓતપ્રોત છે. માનવીએ આવી જ ભાવના પોતાના પ્રાણમાં વિકસાવવી જોઈએ.

"એ જ એકમાત્ર બંધન માણસને ગાંઠી શકે; એ વિના જીવન સમજવું દુષ્કર થઈ પડે; જે લોકો સંઘર્ષને જીવનમંત્ર ગણાવે છે, એ લોકો ભૂલ કરે છે; તેઓ આંધળા છે, વિનાશોન્મુખ છે. આગથી આગ ન ઠરે, અસતથી અસત ન જિતાય.

થોડી વારે બન્ને બહેનો, એકબીજાની કમરે હાથ રાખી, ઘર તરફ બગીચામાં ચાલવા માંડી ત્યારે એણે ઝીણી આંખે એમની પાછળ જોયા કર્યું. બેઉ ગઈ એટલે મને પૂછ્યું:

"તમે કોણ છો?"

મારો પરિચય સાંભળ્યા પછી ટેબલ પર આંગળીઓથી તાલ દેતાં તેણે કહ્યું કે ગમે તે સ્થાન હોય, પણ માનવી એ માનવી જ છે. તેથી તેણે જીવનમાં પોતાનું સ્થાન ઊંચે લઈ જવાને બદલે, પોતાની અંદર, માનવમાત્ર પ્રત્યે પ્રેમભાવના જગાવવા પ્રયત્નશીલ રહેવું જોઈએ.

"હકીકતે માનવી જેટલો નિમ્ન સ્થાને હોય એટલો જ એ જીવનની વાસ્તવિકતા અને એના પાવક જ્ઞાનની નિકટ હોય છે..."

એને ખુદને એ "પાવક જ્ઞાન"નો પરિચય છે કે કેમ, એ વિશે મને આશંકા હતી, પણ હું કંઈ બોલ્યો નહીં, એનું મન મારી સાથે વાત કરવામાં હવે લાગેલું નહોતું, એ એની દૃષ્ટિમાં જણાઈ આવતું હતું, એણે બગાસું ખાધું, હાથને પાછળ લઈ જઈ. આળસ મરડી, પગ સીધા કર્યા, ને થાક લાગ્યો હોય તેમ નજર નીચી કરી લીધી. પણ એ જ મુદ્રામાં એ બોલતો રહ્યો:

"પ્રેમને આત્મસમર્પણ એ જ જીવનનો મંત્ર હોઈ શકે..."

અચાનક ચમકીને એણે હાથ હવામાં વીંઝયો જાણે કંઈક પકડવા, અને પછી ગભરાઈને મારી સામે તાકી રહ્યો:

"શું?.. માફ કરજો, પણ હું ખૂબ થાકી ગયો છું."

એણે ફરીથી આંખો મિંચી દીધી; દાંત ભીંસીને એને ફરી ખુલ્લા કર્યા, જાણે એમાં દુ:ખાવો હોય. નીચલો હોઠ નમી પડયો, અને ઉપલો હોઠ ખેંચાયો; પરિણામે આછા, રીંગણા જેવા રંગના એની મૂછોના વાળ ઊભા થઈ ગયા.

એના પ્રત્યે મનમાં વિરોધભાવભરી હું ત્યાંથી ઊઠી ગયો. મને એની સત્યતામાં શંકા થવા માંડી હતી.

થોડા દિવસ પછી એક વખત વિશ્વવિદ્યાલયના એક અધ્યાપકના ખંડમાં મેં ક્લોપ્સ્કીને ફરીથી જોયો. એ અપરિણિત અધ્યાપક દારૂડિયો હતો. હું એને તાજા રોલ આપવા નિયમિત જતો હતો. ક્લોપ્સ્કીની સુરત પરથી લાગતું હતું કે એ આખી રાત સૂતો નથી. ચહેરા પર કાળાશ, આંખો લાલ અને સૂજી ગઈ હતી. એણેય થોડો ઢીંચ્યો હોય એવું લાગતું હતું. જાડો અધ્યાપક ફક્ત અંડરવેર પહેરીને ફર્શપર બેઠો હતો; હાથમાં સિગાર હતી. ચારેબાજુ ટેબલખુરશી અને કપડાં વિખરાયેલાં પડયાં હતાં. આજુબાજુ પડી હતી બિયરની ખાલી બોટલો. ચારેબાજુ લથડતો આથડતો એ બોલતો હતો:

"દયા કરો..."

ક્લોપ્સ્કીએ કર્કશ સ્વરે કહ્યું:

"દયા ક્યાં છે? આપણે પ્રેમમાં નાશ નોતરીશું કે પછી એના સંઘર્ષમાં નિ:શેષ થઈશું. કંઈ પણ કરશું, પણ વિનાશ નિશ્ચિત છે."

મને ખભેથી પકડીને, એ અધ્યાપક પાસે લઈ ગયો:

"આને જ પૂછોને, શું જોઈએ છે એને? માનવ માત્ર પ્રત્યે એને પ્રેમ જોઈએ છે શું?"

અધ્યાપકે આંસુ વહેતી આંખે મારી સામે જોયું. પછી એ હસ્યો.

"એ તો બેકરીનો નોકર છે. એની પાસેથી હું ઉધાર માલ લઉં છું."

એણે પછી નશામાં લથડતાં, ખીસામાં હાથ નાંખ્યો અને એક ચાવી મને આપી:

"લે, કાઢી લે એમાં જે કંઈ હોય તે."

પરંતુ તોલ્સ્તોયપંથીએ ચાવી ઝૂંટવી લીધી, અને હાથથી ઇશારો કરતાં મને કહ્યું: "જા, અહીંથી. ચૂકવણી પછી ક્યારેક લઈ લેજે."

મારા લાવેલા રોલને એણે ખૂણાના સોફા પર ફેંક્યા.

મને એણે ઓળખ્યો નહોતો; એનો મને આનંદ હતો. પ્રેમદ્વારા વિનાશની વાત મારા મનમાં કોતરાઈ ગઈ હતી. એ વ્યક્તિ તરફ મારા મનમાં ધિક્કારની સીમા નહોતી રહી.

થોડા દિવસ પછી જ મને જાણવા મળ્યું કે જે યુવતીઓ સાથે એ રહેતો હતો, એમાંથી એક પાસે એણે સવારે પ્રેમયાચના કરી, અને એ જ સાંજે એણે બીજી બહેન પાસે પણ એવી જ પ્રેમયાચના કરી. બન્ને બહેનો એકબીજીથી કંઈ છુપાવતી નહોતી. એટલે તેમને હકીકતનું ભાન થયું; તેમનો હરખ પ્રેમ પ્રત્યેના ક્રોધમાં પલટાઈ ગયો. તેમણે પ્રેમના એ અનંત પૂજારીને દરવાન દ્વારા ઘરની બહાર કાઢી મૂક્યો. એ મહાશય નગરમાંથી રફુચક્કર થઈ ગયા.

પ્રેમ અને દયાનું જીવનમાં શું સ્થાન છે—એ જટિલ અને મુશ્કેલ સવાલનો

પનારો મને પહેલેથી જ પડયો હતો. શરૂઆતમાં એ પ્રશ્ન અસ્પષ્ટ, અવર્ણનીય આંતરિક ઉત્તેજનાને રૂપે માગી સામે ખડો થયો હતો. પછી એનું રૂપ આ પ્રશ્નમાં સ્પષ્ટ અને નિશ્ચિત થયું:

"પ્રેમનું મહત્ત્વ શું છે?"

મેં અત્યાર સુધી જે કંઈ વાંચ્યું હતું એમાં ખ્રિસ્તી ધર્મના વિચારો અને માનવતાવાદની છાપ હતી, માનવજાતિ પ્રત્યે કરુણાનો હૃદયદ્રાવક પોકાર હતો. એ દિવસોમાં મને જે સારામાં સારા માણસો મળ્યા એ બધાંએ ખૂબ જોરશોરથી સુંદર વાક્યાવલિઓમાં એ જ ભાવનું પુનરુચ્ચારણ કર્યા કર્યું હતું.

પરંતુ વાસ્તવિક જીવનમાં જે દેખાતું હતું, એ પ્રમાણિકતા અને દયાથી દૂરનું હતું. વેર અને ક્રૂરતાની અતૂટ શૃંખલા તથા મામૂલી ચીજો પ્રાપ્ત કરવાના અથાક, આકરા સંઘર્ષ તરીકે જ જીવન હંમેશાં મારી સામે આવ્યું હતું. મારી વાત કરો, તો મને હંમેશાં પુસ્તકોની ભૂખ રહેતી; બાકીની ચીજો મારે માટે વ્યર્થ હતી.

એ જ રીતે ફાટક બહાર કલાકો બેસીને મને જે જીવનમેળો દેખાતો એ તો વળી ઓર જ હતો. ગાડીવાળા, દરવાનો, મજૂરો, સરકારી કારકૂનો, દૂકાનદારો વગેરે ત્યાંથી પસાર થતા—એ બધાંનું જીવન મારા જીવન અને મારા થોડા ચુનંદા દોસ્તોના જીવનથી સાવ નિરાળું હતું. એમની આશા આકાંક્ષાઓ તથા જીવનમંત્રો અલગ જ હતા. જે લોકોમાં મને શ્રદ્ધા હતી, આસ્થા હતી, એ બધા આ જીવનમેળામાં અજનબી, એકાકી હતા—બહુમતિ જનતાની જમાતમાં પરદેશી જેવા તેઓ લાગતા. જ્યારે પેલી બહુમતિ જનતાનો જીવનક્રમ વળી સાવ જુદો હતો. નાની ક્ષુલ્લક વાતોમાં તેઓ આનંદપૂર્વક ગળાડૂબ હતા. એ જિંદગી મને તો તદ્દન નિ:સાર અને પ્રાણઘાતક રીતે કંટાળાજનક લાગ્યા કરતી હતી. વળી એવુંય જણાઈ આવતું કે જે લોકો પ્રેમ અને કરુણાનાં ગાણાં ગાતા, તેઓને મન એનું મહત્ત્વ ફૂટી કોડીનુંય હોતું નથી; વ્યવહારમાં એ લોકો પણ, કોણ જાણે કેમ, જીવનના રોજિંદા પ્રવાહમાં એવાં તણાયે જતાં હોય છે અજ્ઞાતપણે...

આ બધું મને ખૂબ જટિલ લાગ્યા કરતું.

એક દિવસ પશુચિકિત્સક લાવરોવ મારી સાથે વાત કરી રહ્યો હતો. એને જલંદરનો રોગ થયો હતો, આખું શરીર ફૂલી ગયું હતું અને શરીરમાં લોહીનું ટીપુંય જાણે બચ્યું નહોતું. બોલતાં બોલતાંય એ હાંફી જતો હતો:

"આ જગતમાં ક્રૂરતાનો એટલો બધો પ્રચાર થવો જોઈએ કે લોકો એનાથી ત્રાસી જાય, એના તરફ લોકોના મનમાં ઘૃણા પેદા થાય... જે રીતે આ શાપિત પાનખર ઋતુ તરફ લોકોને તિરસ્કાર હોય છે..."

એ વરસે પાનખર ઋતુ કંઈક વહેલી જ બેસી ગઈ હતી. વરસાદ અને ઠંડી, બિમારી અને આપઘાતોની ઘટનાઓ. અંતે લાવરોવે પણ પોટેશિયમ સાઇનાઈડ ખાઈને જલંદરની બિમારીમાંથી મુક્તિ મેળવી લીધી.

એ મેદનીકોવ નામના દરજી સાથે રહેતો હતો. એણે લાવરોવના આપઘાત વિશે કહ્યું:

"જનાવરોની દવા કરવાવાળો ખુદ જ જનાવર જેવા મોતને જઈને ભેટયો!"

આ મેદનીકોવ કૃશકાય અને કમજોર માણસ હતો. અંતરમાં એ ભગત માણસ હતો. માના મરિયમની બધી સ્તુતિ એને યાદ હતી. બે બાળકો—સાત વર્ષની પુત્રી અને અગિયાર વરસના પુત્રને એ ત્રણ પટ્ટીવાળા ચામડાના ચાબુકથી ફટકારતો. પત્નીનેય વાંસનો ડંડો પિંડી પર વગાવતો. એ ઘણીવાર ફરિયાદ કરતો:

"ન્યાયાધીશે મને બહુ ફટકાર્યો; કહ્યું: આ રીત હું ચીની લોકો પાસેથી શીખ્યો છું. પણ સાચું કહું, તો મેં એકેય ચીનાને જોયો નથી. હા, કોઈ ચીનો જોયો હોય તો તસ્વીરો કે દુકાનોના પાટિયાં ઉપર જોયો છે."

મેદનીકોવની દુકાનના એક નોકરને લોકો "દુન્કાનો પતિ" કહેતા. એના પગ વાંકા હતા અને સ્વભાવે ઢીલો. એ પોતાના શેઠ વિશે કહેતો:

"સૌથી વધુ ખતરનાક લોકો તો વિનમ્ર ખાતા લોકો જ હોય છે—એમાંય જો એ ઈશ્વરના ભગત હોય તો ખૂબ ખતરનાક હોય છે. બદમાશ તો દેખાઈ આવે, અને એ બદમાશી કરે, એ ઓળખાઈ જાય એટલે એનાથી બચી પણ જવાય. પણ પેલા પગે પડતા વિનમ્ર જણાતા લોકો તો નાગ જેવા હોય, છાનામાના ઘાસમાં છુપાઈ રહે, અને પછી અચાનક ખૂબ નાજુક જગ્યાએ ડંશ દેતા હોય છે. મને તો ભાઈ, આવા સદા નમતા રહેતા લોકોની જ બહુ બીક રહે છે..."

આ "દુન્કાનો પતિ" ખુદ એવો વિનમ્ર, પણ ચાલાક વ્યક્તિ હતો, મેદનીકોવનો પોતાનો માણસ ગણાય. દુકાનના બીજા નોકરોની નિંદા માલિકને કરતો. પણ મેદનીકોવ વિશે એણે જે કહ્યું એમાં સત્યનો અંશ જરૂર હતો.

ક્યારેક ક્યારેક મને લાગતું કે એ વિનમ્ર લોકો જીવનના ખડકાળ કાળમીંઢોમાં ઊગેલી લીલ છે; એનાથી એ કોમળ, મુલાયમ અને ફળદ્રૂપ બની જાય છે. પાર વિનાના એવા વિનમ્ર લોકો, નીચતા પ્રત્યે એમનું ચાલક વલણ, આત્માની ન સમજાતી અસંબદ્ધતા તથા લાલસા જોઈને મને એવું થતું જાણે બગાઈઓથી ઘેરાઈ ગયેલો હું ઘોડો છું, અને એના પગ બાંધી દેવામાં આવ્યા છે.

પોલિસને ઘરેથી નીકળ્યા પછી મારા મનમાં એ જ વિચાર ઘોળાયા કરતા હતા.

રસ્તા પર હવાના સુસવાટા ચાલુ હતા; એમાં રસ્તાની ફાનસોની જ્યોત ધ્રૂજતી હતી. આખું ધૂળિયું આકાશ જ હચમચતું હોય એમ જણાતું હતું; જેને લીધે પાનખરની ધૂળ જેવો આછો વરસાદ વરસતો હતો. એમાં તરબતર એક વેશ્યા દારૂડિયા પુરુષનો હાથ પકડી ધક્કા મારતી એને ખેંચી રહી હતી. પુરુષ રડતાં રડતાં કંઈ બબડતો હતો. સ્ત્રીએ થાકેલા ભારે અવાજે કહ્યું:

"તારા નસીબમાં આ જ લખ્યું છે, રોયા!"

મારા મનમાંથી અવાજ ઊઠયો કે હા, મારી પણ આ જ સ્થિતિ છે. મને પણ કોઈ આ રીતે ધક્કા મારી રહ્યું છે અને ચારે બાજુની ગંદકી, દુ:ખ અને જાતજાતનાં લોકો દેખાડી રહ્યું છે. હું તો હવે કંટાળીને ગળે આવી ગયો છું.

બરાબર આ જ શબ્દો કદાચ નહોતા, પણ એ સાંજે મારા મનમાં જે વિચારો ઘોળાતા હતા એનો મુદ્દો તો એ જ હતો. મને થયું કે હું હવે અંદરથી થાકી ગયો છું, એક કડવાશ મારા અંતરતમને કોતરી રહી છે. એ દિવસથી મારી માનસિક સ્થિતિ વણસવા માંડી; હું મને કોઈ બાહ્ય દર્શકની ઠંડી, અજનબી અને દુશ્મની ભરેલી આંખોથી માપવા માંડયો.

મને એકએક વ્યક્તિમાં વિરોધાભાસોનો વિચિત્ર અને વિશૃંખલ સહવાસ દેખાવા માંડયો: એ વિરોધાભાસ વાણી અને વર્તન વચ્ચે જ નહોતો, પણ આંતરિક ભાવોનો પણ લાગતો હતો. ભાવોનો એ સંઘર્ષ મને કડવો ઝેર જેવો લાગતો હતો. મારા અંતરતમમાં પણ એવો જ સંઘર્ષ જામી પડયો હતો; એ કંઈ સારી વાત નહોતી. મારું મન ચારે બાજુ ખેંચાયા કરતું: સ્ત્રીઓ, પુસ્તકો, મહેનત મજૂરી કરતાં લોકો, વિદ્યાર્થીઓની આનંદી ટોળકીઓ. પણ એમાંથી કોઈ પ્રવૃત્તિમાં મન લગાવવા જેટલો સમય મારી પાસે નહોતો. હું ફેંકાયે જતો હતો—આમથી તેમ. કોઈ અદૃશ્ય પણ સશક્ત એવા અપરિચિત હાથે મને કોરડા વિંઝાઈ રહ્યા હતા.

મને જાણવા મળ્યું કે યાકોવ શાપોશ્નિકોવ હોસ્પીટલમાં દાખલ થયો છે, એટલે એને મળવા હું દોડયો, ત્યાં એક જાડી, વિકૃત મોંવાળી, માથે રૂમાલ બાંધેલી, ચશ્માધારી સ્ત્રી મળી. એના કાન એટલા લાલ હતા જાણે આગમાં શેકાયા હોય. તેણે રુક્ષ અવાજે કહ્યું:

"એ તો મરી ગયો."

હું તો ત્યાં જ ખોડાઈ ગયો—મૌન. રસ્તો રોકી તેણે ગુસ્સે થઈને કહ્યું:

"તો હજી શું છે?"

મેંય મૂરખે મગજ ગુમાવ્યું:

"તમે બેવકૂફ સ્ત્રી છો."

"નિકોલાઈ, આને બહાર કાઢી મૂક."

નિકોલાઈ તાંબાના સળિયાને કપડાંના લીરાથી ઘસી રહ્યો હતો. ગુસ્સે થઈને એણે એ સળિયો મારી પીઠે માર્યો. પરિણામે એને પકડીને બારણા બહાર લઈ જઈ મેં કાદવના ખાબોચિયામાં બેસાડી દીધો. એ થોડી વાર ત્યાં જ બેસીને ઘૂરકતો મને તાકી રહ્યો, પછી ઊભો થઈ તેણે કહ્યું:

"જા હવે, કૂતરા!"

હું દેર્જાવિન ઉદ્યાનમાં કવિના પૂતળા પાસે એક બાંકડે જઈને બેઠો. મને થઈ આવ્યું કે એવું કંઈક ગંદુ દુષ્ટ કામ કરું જેથી લોકો મારા પર તૂટી પડે, અને અંતે એમને ઢીબી નાંખવાનું મને બહાનું મળે. પરંતુ રજાનો દિવસ હતો તોય, ઉદ્યાનમાં ચકલુંય ફરકતું નહોતું. બાજુને રસ્તે પણ કોઈ હરતું ફરતું જણાતું નહોતું. ફક્ત સૂકાં પાંદડાં ઉડાડતો પવન ફૂંકાઈ રહ્યો હતો. ફાનસના થાંભલા પર ચોંટાડેલી જાહેરાતનો એક ખૂણે ઊખડી ગયો હતો, અને એ હવામાં પતાકાની જેમ ફફડી રહ્યો હતો.

સંધ્યા નમી રહી હતી. હવા ઠંડી પડતી જતી હતી, આકાશ ઘેરું, પારદર્શી, નીલું બનતું જતું હતું. મારી બાજુમાં, કવિની વિશાળકાય ધાતુમૂર્તિ આકાશમાં માથું ઊંચું કરીને ખડી હતી. એને જોઈને મને વિચાર આવ્યો: યાકોવ એક જ એવો ઈન્સાન હતો આ દુનિયામાં કે જેણે પોતાની સર્વશક્તિથી ઈશ્વર સામે કજિયો માંડયો હતો. પણ એ એમ જ મરણને શરણ થયો, સાવ સાધારણ લાગે એવા મોતે મર્યો. એમાં કેટલું અપમાન સમાયેલું હતું—અસહ્ય અપમાન!

અને નિકોલાઈ તો મૂરખ હતો. એણે મારી સામે લડાઈ કરવી જોઈતી હતી, પોલિસ બોલાવીને અને કેદમાં પુરાવવો જોઈતો હતો.

હું રૂબત્સોવને ઘરે ગયો. એ પોતાની અંધારી, સાંકડી ઓરડીમાં ટેબલે બેઠો બેઠો દીવાને આછે અજવાળે જાકિટને સાંધી રહ્યો હતો:

"યાકોવ મરી ગયો."

વૃદ્ધે સોય પકડેલો હાથ ઊંચો કર્યો. એ ક્રૉસ કરવા જતો હતો, પણ અટકી ગયો. હાથનો દોરો શેમાંક ભેરવાઈ પડયો અને ધીમે સ્વરે એના મોંમાંથી અશ્લીલ ગાળ નીકળી પડી.

થોડી વારે એ બબડવા માંડયો:

"મરી તો આપણેય બધા જવાનાં એક દિવસ. માણસને મરી જવાની કેવી મૂરખ જેવી આદત છે. હા, આદત! ને એમ યાકોવ પણ મૃત્યુ પામ્યો. અમારા વિસ્તારમાં એક કંસારો હતો, એય ગયો. ગયા રવિવારે. પોલિસ આવીને એને લઈ ગયા. ગૂરીય મારફતે એની મારે ઓળખાણ થઈ હતી. બહુ ચતુર

માણસ. અનેક વિદ્યાર્થીઓને એ ઓળખતો હતો. અરે, સાંભળ્યું છે કે વિદ્યાર્થીઓએ કંઈક ઉપદ્રવ શરૂ કર્યો છે! તને ખબર પડી કે નહીં?.. લે, આ જાકીટ જરા સાંધી દે. મને તો કંઈ સૂઝતું નથી હવે..."

તે મને ફાટેલું જાકીટ હાથમાં ધરી, પછી પીઠ પાછળ હાથ નાંખી ઓરડીમાં આંટા મારવા માંડયો. વચ્ચે વચ્ચે ખાંસતો એ બબડતો રહ્યો:

"અહીંતહીં ક્યાંય ચિનગારી સળગે છે. પણ શેતાનો ફૂંક મારીને એને ઠારી નાંખે છે; પછી એના પર રાખ વળી જાય છે. આ નગર પણ કમનસીબ છે... નદી ઠરીને હિમ થઈ જાય એ પહેલા, ને વહાણો એમાં હજી ચાલે છે ત્યાં સુધીમાં, હું તો ક્યાંક ભાગી જવાનો..."

એકાએક એ અટક્યો, ને ટાલિયા માથે હાથ ખંજવાળતો બોલ્યો:

"હા, પણ ક્યાં જઉં હું બધું ખૂંદી વળ્યો છું. કંઈ બાકી રહ્યું નથી. એટલે તો હવે થાકીને લોથ થઈ ગયો છું. એક માત્ર થાક જ આ જિંદગીમાં મને મળ્યો છે."

એક વાર જોરથી થૂંકીને એણે આગળ ચલાવ્યું:

"ગોળી માર, જિંદગીને! જીવ્યો, પરસેવો પાડયો, કમર તોડી—અને કંઈ મળ્યું નહીં, ન શરીરને, ન આત્માને!"

થોડી વાર એ ચૂપ રહ્યો—જાણે બારણે ઊભો ઊભો કંઈ સાંભળતો હતો. પછી ઓચિંતો ઓરડીમાં ધસી આવી મારી બાજુમાં આવી બાંકડે બેઠો:

"હું એમ કહું છું, અલેક્સેઈ, મારા મક્સીમિચ, યાકોવને ભગવાનની પાછળ પડી જઈને મળ્યું શું? એણે નકામું એની પાછળ જિંદગી બરબાદ કરી. ભગવાન કે મહારાજા ઝાર આપણા એવા ઈન્કારથી સુધરી જશે કે? સાચી વાત તો એ છે, ભાઈ, કે લોકોએ પોતાના ઉપર જ ગુસ્સો કરતાં શીખવું જોઈએ, અને આ સડેલી જિંદગીનો ઈન્કાર કરવા માંડવું જોઈએ... હું તો હવે ઘરડો થયો. મારો જન્મ પણ મોડો થયો હતો. મારી આંખોનું નૂર જવાનેય હવે બહુ વાર નથી. બહુ ખરાબ કહેવાય, દોસ્ત, મારા!.. જાકીટ સંધાઈ ગયું?.. આભાર... ચાલ જઈને કંઈ ચાપાણી કરીએ."

ચાયખાને જતાં રસ્તામાં એ કેટલીય વાર લથડી પડયો. પછી મને વળગીને ચાલવા મંડયો:

"મારી એક વાત સાંભળી લે. ક્યારેક તો લોકોની ધીરજનો અંત આવશે, એમનો ક્રોધ ભભૂકી ઊઠશે. પછી એ વખતે લોકો સામે આવશે એ બધું તો તોડીફોડી નાંખશે. બધી સડેલી ચીજોનો નાશ કરશે. લોકોની ધીરજનો અંત તો ક્યારેક આવશે જ..."

અમે ચાયખાને પહોંચી જ ન શક્યા. રસ્તામાં એક જગ્યાએ ખારવાઓની ભીડ જામી હતી. તેઓએ વેશ્યાવાડાને ઘેરી લીધો હતો. અંદરથી આલાકુઝોવ મિલના મજૂરો વેશ્યાઓનું રક્ષણ કરી રહ્યા હતા.

રૂબત્સોવે ચશ્મા ઉતારી આનંદપૂર્વક કહ્યું: "અહીં રજાને દિવસે કઈને કંઈ ધમાલધાંધલ હોય જ."

રક્ષણ કરનારાઓના ટોળામાં એના ઘણા ઓળખીતા નીકળી પડયા. એય અખાડામાં કૂદી પડયો, અને પોતાના સાથીદારોને જોરશોરથી લલકારવા માંડયો:

"શાબાશ, ભાઈઓ! વણકર ભાઈઓ! આજે એ દેડકાંઓને ધોળે દહાડે તારા દેખાડી આપો. ખારવાઓનું કચુંબર કરી નાંખો."

મને એ ચતુર વૃદ્ધનું જોશ જોઈને આશ્ચર્ય થયું. ખારવાઓના ટોળામાંથી રસ્તો કાઢી, એમની ધક્કામુક્કીથી બચતો અને પોતાના ખભા ઉછાળી કેટલાયને જમીન પર પટકતો એ જે રીતે આગળ વધતો હતો એ તો જોવા જેવું દૃશ્ય હતું. આ લડાઈમાં કોઈની દાનત બૂરી નહોતી, એ લોકો ફક્ત આનંદ માટે બાખડી રહ્યા હતા, પોતાની ફાજલ શક્તિને ખર્ચી રહ્યા હતા. કાળા રંગના ખારવાઓના સમુહે અંતે મિલ મજૂરોના ખૂબ દબાવ્યા, એમાંને એમાં મકાનનું ફાટક તૂટયું. કોઈએ હર્ષનાદો કરી મૂક્યા: "આ ટાલિયાને હવે બરાબર મજા ચખાડો."

એમાંથી બે જણાં મકાનની છત ઉપર ચડી ગયા, અને ત્યાંથી તાલ મિલાવીને ગાવા માંડયા:

અમે ચોર કે પાકિટમાર નથી,
લુચ્ચાના, દોસ્તો, યાર નથી,
અમે વીર-બાંકડા ખારવાઓ
અમે કામ વિના બેકાર નથી.

ત્યાં અંધારામાં ક્યાંકથી પોલિસની સીટી સંભળાઈ; એમના ગણવેશના પિત્તળનાં બટન ચમકી ઊઠયાં; રસ્તાના કાદવમાં બૂટોનો ખચખચ અવાજ શરૂ થયો. પણ ગાવાનું તો ચાલુ જ રહ્યું:

અમે નાંખતા એવી જાળ,
હાથ લાગતો માલંમાલ.
ધનિકોના મોટા મહાલયમાં—
ગુપ્ત દટાયાં નાણાં ભયમાં!

"અરે, એ તો નીચે પડી ગયો છે. ભોંય પડેલાને કોઈ મારશો નહીં."
"દાદા, હોંશિયાર રહેજો."
આ બધી ધમાલને અંતે, રૂબત્સોવને, મને અને બન્ને પાર્ટીઓના પાંચ છ બીજા માણસોને પકડીને પોલિસો થાણે ઊપડયા. પાનખરની કાળી રાત નીરવ થઈ ગઈ. ફક્ત પાછળથી ગીતની ધૂન હજી સંભળાતી હતી:

ચાલીસ માછલીઓ એક સાથે—
ખારવાઓએ પકડી હાથે!

રૂબત્સોવ તો આનંદમાં આવી ગયો હતો. એણે મોંમાં ધસી આવતું લોહી થૂંકતાં અને નાક છીંકતાં કહ્યું: "વોલ્ગાની જનતાનું, ભાઈ, કહેવું પડે. અને જો", એણે મારા કાનમાં ધીમેથી ઉમેર્યું: "મોકો મળતાં તું ભાગી છૂટ. તારે શું કામ અમસ્તું થાણે બેસવું પડે?"
એક પાતળી ગલીમાં અમે પહોંચ્યા ત્યારે હું માંડયો દોડવા. એક ઊંચો ખારવોય મારી પાછળ દોડયો. અમે બન્ને એક પછી એક વંડીઓ ઠેકતાં ભાગી છૂટયા. મારા પ્રિય મિત્ર નિકીતા રૂબત્સોવની એ મારી છેલ્લી મુલાકાત હતી.
મારું જીવન દિન પ્રતિદિન શૂન્ય બનતું જતું હતું. વિદ્યાર્થીઓમાં અજંપો વધી રહ્યો હતો. પણ એમના અજંપાનું કારણ મને સમજાતું નહોતું. એમના એ આંદોલનનો ઉદ્દેશ શો હતો? મને ફક્ત એમનું મસ્તીભર્યું વિદ્યાર્થીજીવન જ દેખાતું; એમનો આકરો સંઘર્ષ મને નજરે નહોતો ચડતો. મને થતું કે વિશ્વવિદ્યાલયમાં ભણવા માટે, હું ગમે તેવી મુશ્કેલીઓનો સામનો કરવા આનંદથી તૈયાર થઈ શકું. કોઈ મને કહે ને કે વિશ્વવિદ્યાલયમાં એ શરતે તારું નામ દાખલ થાય કે દર રવિવારે નિકોલાયેવ્સ્કાયા ચોકમાં તને સોટી માર મારવામાં આવશે." તો પણ હું કદાચ એ સ્વીકારી લઉં!
એક દિવસ હું સેમ્યોનોવની બેકરીમાં જઈ પહોંચ્યો: જાણવા મળ્યું, કે ત્યાંના મજૂરો વિદ્યાર્થીઓને ફટકારવા માટે વિશ્વવિદ્યાલય પર છાપો મારવા જવાની તૈયારી કરી રહ્યા હતા.
તેઓ ઉન્માદમાં આવી જઈ કહેતા હતા: "એમને લોઢાના સળિયા ફટકારીશું, બરાબર!"
હું એમની સાથે ચર્ચા કરવા માંડયો; પણ અચાનક મને ભાન થયું કે વિદ્યાર્થીઓનો પક્ષ ખેંચવાની ન તો મારી ઇચ્છા છે ન મને એમનો પક્ષ ખેંચવા પૂરતી દલીલો આવડે છે. આ ભાન થયું ત્યારે વિચિત્ર ભયથી હું ધ્રૂજી ઊઠયો...

હું ત્યાંથી ઊઠીને આવતો રહ્યો. મનમાં એવું થવા માંડયું, જાણે હું વર્ષોથી બિમાર છું. અંતરમાં એવો રોષ જન્મ્યો હતો, જે દબાવ્યો દબાતો નહોતો, જાણે એ મને અંદરથી કોતરી ખાશે...

રાતે ક્યાંય સુધી કબાન નદીને કાંઠે બેસી રહ્યો, એમાં માટીનાં ઢેફાં ફેંકતો રહ્યો. એક જ વિચાર, આ જ શબ્દોમાં મનમાં ઘોળાતો રહ્યો:

"હું શું કરું?"

શૂન્યતાને ભરી દેવા માટે મેં વાયોલિન વગાડતાં શીખવાનું શરૂ કર્યું. રાતના મારા રિયાઝથી ચોકીદાર અને ઉંદરોને તકલીફ પડતી. સંગીત મને ગમતું, અને એટલે એમાં દિલ લગાવી દીધું. થિયેટર ઓર્કેસ્ટ્રાનો એક વાયોલિનવાદક મને શીખવવા આવતો હતો. એક દિવસ પાઠ દરમિયાન મારે બે મિનિટ બહાર જવું પડયું. દુકાનની રોકડ રકમનું ખાનું ખુલ્લું રહી ગયું હતું. પાછો આવીને જોઉં છું તો મારા એ ગુરુજી નોટોની નોટો ખીસામાં ઠાંસી રહ્યા હતા. મને બારણે ઊભેલો જોઈને તેણે શુષ્ક, દાઢી કરેલો ચહેરો મારી સામે ધર્યો:

"સારું. લગાવ હવે મને!" એના હોઠ ધ્રૂજી રહ્યા હતા. એની ભાવહીન આંખોમાંથી મોટાં મોટાં આંસુ ટપકવા માંડયાં!

મનમાં તો થયું કે એની ચામડી ઊતરડી નાંખું. પણ એ ઇચ્છાને દાબવા માટે, મુઠ્ઠીઓ વાળી ફર્શ પર બેસી ગયો. અને બધી નોટો પાછી મૂકી દેવા એને કહ્યું. એણે ખીસ્સું ખાલી કર્યું; બારણે વળ્યો, અને પછી અચાનક રોકાઈને તેણે જડ, ઊંચા બિહામણા અવાજે કહ્યું:

"દસ રૂબલ મને આપ."

મેં એને દસ રૂબલ આપ્યા. પણ એ દિવસથી સંગીત શીખવું મેં બંધ કરી દીધું.

ડિસેંબરમાં મેં આત્મહત્યા કરવાનું નક્કી કર્યું. 'મકારના જીવનની એક ઘટના' નામની મારી વાર્તામાં આ નિર્ણયની પૃષ્ઠભૂમિ આપવાનો મેં પ્રયત્ન કર્યો છે; પણ એમાં મને સફળતા મળી નથી. એ વાર્તા ગૂંચવણભરી અને અપ્રિય બની ગઈ છે, એમાં આંતરિક સત્ય જ બરાબર નિરુપાયું નથી. આ ખામી જ એ વાર્તાનો મુખ્ય ગુણ છે, એવુંય મને જણાય છે. એમાં તથ્ય બરાબર એ જ છે, પણ એનું નિરૂપણ એ રીતે થયું છે કે જાણે એ મારી વાત નથી. સાહિત્યિક ગુણ અવગુણને તો છોડો, પણ એમાં જાત પરના આત્માના વિજય જેવો કંઈક આનંદદાયક ગુણ જરૂર છે.

મેં બજારમાંથી એક રિવોલ્વર ખરીદી, ત્યારે એમાં ચાર ગોળીઓ હતી. એક ગોળી મેં છાતીમાં મારી. મેં નિશાન તો હૃદયને બનાવ્યું હતું, પણ લાગી

ફક્ત ફેફસામાં જ. એક મહિના પછી ફરી બેકરીમાં કામે લાગી ગયો. મૂરખાઈ થઈ ગઈ, એમ લાગતું હતું. શરમથી માથું ઝુકી જતું હતું.

પણ હું બેકરીમા ઝાઝું ટક્યો નહીં. માર્ચના અંતમાં, એક દિવસ સાંજે હું બેકરીમાંથી બહાર નીકળતો હતો ત્યારે જોયું, તો પાછળની ઓરડીની બારી પાસે ખોખોલ બેઠો હતો. એ જાડી સિગરેટ પીતો, એના ધૂમાડાના ગોટા નિહાળતો, કોઈ ઊંડા વિચારમાં જણાતો હતો. એણે કોઈ પણ શિષ્ટાચાર વિના મને પૂછ્યું:

"તારી પાસે કેટલો સમય છે?"

"વીસ મિનિટ."

"બેસો, થોડી વાત કરીએ."

હંમેશાંની જેમ એણે જાડા કાપડમાંથી સીવેલો બંધ ગળાનો કોટ પહેર્યો હતો; એનાં બધાં બટન બીડેલાં હતાં. એની સરસ દાઢી પહોળી છાતી પર ફેલાઈ ગઈ હતી. એના અક્કડ માથા ઉપર નાના કડક વાળ ઊભા થઈ ગયા હતા. પગમાં મોટાં ગામડીયા જેવા બૂટ, જેમાંથી ડામરની તીવ્ર વાસ આવતી હતી.

એણે શાંતિથી વાત માંડી:

"તો દોસ્ત, મારે ત્યાં આવતા રહેવું છે? હું આજકાલ ક્રાસ્નોવીદોવો ગામમાં રહું છું. વોલ્ગાને કાંઠે, અહીંથી પીસ્તાલીસ માઈલ દૂર થાય. ત્યાં મેં એક દુકાન ખોલી છે, તારે એમાં મદદ કરવાની; પણ બહુ વખત તારે નહીં આપવો પડે. મારી પાસે ચોપડીઓનો અખૂટ ભંડાર ભર્યો છે. તારા અભ્યાસમાંય મદદ કરીશ બોલ, મંજૂર છે?"

"હા."

"તો શુક્રવારે સવારે છ વાગે કુર્બાતોવ ઘાટે પહોંચી જજે. ત્યાં ક્રાસ્નોવીદોવો જતા વહાણ વિશે પૂછજે. માલિકનું નામ છે: વાસીલી પાનકોવ. જો કે તારે પૂછવાની જરૂર નહીં જ પડે, કારણ કે હું તારા પહેલાં ત્યાં પહોંચી ગયો હોઈશ... આવજે."

ઊઠતાં ઊઠતાં એણે એની પહોળી હથેળી મારા તરફ લંબાવી. પછી, ખીસામાંથી ચાંદીની વજનદાર ઘડિયાળ કાઢીને તેણે કહ્યું:

"જો છ મિનિટ જ લાગી છે... અને હા, એ કહેવાનું તો ભૂલી જ ગયો: મારું નામ છે—મિખાઈલ અન્તોનોવિચ રોમાસ. બસ?"

એ ચાલતો થયો, પાછળ નજર સુદ્ધાં ન કરી; દૃઢ પગલે, અને એનું પહોળું હાથી જેવું બળવાન શરીર ઝુલાવતો એ ગયો.

બે દિવસ પછી હું ક્રાસ્નોવીદોવો જવા ઊપડી ગયો.

વોલ્ગા નદીને બંધન મુક્ત કર્યાને ઝાઝા દિવસ નહોતા થયા. બરફનાં મોટા મોટા ખડકોમાંથી પાણી ઓગળી રહ્યું હતું, અને એ પ્રવાહમાં તરતા વહી રહ્યા હતા. અમારું વહાણ એને આંબી જતું એટલે એ ખડકો કિનારા સાથે ઘસાઈને ઊલટી જતા, ક્યારેક અમારું વહાણ એની સાથે અથડાતું, તો એ ખડકોનો ભરભર ભૂકો થઈ, વરસાદની જેમ એ વરસતો જણાતો. જોરદાર પવન ફૂંકાઈ રહ્યો હતો, અને પાણીનાં ઊછળતાં મોજાં કિનારે પહોંચી જતાં. અરીસા જેવી હિમખંડોની ધાર પરનાં સૂર્યકિરણો આંખોને આંજી દેતા હતાં. વહાણમાંની પેટીઓ, પીપો અને કોથળાઓના ભારથી એ પાણીમાં સઢની નીચે ખેંચાયે જતું હતું. પાનકોવના હાથમાં હલેસાં હતાં. એ નવયુવાન ખેડૂતે પોતાની સમજ પ્રમાણે, ખૂબ ઠાઠમાઠથી કપડાં પહેર્યાં હતાં. ઘેટાંના ચામડામાંથી સીવેલા એના જાકીટ પર રંગબેરંગી વેલબુટ્ટા ભરેલા હતા.

એની આંખો સ્થિર અને ભાવહીન હતી, બોલતોય બહુ ઓછું. ખેડૂત જેવું એનામાં કંઈ લાગતું નહીં. જહાજના આગળના ભાગમાં પાનકોવનો નોકર— કુકૂશિકન બેઠો છે, મેલોઘેલો, ઠીંગણો, એણે ફાટેલા જાકીટને દોરી બાંધી છે, માથે રગદોળાયેલા ટોપી. એ કોઈ પાદરીની ટોપી હોવી જોઈએ. મોં ઉપર ઉઝરડા અને ઊંડા ઘાના નિશાન છે. હાથમાં માછીમાર જેવો લાંબો કાંટો— જેનાથી બરફના ખડકોને ધકેલે છે. ક્યારેક જોરથી બોલી પડે છે:

"અરે એય! આમ તેમ ક્યાં અથડાયા કરે છે?"

પેટીઓ પર હું અને રોમાસ બેઠા હતા. એ શાંત સ્વરે કહે છે:

"ગામડાના ખેડૂતો—ખાસ કરીને પૈસાદારોને—હું ગમતો નથી. તને પણ એ નારાજીનો લાભ મળશે."

કુકૂશિકન હલેસાં પર કાંટો મૂકીને પોતાના રુક્ષ ચહેરાને અમારા તરફ ફેરવી, વાતમાં રસ લેતાં કહે છે:

"અન્તોનોવીચ! તમારા પર સૌથી વધુ નારાજ તો પેલા પાદરી મહારાજ છે!"

"સાચી વાત છે," પાનકોવ હોંકારો ભણે છે.

"તમે એ સાલાઓની આંખોમાં કણાની માફક ખૂંચો છો."

"પણ ગામમાં મારા મિત્રોય ઓછા નથી, એ લોકો તારાય મિત્રો બની રહેશે," ખોખોલ કહે છે.

માર્ચ મહિનાનો તડકો હજી ઠંડી હવાને હૂંફાળી કરી શક્યો નથી. વૃક્ષોની કાળી, પાંદડા વિનાની ડાળીઓ કિનારે ઝૂમી રહી છે. ક્યાંક ક્યાંક કોતરોમાં કે વૃક્ષોની બખોલોમાં મખમલી બરફ હજીય જામેલો છે. નદીના પ્રવાહમાં વહેતા હિમખંડો, ચરતાં ઘેટાંના ઝુંડ જેવા લાગે છે. મને થયું જાણે હું સ્વપ્નલોકમાં વિહરી રહ્યો છું.

કુકૂશિકને એની પાઈપમાં તમાકુ ઠાંસી, અને માંડયો એ તો ફિલ્સૂફી હાંકવા:

"તમે ભલેને પાદરીની ઘરવાળી નથી; પણ એ મહાનુભાવનું કામ આમ તો બધાંને પ્રેમ કરવાનું હોયને! ધર્મગ્રંથોમાં શું લખ્યું છે બીજું?"

રોમાસ હસતાં હસતાં પૂછે છે:

"તારા મોંની આવી હાલત કોણે કરી, એ તો કહે મને."

"કોણ કરે?.. કોઈ લૂચ્ચા, લફંગા, ચોર લોકોને હાથે પડી ગયો હતો." તે ઉપેક્ષા કરતાં કહે છે, પછી ગર્વથી ઉમેરે છે: "મને ખરેખર તો પેલા સિપાઈડાઓએ એક વખત ટીપી નાંખ્યો હતો. એમના હાથે કેમ જીવતો બચ્યો, એની જ મને નવાઈ છે."

"કેમ ટીપ્યો હતો?" પાનકોવ પૂછે છે.

"કોણ સિપાઈડા? કે પછી કાલની વાત કરો છો?"

"કાલની વાત જ કહે!"

"લોકો મારપીટ કેમ કરે છે એ કંઈ ખબર પડે છે? અમારા પંથકના લોકો તો બસ, જાણે શિંગડાવાળા બકરા છે. કંઈ બને એટલે માંડે બાખડવા અને મારવાપીટવા! મુક્કાબાજી કરવી એ જ જાણે એમનું એક માત્ર કામ છે!"

રોમાસ કહે છે:

"મને લાગે છે કે બધાં તને તારી આ લૂલીને કારણે પીટે છે. તારી જીભને લગામ રાખીને બરાબર."

"એય સાચું હશે. સ્વભાવ મારો થોડો જિજ્ઞાસુ ખરો—લોકોને સવાલોય કરવા ગમે; કારણ કે એથી નવું નવું જાણવાનું મળે."

વહાણનો આગળનો તૂતક બરફના મોટા ખાંડ સાથે જોરથી અથડાયો. બીજો હિમખંડ નાવને બાજુમાંથી ઘસાતો પસાર થઈ ગયો. કુકૂશિકન પડતો પડતો રહી ગયો; એણે ફરીથી કાંટો હાથમાં લઈ લીધો. પાનકોવે એને ધમકાવ્યો:

"સ્તેપાન! શું કરે છે? ત્યાં ધ્યાન રાખ જરા!"

કુકૂશિકન બરફને ધકેલતો બબડયો:

"તો પછી અમને પૂછપરછ શું કામ કરો છો? કામ અને વાતચીત બેય સાથે મારાથી ન થાય, હા!"

બન્ને જણાં ચડસાચડસી કરવા માંડયા, અને રોમાસે મારા તરફ ફરીને કહ્યું:

"અમારા યુક્રેઈન કરતાં, અહીંની જમીન ખરાબ છે, પણ લોક સારું છે—ગુણિયલ અને શક્તિશાળી!"

હું એની વાતો ધ્યાનપૂર્વક સાંભળ્યા કરું છું, સહજ શ્રદ્ધા સાથે, એનો શાંત સ્વભાવ, અને સરળ તથા પ્રભાવશાળી વાક્છટા મને ગમે છે. મને વિચાર આવે છે કે આ વ્યક્તિએ કેટલો ઊંડો અભ્યાસ કર્યો છે; માણસને ઓળખવાની ખાસ પદ્ધતિ જ એણે બનાવી કાઢી છે. મેં આત્મહત્યાનો પ્રયત્ન કેમ કર્યો, એ મને રોમાસ પૂછતો નથી, એ બહુ સારું કરે છે એ. એની જગ્યાએ બીજો કોઈ હોત, તો વહાણમાં બેસતાં જ મારું માથું ખાઈ જાત; એનો જવાબ દેતાં દેતાંય હું થાકી ગયો હોત. એવા જવાબો દેવા કંઈ સહેલા નથી હોતા. કોણ જાણે એ દિવસોમાં કયું ભૂત ભરાયું હતું મનમાં! ખોખોલ જો એ સવાલ કરશે, તો એને લાંબો પહોળો, ભારેખમ જવાબ દઈશ—મૂરખ જેવો! ગમે તેમ પણ હવે એના વિશે વિચારવાનું મન જ થતું નથી. આ વોલ્ગા નદી કેટલી સરસ લાગે છે, ચમકતી, સ્વછંદી...

નદીના ઊંચા કાંઠાને છાયે છાયે અમારું વહાણ વહી રહ્યું હતું. ડાબી બાજુ નદીના વિશાળ પટ પર ક્યાંય સુધી રેતી પથરાયેલી છે. પાણીને વધતું, કિનારાની ઝાડીઓમાં ચડતું, એને હલાવતું અમે જોઈ રહ્યા હતા. સામેના કિનારાની કોતરો અને ખાડાઓમાં બાકી રહેલો બરફ પીગળી પીગળી ને એમાંથી પાણી વહી રહ્યું હતું. એ વસંત ઋતુની નિશાની છે. આકાશમાં સૂર્ય ચમકી રહ્યો છે. પાળી ચાંચવાળા કાગડા પોતાના માળા બાંધતાં ક્રાંઉ ક્રાંઉ કરી રહ્યા છે. તડકામાં એમની કાળી પાંખો લોખંડ જેવી ચળકી રહી છે. ખુલ્લા મેદાનનું લીલું તાજું ઘાસ જાણે સૂર્યને આંબવા ઊંચું થઈ રહ્યું છે. ઠંડીમાં અંગ ધ્રૂજે છે, પણ મનમાં આનંદનો દરિયો ઉછળી રહ્યો છે; અંદર નવી ઉજ્જવળ આશાની કૂંપળો ફૂટી રહી છે. વસંત બેસે એટલે આ ધરતી કેવી વિલસી રહે છે...

અમે બપોરે તો ક્રાસ્નોવીદોવો પહોંચી ગયા. ઊંચા કિનારાના ખડકે ભૂરા ગુંબજવાળું એક ગિરજાઘર દેખાતું હતું. એની બાજુમાં ખેડૂતોના પાકાં મકાનોની હાર હતી. સોનેરી સૂર્ય પ્રકાશમાં એ મકાનોનાં છત અને નળિયાં ચળકી રહ્યાં હતાં. સાદું પણ નયનરમ્ય દૃશ્ય હતું એ.

વોલ્ગામાં જહાજમાંથી પસાર થતાં મેં ઘણીવાર આ ગામ જોયું હતું, અને ત્યારે જ એનું અનુપમ સૌંદર્ય મને ગમી ગયું હતું.

મેં અને કુકૂશિકને વહાણનો સામાન ઉતારી લીધો. રોમાસ અમને વહાણમાંથી કોથળા પકડાવતો જતો હતો. તેણે કહ્યું:

"તારું શરીર મજબૂત કહેવાય," અને પછી કોથળા પર જ નજર ખોડી રાખી પૂછ્યું:

"હવે તો છાતીમાં દુ:ખતું નથી ને?"

"જરાય નહીં."

કેટલી હોંશિયારીથી એણે સવાલ પૂછ્યો હતો! મારા પર આ વાતનો ખૂબ પ્રભાવ પડયો! કારણ કે આ ગામના લોકોને મારા આપઘાતના પ્રયાસની ખબર ન પડે એવી મારી ઇચ્છા હતી.

કુકૂશિકને ફરી અમારી વાતમાં માથું માર્યું: "તારી જવાબદારીના પ્રમાણમાં તારામાં તાકાત વધારે છે. હા, એટલું તો કહેવું જ પડે. કયા ઇલાકામાં તારું ઘર છે, જુવાન? નિઝ્‌ની ગોરદ? અરે! ત્યારે તો તું 'પાણી ખાઈને' જીવે છે! એવું જ કહેવાય છે ત્યાંના લોક વિશે!"

કિનારાના ઢોળાવ પરથી એક ઊંચો પાતળો કિસાન લાંબા ડગલાં ભરતો આવી રહ્યો હતો—સુતરાઉ ખમીસ અને પાટલૂન, દાઢીના વાંકડિયા વાળ, માથે લાલ વાળનો જાણે મુગટ! એના ઉઘાડા પગ કિનારાના કાદવમાં ફસકતા જતા હતા. સૂરજના કિરણોમાં ચમકતી પાણીની ધારાઓમાં એનાં પગલાંના વર્તુળો બનતાં જતાં હતાં.

તેણે આવીને ઊંચા, સ્નેહાર્દ્ર અવાજે કહ્યું: "આવી ગયા તમે લોકો? સ્વાગત!"

ચારેબાજુ જોઈ, મોટા વાંસડા લઈ તેણે વહાણ અને કિનારાને જોડી દીધા. પછી વહાણમાં કૂદીને આદેશ દીધો:

"પગથી વાંસડાને પકડી રાખ એટલે એ લપસી ન જાય, અને ત્યાંથી પીપને પકડ બરાબર. એ જુવાન, અહીં આવીને હાથ દે જરા."

એ ખૂબ આકર્ષક અને બળવાન દેખાતો હતો. ભૂરી આંખો, એમાં કડકાઈની આભા; લાલ ગાલ, અને સીધું મોટું નાક.

રોમાસે કહ્યું:

"ઇઝોત, તને ઠંડી લાગી જશે."

"કોને મને? ચિંતા ન કરો."

કેરોસીનનું એક પીપ ધકેલતાં અમે એને કિનારે ઉતાર્યું: ઇઝોતે મને પગથી માથા સુધી નીરખીને કહ્યું.

"દુકાનમાં કામ કરવા આવ્યો છે?"

કુકૂશિકને કહ્યું:

"આની સાથે કુસ્તી કરે તો ખરો કહું!"

ઇઝોતે કહ્યું:

"ફરી કોઈએ તારું મોં ભાંગી નાંખ્યું છે ને?"

"કરવું પણ શું એવા લોકોનું?"

"કેવા લોકોનું?"

"મોં ભાંગે એવા લોકોનું!"

"કમાલ છે તું!" ઇઝોતે નિસાસો નાખતાં કહ્યું; અને રોમાસ તરફ ફરીને બોલ્યો:

"ગાડીઓ આવતી જ હશે. મેં દૂરથી જ તમારું વહાણ જોઈ લીધું હતું. બહુ વહેલા આવી ગયા? અન્તોનોવિચ, તમે ઘરે ઉપડો. હું સામાન મોકલવાની વ્યવસ્થા કરું છું!"

રોમાસ પ્રત્યેનું એનું વલણ સ્નેહ અને મૈત્રી ભર્યું હતું, ક્યારેક ઉમરમાં એ મોટો હોય એમ એ વર્તતો. જોકે રોમાસ એના કરતાં દસેક વરસ મોટો હતો. અર્ધા કલાકમાં પછી અમે ગામના એક ઘરે પહોંચી ગયા, નવું બાંધેલું હોય એવી એમાં હજીય વાસ આવતી હતી. મુખ્ય બેઠક ખંડ સ્વચ્છ અને આરામદાયક હતો. તેજ આંખોવાળી સ્ત્રી સ્ફૂર્તિથી ખાવાનું ટેબલ તૈયાર કરી રહી હતી. ખોખોલ ખુલ્લી પેટીમાંથી ચોપડીઓ કાઢીને ચૂલા પાસેના કબાટમાં ગોઠવી રહ્યો હતો. તેણે મને કહ્યું:

"તારી ઓરડી ઉપર છે—અટારીએ."

મારી ઓરડીની બારીમાંથી ગામનો એક ભાગ દેખાતો હતો. ઘરની સામે જ એક સૂકું નાળું હતું. એમાં ઝાડી ઝાંખરા ઊગી નીકળ્યું હતા. એમાં બાંધેલી સ્નાન માટેની ઓરડીઓનાં છાપરાં બારીમાંથી દેખાતાં હતા. નાળાની પેલી બાજુ બગીચા અને કાળાં ખેતર નજરે ચડતાં હતાં. એ ખેતરો દૂર દેખાતા જંગલો સુધી ફેલાયેલાં હતા. એક સ્નાન ઓરડીને છાપરે કોઈ ખેડૂત બેઠો હતો. એના હાથમાં કુહાડી હતી. બીજો હાથ કપાળે રાખી એ વોલ્ગા નદી તરફ જોઈ રહ્યો હતો.

કોઈ ગાડીના પૈડા ચૂંચૂં કરી રહ્યા હતા; ક્યાંક ગાય ભાંભરી રહી હતી. ઝરણાંનો વહેવાનો અવાજ કાને પડતો હતો. માથાથી પગ સુધી કાળાં વસ્ત્રો પહેરેલી એક વૃદ્ધા ઘરના ફાટકની બહાર આવી, પાછળ જોઈને જોરથી બોલી:

"મરો, મુઆઓ!"

એની બૂમ સાંભળીને, પત્થર અને માટીથી પાણીની વોંકળી પર પુલ જેવું બાંધી રહેલાં બે નાનાં છોકરાંઓ જોરથી ભાગ્યાં. વૃદ્ધાએ લાકડાનો ટુકડો ઉઠાવી, એના પર થૂંકી, પેલા વોંકળામાં ફેંક્યો, અને લાત મારીને બાળકોના એ પુલને તોડી નાંખ્યો. એના બન્ને પગમાં પુરુષને પહેરવાના બૂટ હતા. પછી એ ઢોળાવ ઊતરતી નદી તરફ ચાલવા માંડી.

અહીં હવે જિંદગી કોણ જાણે કેવી જશે?

નીચેથી જમવા બેસવાનું કહેણ આવ્યું ઇઝોત ટેબલ પાસે પોતાના લાંબા પગ લંબાવી બેઠો હતો. એના ખુલ્લા પગ ભૂરા-લાલ રંગના હતા. એ રોમાસ જોડે કંઈક વાત કરી રહ્યો હતો, પણ મને જોતાં જ ચૂપ થઈ ગયો.

રોમાસે થોડો અણગમો દર્શાવતાં પૂછ્યું:

"હા—કહે આગળ... શું શું બન્યું?"

"બસ, એટલું જ. તો પછી નક્કી એટલું કર્યું, કે બધી વસ્તુની આપણે જાતે જ સંભાળ રાખીશું. અને જ્યારે તું બહાર નીકળે ત્યારે રિવોલ્વર કે પછી મોટો ડંડો સાથે રાખજે. બારિનોવની સામે વાત કરતાં ધ્યાન રાખજે. એના અને કુકૂશિકનના પેટમાં—સ્ત્રીઓની જેમ—વાત ટકતી નથી." પછી મારા તરફ વળીને એણે કહ્યું: "કેમ અલ્યા, માછલાં પકડવાનો શોખબોખ ખરો કે નહી?"

"ના."

રોમાસે ખેડૂતો, નાનાં ફળ ઉત્પાદકોને સંગઠિત કરવાની જરૂર વિશે વાત ઉપાડી એવું સંગઠન હોય તો મોટા વેપારીઓની પકડમાંથી છૂટકારો મળે. ઈઝોત ખૂબ ધ્યાન દઈને સાંભળતો રહ્યો, પછી બોલ્યો:

"સારૂં, પણ એટલે તો પેલા મોટી ફાંદવાળા તમને ઊલટા વધુ હેરાન કરશે."

"જોયું જશે."

"તમે જોજો તો ખરા!"

ઈઝોત તરફ જોતો હું વિચારતો હતો કે આવા જ ખેડૂતોમાંથી કારોનિન અને ઝલાતોવ્રાસ્કી પોતાની વાર્તાઓના નાયકો રચતા હશેને?

આ પંથકમાં મને એવા માણસો મળશે ખરા, જે ખરેખર દિલ દઈને, કંઈક નક્કર કામ કરવામાં લાગેલા હશે? અહીં મારા જીવનને કંઈક ઉદ્દેશ હાંસલ થશે ખરો?

જમ્યા પછી ઈઝોતે કહ્યું:

"મિખાઈલ અન્તોનોવીચ, ઉતાવળ જરાય કરવાની જરૂર નથી. સારું કામ ઉતાવળે થાય જ નહીં. આપણે ધીરજ રાખવી જોઈએ."

એના ગયા પછી રોમાસે વિચારમગ્ન થઈને કહ્યું:

"માણસ છે હોંશિયાર, અને ઈમાનદાર! દુ:ખની વાત છે કે બહુ ભણેલો નથી. માંડમાંડ વાંચી શકે છે; પણ એવી ખંતથી ભણી રહ્યો છે એટલે શીખી જશે. તું એને મદદ કરતો રહેજે."

એ સાંજ સુધી દુકાનની ચીજ વસ્તુઓના ભાવતાલ મને સમજાવતો રહ્યો:

"બીજા બે દુકાનદારો કરતાં હું સસ્તે ભાવે માલ વેચું છું; અને એ તેઓને ગમતું નથી. એ લોકો બધી રીતે મારી સાથે બદમાશી કરી રહ્યા છે; મને મારવાનીય તૈયારીઓ કરી છે તેમણે. હું કંઈ અહીં દુકાનદારી કરવા કે કમાવા નથી આવ્યો. આ મામલો પણ એક રીતે તારી પેલી બેકરી જેવો જ છે."

મેં કહ્યું: "એ તો હું પહેલેથી સમજી ગયો છું."

"હા, લોકોને કોઈને કોઈ રીતે શિક્ષણ આપવું જ પડશે, કેમ?"

દુકાન અંદરથી બંધ હતી. હાથમાં લેમ્પ લઈને અમે એની આજુબાજુ ચક્કર મારી રહ્યા હતા. દુકાનની બહાર કોઈ માણસ પણ અમારી પાછળ પાછળ જ ચાલતો હતો. એના દબાતાં પગલાં, ક્યારેક કીચડમાં જૂતાનું ફચફચ અને ધબધબ સંભળાતાં હતાં.

રોમાસે કહ્યું:

"સંભળાય છે ને? એ મિગુન છે—એકલો, પરણેલો નથી એ ખૂબ ખુંખાર જાનવર જેવો છે. સુંદર છોકરીઓને છિનાળામાં રસ પડે, એમ એને ગુંડાગીરીની ચટપટી થતી હોય છે. એની સાથે વાત કરતાં સંભાળજે—અને જો, એના એકલાથી જ નહીં, બધાંથી ચેતતો રહેજે."

એ પછી ઓરડામાં ચૂલાને પહોળી પીઠ ટેકવી, આંખો ઝીણી કરી, પાઈપમાંથી ધુમાડાના ગોટા એની દાઢીમાં ફેંકતો, ધીમે ધીમે શબ્દો સરળ અને સ્પષ્ટ ભાષામાં ગોઠવવા મંડયો. એણે મને કહ્યું કે મારી યુવાનીનો કિંમતી સમય હું નકામો બરબાદ કરી રહ્યો છું. પછી તેણે ઉમેર્યું:

"તું સમજું છે, તારામાં ચીવટ છે, તારું લક્ષ્ય પણ પ્રશંસનીય છે. હવે જરૂર છે ફક્ત અભ્યાસની. અને તે પણ એવા અભ્યાસની, કે પુસ્તકો તારા અને તારી આજુબાજુના લોક જીવન વચ્ચે દીવાલ ન બની જાય. મને એક વાર એક વૃદ્ધ ધર્મપંથી માણસે સાચું જ કહ્યું હતું કે 'દરેક વસ્તુનું શિક્ષણ અને કેળવણીનો ઉદ્‌ભવ માણસથી જ થાય છે'. માનવીમાંથી જે કેળવણી મળે છે, એ પુસ્તકોના શિક્ષણ કરતાં આકરી હોય છે; કારણ કે માનવી જરા મરડાતો ગુરુ છે; પણ એ કેળવણી કોતરાઈ જતી હોય છે માનસપટ પર."

પછી એણે કહ્યું કે સૌ પહેલાં તો ખેડૂતોમાં જાગૃતિ ફેલાવવી જોઈએ. એ વિચારધારા મને પરિચિત હતી, પણ એ પરિચિત શબ્દોમાં મને વધુ નવીનતા અને ઊંડાણ જણાવવા લાગ્યું.

"તારા શહેરી વિદ્યાર્થી મિત્રો જનતાને પ્રેમ કરવાની આસમાની સુલ્તાની વાતોનાં વડાં કરે છે. મેં તો એમને સંભળાવી દીધું: જનતાને તમે પ્રેમ ન કરી શકો, જનતા પ્રત્યે પ્રેમ—એ તો વ્યર્થ શબ્દો જ છે."

એ દાઢીમાં હસ્યો અને પછી મારા સામે એકાગ્રતાથી તાકી રહ્યો. ઓરડામાં આંટા મારતાં એણે શક્તિશાળી પ્રભાવશાળી સ્વરે આગળ ચલાવ્યું:

"પ્રેમ કરવો એટલે હામાં હા ભણવી, સાથ દેવો, આંખ આડા કાન કરવા, માફ કરવું. સ્ત્રી પ્રત્યેના પ્રેમમાં આ બધી વસ્તુ સારી કહેવાય. પણ જનતાના અજ્ઞાન તરફ આંખ આડા કાન કરાય? એમની અંધશ્રદ્ધામાં સાથ દેવાય?

એમની ક્રૂરતાને માફ કરી શકાય? એમની ઓછપોમાં હામાં હા ભણી શકાય?"

"ના."

"એ જ તો હું કહું છું! તારા એ શહેરી દોસ્તો નેક્રાસોવને વાંચે છે, એનાં ગીતો લલકારે છે. પણ નેક્રાસોવ ક્યાં સુધી કામમાં આવે તેમ છે? ખેડૂતો પર આપણે થોડું દબાણ લાવવું જોઈએ: 'જો ભાઈ, તું પોતે કંઈ ખરાબ માણસ નથી, પણ તને સારી રીતે જીવતાં આવડતું નથી અને પોતાની જિંદગીને બહેતર અને આસાન કરવાની ત્રેવડ પણ તારામાં નથી. અરે જનાવરોનેય પોતાના સ્વાર્થની તો પડી હોય છે. પોતાનું રક્ષણ તેઓ વધારે હોંશિયારીથી કરતાં હોય છે. તેમ, બધાંનું મૂળ સ્રોત પણ તમે જ છો. બધા જમીનદારો, પાદરી પુરોહિતો, મોટા મોટા વિદ્વાનો અને ઝાર મહારાજાઓ પહેલાં તો તમારા જેવા ખેડૂતો જ હતા, સમજ્યા? ઊતરે છે કંઈ ભેજામાં? એટલે એવી રીતે રહેતાં શીખો, કે તમને કોઈ કચડી ન શકે!'"

રસોડામાં જઈને એણે રસોયણને સમોવાર સળગાવવા કહ્યું, અને પછી મને એની ચોપડીઓ બતાવવા માંડયો. એમાંના ઘણાં પુસ્તકો એક યા બીજા વિજ્ઞાન સંબંધી જ હતા. બકલ, લાયલ, લેકી, લેબક, ટેલર, મીલ, સ્પેન્સર, ડાર્વિન. એ ઉપરાંત પિસારેવ, દોબ્રોલ્યૂબોવ, ચેર્નિશેવ્સકી, પૂશ્કિન, ગોંચારોવની 'ફ્રિગેટ પલ્લાડા,' નેક્રાસોવ વગેરે રૂસી લેખકો પણ એમાં હતા.

પોતાની પહોળી હથેળીઓથી, એ પુસ્તકોને સ્નેહથી થપથપાવતો હતો, જાણે એ બિલાડીનાં બચ્ચાં હોય. ભાવાવેષમાં તેણે ઉમેર્યું:

"બધાં સરસ પુસ્તકો છે... આ જો, આ બહુ મુશ્કેલીથી મળે છે... આને જપ્ત કરીને બાળી નાંખવાનું ફરમાન થયું છે... રાજ્યશાસન એટલે શું એ જો જાણવું હોય તો આ પુસ્તક વાંચી જજે."

એટલું કહીને તેણે હોબ્સનું પુસ્તક 'લેવિયાથન' હાથમાં ધર્યું.

"આ પુસ્તક પણ રાજ્ય વિશેનું જ છે. પણ એ જરા હળવું અને મજેદાર છે."

એ હતું, મેકયાવેલીનું 'ઇલ પ્રિન્સીપ' (રાજા)!

એણે ચા પીતાં પીતાં પોતાનું જીવન વૃત્તાંત ટૂંકમાં કહી સંભળાવ્યું: એના પિતા ચેર્નીગોવ ગામમાં લુહાર હતા. એ ખુદ કીવમાં રેલવેમાં તેલ મજૂર તરીકે કામ કરી ચૂક્યો હતો. ત્યાં એ ક્રાંતિકારીઓના સંપર્કમાં આવ્યો. તેણે મજૂરોનું અભ્યાસ વર્તુળ બનાવ્યું, પણ પછી એની ધરપકડ થઈ. બે વરસ જેલમાં સબડયા પછી, એને યાકૂત્સ્ક પ્રદેશમાં દસ વરસનો દેશવટો ભોગવવા મોકલી આપવામાં આવ્યો હતો.

"ત્યાં હું યાકૂત ગામ—ઉલુસમાં રહેતો હતો. શરૂઆતમાં તો મને લાગ્યું,

કે બસ, જીવનનું પૂર્ણ વિરામ મૂકાઈ જશે. એટલી કાતિલ ઠંડી કે ખોપરીની અંદરનું ભેજુંય ઠરીને હિમ થઈ જાય. જોકે ભેજાંની ત્યાં જરૂરેય નહોતી પડતી. પણ થોડા દિવસ પછી ખબર પડી કે ત્યાં આમતેમ રૂસી લોકોય પથરાયેલા રહે છે. ભલેને ગણ્યાં ગાંઠયાં, પણ લોકો તો હતા! સરકારની કૃપાથી નવા નવા લોકો આવતા રહ્યા, અમને એકલું ન લાગે ને! બધાં મજાનાં લોકો હતાં. એમાં વ્લાદીમિર કોરોલેન્કો નામનો વિદ્યાર્થી પણ હતો. હવે તો એનીય મુદત પુરી થઈ ગઈ છે. થોડો વખત તો અમને બન્નેને ખૂબ ફાવ્યું, પણ પછી અમારા રસ્તા ફંટાઈ ગયા. ઘણી બાબતોમાં અમે એક સરખા હતા, પણ લાગે છે કે સમાનતાને આધારે દોસ્તી ટકતી નથી, પણ એ વ્યક્તિ ગંભીર, દૃઢનિશ્ચયબળવાળો છે—દરેક કામ સ્ફૂર્તિથી કરે તેવો. દેવોની પ્રતિમાઓય એ ઘડતો, જોકે એનું એ કામ મને ગમતું નહોતું. સાંભળ્યું છે કે છાપાઓમાં એ હવે લેખો લખે છે; સારું લખે છે હોં!"

અડધી રાત સુધી રોમાસની વાતો ચાલતી. એ તો દેખાઈ આવ્યું હતું કે શરૂથી જ એણે મને ભાન કરાવી દેવું હતું કે મારું સ્થાન એની પડખે જ છે. સહવાસનો આટલો ઊંડો સંતોષ મને ક્યારેય પહેલાં થયો નહોતો. આત્મહત્યાના પ્રયાસ પછી હું પોતાને હીણો, અધૂરો ઘડો ગણવા માંડયો હતો. મને થતું, કે મેં ઘોર અપરાધ કર્યો છે, શરમને લીધે જિંદગી અસહ્ય લાગતી હતી. રોમાસે એ વાત સમજી ગયો હોવો જોઈએ, એટલે એણે ચતુરાઈ અને સરળતાથી પોતાની જીવનવીતી સંભળાવીને મારા નમી પડેલા સંતુલનને ઠીક કરી દીધું; એ સાંજ મારા માટે અવિસ્મરણીય બની ગઈ છે...

રવિવારે ગિરજાઘરની પ્રાર્થના પછી દુકાનનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું. તરત જ લોકોની ભીડ જામી પડી. સૌ પહેલો આવ્યો માત્વેઈ બારિનોવ—મેલોઘેલો, વિખરાયેલા વાળ, વન્યપશુ જેવા લાંબા હાથ અને સુંદર સ્ત્રૈણ આંખોમાં શૂન્યતા.

રોમાસ પ્રત્યે શિષ્ટાચાર કરીને તેણે પૂછ્યું: "શહેરના કંઈક સમાચાર આપો." પણ એના જવાબની આશા રાખ્યા વિના સામેથી આવતા કુકૂશિકનને બૂમ પાડીને તેણે કહ્યું:

"એ સ્તેપાન! તારી બિલાડીઓ બીજી એક મુર્ગીને હડપી ગઈ છે."

બીજી જ ક્ષણે તેણે સમાચાર આપવા શરૂ કર્યો કે ગવર્નર સાહેબ કઝાનથી સેંટ-પિટર્સબર્ગ અમુક પ્રશ્નોનો નિવેડો લાવવાં ઝાર પાસે ગયા છે. બધા તાતાર લોકોને કોકેસસ અને તુર્કસ્થાન મોકલી દેવાનો એ હુકમ કઢાવી આવશે. એ ગવર્નરના વખાણ કરવા લાગ્યો:

"બહુ તેજ વ્યક્તિ છે હો! પોતાના કામમાં હોંશિયાર."

"તું ગપ્પાં મારી રહ્યો છે." રોમાસે શાંતિથી કહ્યું.

"કોણ? ક્યારે?"

"એ તો તું જાણે."

"આ જ તો તમારી ટેવ છે, અન્તોનોવિચ. તમને કોઈનામાં વિશ્વાસ તો છે નહીં," બારિનોવે મીઠો ઠપકો આપતાં કહ્યું: "મને તાતારોનું પેટમાં બળે છે. કોકેસસમાં રહેવું કંઈ આસાન કામ નથી."

ત્યાં એક દૂબળો ઠીંગણો માણસ આવ્યો. એણે કોઈનો ઊતરેલો ફાટેલો કોટ પહેર્યો હતો. એને એ મોટો પડતો હતો. એના ભૂરા ચહેરાની માંસપેશીઓ સંકોચાઈ ગઈ હતી, પરિણામે એના કાળા હોઠ હંમેશાં ખુલ્લા રહેતા હતા. કોઈને લાગે, કે એ પરાણે હસી રહ્યો છે. એની ડાબી તીક્ષ્ણ આંખ સતત મિંચાયા કરતી હતી. સફેદ નેણ ઉપર એક ઘા હતો, અને આંખ મિચકાવાને લીધે એ હલતો રહેતો હતો.

"મિગુન મિયાંને સલામ!" બારિનોવે કટાક્ષમાં કહ્યું: "બોલો, કાલે રાત્રે શું શું ચોર્યું?"

મિગુને સ્પષ્ટ, રણકતા અવાજે કહ્યું: "તારી જ ધનદૌલત!" અને તેણે ટોપી ઊંચી કરી, રોમાસને માથું નમાવ્યું.

અમારો પડોશી અને મકાન માલિક પાનકોવ પણ આવી પહોંચ્યો. તેણે શહેરી જાકિટ પહેર્યું હતું. ગળે રૂમાલ, પગમાં રબ્બરના બૂટ, ગળે ચાંદીની લાંબી ચેઈન, તેણે મિગુનને પગથી માથા સુધી કઠોર નજરે જોઈને કહ્યું:

"હવે તું મારા શાકભાજીના ખેતરમાં ઘૂસ્યો તો મારી મારીને પગ ભાંગી નાંખીશ. લૂચ્ચો ડોસો ક્યાંનો!"

"બસ એ જ વાત." મિગુને શાંત સ્વરે કહ્યું; નિસાસો મૂક્યો: "કોઈને મારો નહીં તો જીવવાની મજા જ ક્યાંથી આવે!"

પાનકોવ ક્રોધથી લાલ થઈ ગયો. પણ મિગુને ઉમેર્યું: "મને ડોસો કેમ કહ્યું? છેંતાલીસ વરસે કોઈને ડોસો કહેવાય?"

"અરે ગયે વરસે તો તું કહેતો હતો તને ત્રેપન થયાં?" બારિનોવે જોરથી કહ્યું: "તેં જ કહ્યું હતું; હવે જુઠ્ઠું કેમ બોલે છે?'

સુસલોવ પણ આવ્યો,—વૃદ્ધ દાઢીવાળો અને રોફદાર ચહેરો. પછી આવ્યા તે ઈઝોત ખારવો અને બીજાં લોકો મળીને દસેક માણસો દુકાનમાં ભેગાં થઈ ગયાં. એને દરવાજે ખોખોલ બેઠો બેઠો શાંતિથી પાઈપ પીતો રહ્યો. બધાંની વાત સાંભળતો રહ્યો. મુલાકાતીઓ પ્રાંગણને પગથિયે, કે બન્ને બાજુના બાંકડે બેઠા.

સૂરજ ચઢવા છતાંય ઠંડી લાગતી હતી. ભૂરા આકાશમાં વાદળાંની અવરજવર

ચાલુ હતી, જાણે શિયાળામાં બરફની જમાવટ પછી એ હજી ઓગળ્યાં નહોતાં. તડકા છાયાના ધાબાઓ ખાબોચિયાં અને નદી નાળાંમાં ક્યારેક ચમકતાં, તો ક્યારેક નહાતાં હોય એવું લાગતું. રંગબેરંગી કપડાં પહેરીને છોકરીઓ મસ્તી તોફાન કરતી વોલ્ગા તરફ જતી હતી. વચ્ચે ખાબોચિયાં આવતાં ત્યારે તેઓ પોતાના ઘાઘરા ઊંચા કરતી, એટલે નીચે એમના જાડા મજબૂત બૂટ દેખાઈ જતા. નાનાં બાળકો માછલાં પકડવાના કાંટા લઈને દોડાદોડી કરતાં હતાં. શેરીમાંથી પસાર થતા ખેડૂતો દુકાને બેઠા લોકોને ત્રાંસી નજરે જોઈ, શિષ્ટાચારમાં માથેથી ટોપીઓ ઊંચે કરતાં નીકળી જતા.

મિગુન અને કુકૂશિકન મિત્રભાવે ચર્ચા કરી રહ્યા હતા, એમની વચ્ચે મોટો પ્રશ્ન ઉપસ્થિત થઈ ગયો હતો: કોનો માર આકરો લાગે—વેપારીનો કે જમીનદારનો? કુકૂશિકન વેપારીઓના મારને આકરો ગણાવતો હતો, જ્યારે મિગુન જમીનદારો તરફ આંગળી ચીંધતો હતો. એના રણકતા અવાજમાં કુકૂશિકનનો અવાજ દબાઈ જતો હતો:

"ફિંગેરોવ નામનો એક જમીનદાર હતો. એના બાપે નેપોલિયન બોનાપાર્ટની દાઢી ખેંચી હતી! પણ ફિંગેરોવ જ્યારે બે માણસનાં માથાં પકડીને ભટકાડતો ત્યારે એ બેઉ ઢળી પડતા."

"એ તો બરાબર," કુકૂશિકન કહેતો હતો: "પણ વેપારીઓ જેટલું ખાય છે, એટલું જમીનદારો નથી ખાતા!"

ગૌરવશીલ સૂસલોવ સૌથી ઉપરને પગથિયે બેઠો બેઠો ફરિયાદ કરી રહ્યો હતો:

"ખેડૂત તો હવે ઢીલો પડી રહ્યો છે, મિખાઈલ અન્તોનોવિચ. જ્યારે જમીનદારોનું રાજ હતું, ત્યારે મજાલ કોઈની હતી કે ગામમાં કોઈ આળસુ બેસી રહે? દરેકને કામ સોંપાયેલું જ હોય, અને એ એણે પૂરું કરવું પડે."

ઈઝોતે કહ્યું:

"પ્રસ્તાવ મોકલી દો ને, કે ગુલામી પ્રથા ફરીથી દાખલ કરવામાં આવે!"

રોમાસ એના તરફ મૌનપૂર્વક જોઈને, પછી પાઈપ ઠપકારીને સાફ કરવા માંડયો.

મને હતું કે રોમાસ કંઈક બોલશે. ખેડૂતોની અસંબંદ્ધ વાતો સાંભળીને મને લાગ્યા કરતું કે હમણાં રોમાસ એમને કેટલું બધું સમજાવશે! એમની વાતચીતમાં વચ્ચે પડવાની કેટલીય તકો એણે જવા દીધી હોય એમ મને થયા કરતું હતું. પણ એણે તો ઉદાસીન મૌન સેવ્યું હતું. ખાબોચિયામાં હવાથી તરંગિત થતું પાણી, અને વાદળાંઓના ઢગલાઓને ભેગા થઈને કાળા-ભૂરા મેઘમાં પરિવર્તન પામતાં એ મૂર્તિવત્ નીરખી રહ્યો હતો. દૂર નદીમાં કોઈ

જહાજની સીટી સંભળાઈ. ઘાટ પરથી છોકરીઓના કંઠનો ઊંચો સ્વર આવી રહ્યો હતો; કોઈનું હાથવાજુંય એમાં સંભળાતું હતું. એક દારૂડિયો લથડિયાં ખાતો આવ્યો, અને કંઈક બબડવા માંડયો. એ રહી રહીને ખાબોચિયામાં ઢળી પડતો હતો. ખેડૂતોની વાતચીત ધીમે ધીમે ચાલતી હતી. એમાં નીરસતા અને નિરાશા દેખાતી હતી. મારું પણ મન ઉદાસ બની ગયું હતું, કારણ કે મોસમ કંઈ મજાનો નહોતો. ઠંડા આકાશમાંથી વરસાદ તૂટી પડવા જેવું લાગતું હતું. મને શહેરની ધાંધલ ધમાલ—અવાજોનું વૈવિધ્ય, રસ્તાઓમાં લોકોની અવિરત આવજા, બધાંની ચતુર વિચારોત્તેજક વાતચીત વગેરે યાદ આવતાં હતાં...

ચાના ટાણે મેં ખોખોલને પૂછ્યું કે તો પછી એ ખેડૂતો સાથે "વાતો" ક્યારે કરે છે?

"કઈ વાતો?"

મેં મારો મતલબ સમજાવ્યો એટલે એણે કહ્યું:

"અરે, એવી વાતો જો હું રસ્તે બેસીને એમને સમજાવવા બેસું, તો બીજે જ દિવસે મને ફરીને યાકૂતોના દેશ ભેગો કરી દે એ લોકો!"

એણે તમાકુ ઠાંસીને પાઈપ સળગાવી; જોરથી કશ ખેંચીને એ બોલવા માંડયો. એના શબ્દોમાં લેશમાત્ર આવેશ નહોતો—એ એકેએક શબ્દ મારા મનમાં કોતરાઈ ગયો છે: ખેડૂત સ્વભાવથી જ ચતુર અને શંકાશીલ હોય છે. એ પોતાનાથી અને પડોશીથી ડરતો હોય છે. પણ અજાણ્યા લોકોથી તો બહુ સાવચેત હોય છે. ગુલામી પ્રથા નાબૂદ થયાને હજી માંડ ત્રીસ વરસ થયાં છે, ચાલીસ કે એથી ઉમરનો એકેએક ખેડૂત જન્મ્યો ત્યારે ગુલામ હતો, અને એ વાત એ ભૂલ્યો નથી. પણ આ આઝાદી એટલે શું, એ સમજવું અઘરું છે. એક રીતે આઝાદી એટલે મનગમતી જિંદગી. પણ ચારેબાજુ અમલદારો અને સરકારી હાકીમોની જાળ બિછાવાયેલી છે. મનગમતી જિંદગીની વાત એમને મન ખાલી કલ્પના છે. જમીનદારોની પકડમાંથી મહારાજા ઝારે ખેડૂતોને છોડાવ્યા, એટલે, એક રીતે જુઓ તો ઝાર જ બધા ખેડૂતોનો એક છત્ર માલિક છે... તો પછી આઝાદી એટલે શું? અચાનક કોઈ દિવસ મહારાજા એમને આઝાદીનો અર્થ સમજાવી દેશે. ઝાર ઉપર એમને ભારે વિશ્વાસ છે. બધી જમીન અને બધી મિલકતનો એ એક માત્ર માલિક છે. એણે જ ખેડૂતોને જમીનદારો પાસેથી પોતાના હાથમાં લીધા છે; એ જ વેપારીઓ પાસેથી બધો વેપાર અને જહાજો પોતાને હાથે લઈ શકે. ખેડૂતો મહારાજા ઝારના પૂજારી છે. એમને એમ છે કે ઘણાં માલિકો કરતાં એક માલિક હોય એ ઓછું ખરાબ કહેવાય. ઝાર ખેડૂતને મુક્તિનો સાચો અર્થ સમજાવે, એ દિવસની એ બધા રાહ જોઈ રહ્યા છે. બસ, એ દિવસે જેને જે હાથ લાગશે એ બધું હડપી જશે. બધા માણસો મનમાં એ

દિવસની રાહ જોઈ રહ્યાં છે, અને વળી એ દિવસની બીક પણ બહુ છે બધાંને. બધાનું દિલ ધડકી રહ્યું છે કે પુનર્વિતરણની ઘડી પોતે ચૂકી ન જાય. વળી એકેએક વ્યક્તિને પોતાની શક્તિમાં વિશ્વાસ નથી. એને ઘણું બધું જોઈએ છે, અને આમ જુઓ તો મેળવવાનુંય કંઈ ઓછું નથી. પણ એ લેશે કેવી રીતે? બધાંની મીટ એકની એક જ વસ્તુ પર મંડાયેલી છે. અને બીજી બાજુ જુઓ, તો ઓહોહો! અમલદારોનો તો કંઈ રાફડો ફાટયો છે! એ બધાંને ખેડૂતો પર દાઝ છે; ઝાર પણ એને દીઠો ગમતો નથી... તેમ, અમલદારો વગર પણ ચાલે તેમ નથી કોઈને. એમના વિના બધાં એકબીજાનાં ગળાં રહેંસવા બેસી જશે.

વસંત ઋતુનો મૂસળધાર વરસાદ બારીના કાચ ઉપર ક્રોધથી થપાટો મારતો વરસી રહ્યો હતો. ચોતરફ અંધારું હતું, મારા અંતરમાંય એવું તિમિર છવાયેલું હતું. રોમાસનો શાંત મંદ સ્વર સંભળાતો હતો:

"ખેડૂતે એ સમજવું પડશે કે મહારાજા ઝારની સત્તા ધીમેધીમે કરીને પોતાના હાથમાં લેવાનું શિક્ષણ એણે હવે મેળવવું જોઈએ. એને એટલુંય સમજાવવાની જરૂર છે, પોતાનો અમલદાર, પોતાનો પોલિસ-જમાદાર, ગવર્નર અને ખુદ પોતાનો ઝાર પણ ચૂંટવાનો અધિકાર એને મળવો જોઈએ."

"પણ એમાં તો સો વરસ લાગી જશે."

"તો તને શું એમ લાગતું હતું કે આવતા તહેવારો સુધીમાં એ કામ થઈ જશે?" રોમાસે ગંભીરતાથી મને સમજાવ્યું.

સાંજે એ ક્યાંક બહાર ગયો. રાતે અગિયારેક વાગે મેં પિસ્તોલનો ધડાકો સાંભળ્યો. વરસાદ અને ઘોર અંધારું હતું તોય હું બહાર ધસી ગયો. જોયું, તો મિખાઈલ અન્તોનોવિચ ફાટકેથી પ્રવેશી રહ્યા હતા, જાણે ખાબોચિયાં વચ્ચેથી ધીમેથી સંભાળપૂર્વક રસ્તો કરતો મોટો કાળો ઓળો.

"તું કેમ બહાર આવ્યો? ધડાકો સાંભળીને? એ તો મેં કર્યો હતો."

"શું થયું?"

"કેટલાક રખડુ લોકો મારા પર ડંડા લઈને હુમલો કરવા આવ્યા હતા. મેં ખબરદાર કર્યા, પણ તેઓ માન્યા નહીં. એટલે મેં હવામાં ગોળી છોડીને ભગાડી મૂક્યા. હવાને તો ગોળી લાગે નહીં ને!"

પ્રાંગણમાં ઊભા રહીને એણે ભીનાં કપડાં ઉતાર્યાં. ઘોડાની જેમ એમને હાંફ ચઢયો હતો. દાઢીનું પાણી નિતારતાં એણે કહ્યું:

"આ બૂટમાં ક્યાંક કાણું પડી ગયું છે. એને હવે બદલવાં પડશે. રિવોલ્વર સાફ કરતાં આવડે છે? તો જરા જોને, નહીં તો એમાં કાટ લાગી જશે. થોડું ગ્યાસતેલ લઈને એને ઘસને!"

એની અડગ સ્વસ્થતા અને ભૂરી આંખોની ગંભીરતાની મારા પર બહુ છાપ પડી. ઓરડામાં આયના સામે દાઢી ઓળતો એ બોલ્યો:

"તું બહાર જાય તો હોશિયાર રહેજે, ખાસ કરીને સાંજે અને રજાને દિવસે. એ લોકો તનેય મારવાનો મોકો ખોળતા હશે. પણ જો, લાકડી લઈને ન જતો; એ જોઈને ગુંડાઓનો મગજનો પારો ઊંચે ચડી જાય છે, એમને એમ પણ થાય, કે તને બીક લાગે છે. પણ એમાં ગભરાવા જેવું નથી. એ લોકો જ એક નંબરના કાયર હોય છે..."

મારું જીવન સુખથી વીતવા માંડયું. મને રોજ કંઈનેકંઈ નવો અને મહત્ત્વનો અનુભવ મળ્યા કરતો હતો. પ્રાકૃતિક વિજ્ઞાનનાં પુસ્તકોમાં મેં મન પરોવી દીધું હતું. રોમાસે કહ્યું હતું:

"માણસે સૌ પહેલાં આ વિજ્ઞાનનો ઊંડો પરિચય મેળવવો જોઈએ. એમાં માણસે પોતાની બધી બુદ્ધિ કામે લગાડી છે."

અઠવાડિયામાં ત્રણ દિવસ સાંજે હું ઇઝોતને ભણાવતો. શરૂઆતમાં તેનું મારાં પ્રત્યે બહુ જ અવિશ્વાસી વલણ હતું; હું ભણાવું ત્યારે એ વ્યંગમાં હસ્યા કરતો. પણ બેચાર પાઠ પછી તેણે કહ્યું:

"ગમે તેમ, પણ તું ભણાવે છે સારું. તારે નિશાળમાં માસ્તર બનવું જોઈએ."

અચાનક એણે પ્રસ્તાવ મૂક્યો:

"તું લાગે છે તાકાત વાળો. ચાલ, લાઠી ખેંચ કરી જોઈએ."

રસોડામાંથી અમે એક લાઠી લઈ આવ્યા; અને જમીન પર બેસી, સામસામા પગ દબાવી, લાઠીનો એક એક છેડો પકડીને અને ખેંચવા માંડયો. સામા માણસને જમીનથી ઊંચો કરી દેવાની શરત હતી. ખોખોલ અમને બન્નેને તાળીઓ પાડતો શૂર ચડાવતો હતો:

"શાબાશ! લગાવો જોર!"

અંતે ઇઝોતે મને જમીનથી ઊંચો કરી જ દીધો. પણ એનાથી તો ઊલટું, એ મારા પર ખુશ રહેવા માંડયો:

"કંઈ વાંધો નહીં. આમ તારા શરીરમાં તાકાત કંઈ ઓછી ન કહેવાય. તને માછલી પકડવાનો શોખ નથી એ અફસોસ છે. નહીં તો તને મારી સાથે નદીએ લઈ જાત. રાત્રે વોલ્ગામાં સ્વર્ગ જેવો અનુભવ થાય ભાઈલા!"

એ ખૂબ દિલ દઈને ભણતો હતો, અને ઝડપથી આગળ વધવા માંડયો. પોતાના જ્ઞાનના વિસ્તારથી એને જ આશ્ચર્ય થતું. ભણતાં ભણતાં એ અચાનક

ઊઠીને કબાટમાંથી કોઈ ચોપડી ખેંચી કાઢતો, અને નેણ ખેંચી, થોડું વાંચવા પ્રયત્ન કરતો. પછી શરમાઈને મારી સામે તાકી રહેતો, કહેતો:

"અરે, મને વાંચતાં આવડી ગયું, સાંભળ્યું તેં?"

પછી આંખો બંધ કરીને બોલતો:

સુમસાન વિજનતા કરે પ્રલાપ
વ્હાલાની કબરે, માનું અફાટ રુદન...

"સાંભળ્યું?"

બે એક વખત એણે સાવધાનીથી અને મંદ સ્વરે પૂછ્યું:

"મને એક સમજાવ ને, ભાઈલા. આ કાગળ ઉપર અક્ષરોના આડા અવળા આકારો દેખાય છે; પણ વાંચો તો એ શબ્દો બની જાય છે. જે આપણે તો રોજ બોલતાં હોઈએ છીએ. આપણી બોલી ચોપડીમાં કેવી રીતે આલેખાય છે, હેં? કાનમાં કોઈ કહેતું નથી, પણ જાણે આંખોથી એ બોલી બોલાય છે. તસ્વીર હોય, તો તો હજીય જાણે સમજ્યા. પણ આ તો જાણે આપણે કોઈના વિચારો, આ ચોપડીમાં છવાયેલા જોઈએ છીએ. એવું કેવી રીતે બને છે?"

હું જવાબ પણ શું દઉં? "ખબર નથી," એવા મારા ઉત્તરથી એ નારાજ થઈ જતો.

"જાદુ કહેવાય!" નિસાસો મૂકતાં એ કહેતો, અને પછી અજવાળામાં ખુલ્લી ચોપડી પકડી એને તાકી રહેતો. તેનામાં બહુ જ આહ્‌લાદક અને હૃદયસ્પર્શી પારદર્શક બાળક જેવું ભોળપણ હતું. ભોળા ખેડૂતોને આદર્શ રૂપે પુસ્તકોમાં જે નિરૂપવામાં આવ્યા છે એનું એ મૂર્ત રૂપ હતો. બધા માછીમારની જેમ એ અંતરનો કવિ હતો. વોલ્ગા, રાત્રિની નીરવતા, એકાંત જીવન અને વિચાર તલ્લીનતા એને ગમતાં.

તારાઓ નિહાળતો એ મને પૂછતો:

"ખોખોલ કહે છે, તેમ કદાચ તારાઓમાં પણ જીવન હશે? તને શું લાગે છે? અહીંથી એમને કોઈ સંકેત પાઠવીને એમના ખબર અંતર પૂછીએ તો કેવું? એ લોકો આપણાં કરતાં વધુ એશઆરામથી રહેતાં હોવા જોઈએ."

એકંદરે એને પોતાના જીવનથી સંતોષ જ હતો. ન એનાં માબાપ જીવતાં હતાં, ન એણે લગ્ન કર્યાં હતાં, માછીમારના પોતાના ગમતા વ્યવસાયમાં એ શાંતિપૂર્ણ જીવન વીતાવી રહ્યો હતો. પણ એને ગામના કેટલાક લોકો ગમતા નહોતા. એણે મને ચેતવ્યો પણ ખરો:

"એમની મીઠી વાતોમાં ભોળવાતો નહીં, જોજે. શિયાળ જેવા લુચ્ચા છે બધા એક નંબરના. આજે તારી સાથે ભળશે, ને કાલે મોં ફેરવી લેશે.

કોઈને પોતાના સ્વાર્થથી આગળ કંઈ દેખાતું નથી, બીજાની એમને કંઈ પડી નથી હોતી. સમાજ સેવા કરવાને તેઓ બોજો માને છે."

ગામના એ "ફાંદિયા" લોકોની વાત ઉપાડતાં એની કટુતાથી આશ્ચર્ય થઈ આવતું. આવા નેક અને ભોળા માણસના મનમાં પણ આટલો ધિક્કાર ભર્યો પડયો હોય, એવું કોઈ માને નહીં. એ કહેતો:

"એમની પાસે બીજાં કરતાં વધુ નાણાં આવ્યા ક્યાંથી? એમની ચાલાકીને લીધે! સારું ભાઈ, રાખો તમારી ચાલાકી તમારી પાસે! પણ તો પછી એટલું તમને કેમ નથી સમજાતું કે આપસઆપસમાં આવા લડાઈ-ઝઘડા ન કરવા જોઈએ, અને હળીમળીને રહેવું જોઈએ? એ રીતે તાકાત વધે ને! એને બદલે તેઓ ગામમાં તડાં પડાવે છે—ભેદભાવ જગાવે છે. બધા બદમાશ છે, પોતાના જ દુશ્મન બને છે. અરે, ખોખોલને તેઓ કેટલો પરેશાન કરી રહ્યા છે, એ જ જો ને!"

એની સુંદરતા અને તાકાત જોઈને એના તરફ સ્ત્રીઓ બહુ આકર્ષાતી; એમને લીધે એને નિરાંતેય નહોતી મળતી. એ ખુલ્લે દિલે સ્વીકારતોય ખરો:

"જુઠ્ઠું નહીં બોલું... સ્ત્રીઓએ મને બગાડી મૂક્યો છે. એમના પતિઓને આ ગમતું નથી, અને હું એમની જગ્યાએ હોઉં તો મનેય ન ગમે, પણ સ્ત્રીનો અનાદર કેવી રીતે થઈ શકે? એ તો પુરુષના બીજા આત્મા જેવી હોય છે. એ બિચારીઓનું જીવન પણ કેવું દયાજનક હોય છે—ન આનંદ, ન પ્રેમ; બસ, આખો દિવસ કામ, કામ ને કામ! એમના પતિઓનેય પ્રેમ કરવાની ફુરસદેય નથી હોતી. પણ મારી વાત નિરાળી છે. હું તો સ્વતંત્ર પંખી છું. પેલી સ્ત્રીઓમાંથી ઘણીઓની તો એવી સ્થિતિ છે, કે લગ્નના એક જ વરસમાં એમના પતિદેવો હાથમાં ધોકો લેવા માંડયા હોય છે. હા, એમની સાથે હું તોફાન-મસ્તી કરી લઉં છું, એ મારો અપરાધ છે. પણ એ બધીઓને હું કહું છું કે તમે અંદરોઅંદર ઝઘડો નહીં. તમને બધાંને હું સાચવી શકું તેમ છું. બેકાર ઈર્ષા કરવાથી શું લાભ? મારે મન તો તમે બધી એક સરખી છો; મને બધીઓની તકલીફોની ખબર છે, બધાંનું મને સરખું પેટમાં બળે છે."

પછી સંકોચથી હસતાં એ ઉમેરતો:

"મેં એક વખત ઊંચા ઘરની સ્ત્રી સાથેય તોફાન કર્યું હતું. એ સ્ત્રી ઉનાળો કાઢવા શહેરમાંથી અહીં આવી હતી. એના સૌંદર્યની તો શું વાત કરું—દૂધ જેવી ગોરી રેશમ જેવા વાળ, એની ભૂરી આંખો ઉપર તો ભૂરાશ જ ન્યોછાવર, અને એમાં વળી અપાર મિઠાશ! હું એને ત્યાં માછલી વેચવા જતો. એ સામે આવે ત્યારે મારી નજર એના પરથી ઉખેડી ઉખડે નહીં. એક દિવસ કહે: 'તને શું થયું છે?' મેં કહ્યું: 'તમને ખબર તો છે.' તેણે કહ્યું: 'સારું,

રાતે હું આવીશ, રાહ જોજે.' અને એ તો ખરેખર રાતે આવી મારી પાસે પણ મચ્છરોનો બિચારીને બહુ ત્રાસ પડયો. એને મચ્છર કરડયા કર્યા, અને અમારી વાત ન બની. કહે: 'મારાથી મછરાં સહાતાં નથી', એ રડું રડું થઈ ગઈ. બીજે દિવસે તો એનો પતિ આવી ગયો. ક્યાંક જજબજ હતો એ. આ જ તો વાત છે, ભાઈલા. અમીર કુટુંબની આ સ્ત્રીઓને મછરાં જીવવા નથી દેતાં!" તેના અવાજમાં મીઠો ઠપકો હતો...

કુકૂશિકનનાં એ ભરપેટ વખાણ કરતો:

"તું જોજે, બહુ દિલવાળો માણસ છે એ, પણ લોક એને ભૂંડો કહે છે. એ ખોટું છે સાવ. હા, થોડાં ગપ્પાં મારવાં એને ગમે છે. પણ દુનિયામાં કયો એવો માણસ છે જેમા કંઈક તો કવાણું ન હોય!"

કુકૂશિકનની પોતાની માલિકીનો જમીનનો ટુકડોય નહોતો: એ પાનકોવને ત્યાં મજૂરી કરી ખાતો. એની પત્ની પણ ખેતમજૂરણ હતી—ઠીંગણી, દારૂડિયણ, તાકાતવાળી, સ્ફૂર્તિલી, પણ મિજાજની બહુ તેજ. એમણે પોતાનું મકાન એક લુહારને ભાડે દીધું હતું, અને પોતે સ્નાન માટેની ઓરડીમાં રહેતાં હતાં. કુકૂશિકનને જાતજાતના સમાચારોની ભૂખ રહેતી. કોઈ નવાજૂની એની પાસે ન પહોંચે, તો એ જાતે જાતજાતનાં કિસ્સાઓ બનાવી કાઢતો, પણ એમાં એની આગવી છાપ દેખાઈ આવતી.

"તમે સાંભળ્યું, મિખાઈલ આન્તોનોવિચ? તિનકોવોનો પોલિસ જમાદાર નોકરી છોડીને સાધુ બનવાનો છે? તેણે કહ્યું: 'મેં ખેડૂતોને બહુ પજવ્યા, હવે બસ થયું.'"

ખોખોલે ગંભીર સ્વરે કહ્યું:

"આ રીતે તો ભાઈ, એકેય અમલદાર બચી નહીં શકે."

કુકૂશિકન આ વાતથી વિચારમાં પડી ગયો. વિખરાયેલા વાળમાંથી એ ઘાસ, પીછાં અને કચરો વીણવા માંડયો; કહ્યું:

"બધાંની એવી સ્થિતિ થશે કે નહીં, એની તો મને ખબર નથી; પણ હા, ઈમાનદાર લોકો આવી નોકરીઓમાં ન ટકે, તમે તો અંતરાત્મા વગેરેમાં માનતા નથી, એ તો હું જોઉં છું. માનવી ગમે તેટલો બુદ્ધિશાળી હોય, પણ અંતરાત્મા વિના જીવી ન શકે. એક વાત સાંભળો..."

અને પછી તેણે એક "ખૂબ બુદ્ધિશાળી જમીનદારણ"ની વાત કહી:

"એ એટલી ખરાબ સ્વભાવની હતી અને બધાંને એવા પજવ્યા કરતી, કે એક વખત ખુદ ગવર્નરે એના પાસે આવવું પડયું. તેણે કહ્યું: 'તમારી સામે ફરિયાદો આવી છે, જરા સંભળીને રહેજો. વાત સેંટ-પિટર્સબર્ગ પહોંચી છે.' તેણે તો ગવર્નરસાહેબની ખૂબ મહેમાનગતિ કરી, અને ભરપેટ જમાડયા

પછી કહ્યું: 'ધીરજ રાખજો, મારો તો એવો સ્વભાવ પડયો, હવે એ ક્યાંથી બદલાય?' બરાબર ત્રણ વરસ અને એક મહિના પછી, એણે અચાનક પોતાના બધા નોકર ખેડૂતોને બોલાવ્યા અને કહ્યું: 'લઈ લો બધી જમીન; અને વહેંચી લો. હું જાઉં છું. અને મને માફ કરજો... હું હવે જાઉં છું...'"

"મઠમાં!" ખોખોલે એમાં ઉમેરો કરી આપ્યો.

કુકૂશિકને ધ્યાનથી એનો ચહેરો જોયો અને પછી માથું હલાવીને સહમતિ આપી:

"હા, મઠમાં જઈને એ મુખ્ય ભિક્ષુણી થઈ... તો તમેય એના વિશે સાંભળ્યું છે, કેમ?"

"ના, મને એના વિશે કંઈ ખબર નથી."

"તો પછી આ ક્યાંથી ખબર પડી?"

"મને તારી ખબર છે ને!"

માથું હલાવતાં એ સ્વપ્ન પ્રેમીએ કહ્યું:

"એ જ વાત છે ને, તમને કોઈ વાતમાં વિશ્વાસ જ નથી હોતો!"

ટૂંકમાં, એની વાર્તાઓનો એવો જ અંત આવતો: એના દુષ્ટ નાયકો પોતાનાં દુષ્કૃત્યોથી થાકીને અચાનક ગૂમ થઈ જતા; અથવા તો પોતાનાં પાત્રોને એ કોઈ મઠમાં પહોંચાડી આવતો, જેમ બધો કચરો ઊકરડે ફેંકાતો હોય છે!

એના ભેજામાં અણધાર્યા વિચિત્ર તરંગો ઊઠતા! એક દિવસ નેણ ખેંચતાં તેણે કહ્યું:

"આપણે તાતારોને હરાવવાની જરૂર નહોતી. એ લોકો આપણાં કરતાં બહેતર લોકો છે."

ફળ ઉત્પાદકોની સહકારી સમિતિ બનાવવાની વાત ચાલતી હતી, અને તાતાર લોકો વિશે કોઈને સ્વપ્નામાંય ખ્યાલ નહોતો, ત્યારે એણે આ વાત કહી હતી!

વળી, ક્યારેક રોમાસ સાઈબીરિયા અને એના ધનિક ખેડૂતો વિશે વાત કરતો હોય, ત્યારે કુકૂશિકન ગંભીર સ્વરે બબડતો:

"હેરિંગ પણ કમાલની માછલી છે, હોં. એને કોઈ બે ત્રણ વરસ ન પકડે, તો સમુદ્રમાં પાણી માટે જગ્યા જ ન રહે, અને ચોતરફ પ્રલય ફેલાઈ જાય; એટલી ઝડપથી એ માછલી મોટી થાય છે!"

ગામના લોકો એને છીછરો અને બેકાર માણસ માનતા; એની વાર્તાઓ અને વિચિત્ર કલ્પનાઓ ખેડૂતોને ગમતી નહીં; જોકે એને ગાળો ભાંડવાની સાથોસાથ એની એ વાર્તાઓ બધા સાંભળતા બહુ ધ્યાન દઈને! જાણે એમાંથી કંઈ સત્ય શોધવા ન મથતા હોય!

આ બધાંને લીધે ઉચ્ચસ્તરના લોકો તેને "બકબકીયો" કહેતા. ફક્ત બાંકેલાલ જેવો પાનકોવ એને વિશે કહેતો: "સ્તેપાન કોઈ ઉખાણા જેવો છે."

કુકૂશિકન જાતજાતના ધંધા કુશળતાથી કરી શકતો. પીપ બનાવવા, ઈંટોના ચૂલા તૈયાર કરવા, મધમાખો પાળવી એ બધું એને આવડતું હતું. ગામની સ્ત્રીઓને એ મરઘી પાળવાનું શીખવતો. સુથારનું કામ પણ એને આવડતું. અને જે કામ એ ઉપાડતો, તે થતું તો સારું, પણ એને ગમતું ન હોય એમ એ ધીમેધીમે કરતો. બિલાડીઓ એને બહુ ગમતી, એણે દસેક એવાં પ્રાણીઓ પાળ્યાં હતાં. બધાં, ખાઈ-પીને મસ્ત, નહાવાની એની ઓરડીમાં રહેતાં હતાં. એ પોતાની બિલાડીઓ માટે કાગડા વગેરે મારી લાવતો; અને પંખીઓનું માંસ એમને ભાવવા માંડયું હતું. પડોશીઓ એના પર નારાજ રહેતા, કારણ કે એમની મરઘીઓ વગેરેને એ ખાઈ જતી. ગામની સ્ત્રીઓ એનાં પાળેલાં જાનવરોને ખૂબ મારતી. ઘણી વખત એને દરવાજે પડોશણો ફરિયાદો લઈને ધસી આવતી, અને ધાંધલ મચી જતી. પણ એ તદ્દન લાપરવાહ જવાબો દેતો:

"એ બધાં અક્કલ વગરનાં માણસોને કોણ સમજાવે? કૂતરા કરતાં બિલાડી વધુ સારી રીતે શિકાર કરતી હોય છે. પંખીઓનો શિકાર કરવા સેંકડો બિલાડીઓ પાળી હોય તો એને વેચીને પૈસાય મળે. આ બધા મૂરખ લોકોના ભેજામાં આટલી વાતેય ઊતરતી નથી."

કોઈ જમાનામાં એ વાંચતા-લખતાં શીખ્યો હતો. પણ અત્યારે બધું ભૂલી ગયો હતો, અને હવે યાદ કરવાય નહોતો માગતો. પણ બુદ્ધિ એની તેજ હતી. ખોખોલની વાતોનો સાર એ ઝટ સમજી જતો:

"તમારા કહેવાનો મતલબ એ છે, કે ઇવાન ભયાનક* રાજા ગરીબોનો દુશ્મન નહોતો," કડવી દવા પીવડાવતી વખતના બાળકના મોં જેવું એનું મોં થઈ ગયું હતું.

કુકૂશિકન, ઇઝોત અને પાનકોવ ઘણી વખત સાંજે દુકાને આવતા, અને મોડી રાત સુધી ખોખોલ પાસેથી વિભિન્ન વિષયો પરની ચર્ચા સાંભળતા— વિશ્વ કેવી રીતે બન્યું, વિલાયતના લોકો કેવી રીતે રહે છે, વિવિધ દેશોમાં લોકક્રાંતિઓ કેવી રીતે થઈ વગેરે. પાનકોવને ફ્રેંચ ક્રાંતિની વાત ગમતી.

એણે માથું હલાવતા કહ્યું "સાચેસાચ, જીવનનો એ મોટો વળાંક કહેવાય."

બે વરસ પહેલાં પાનકોવ પોતાના બાપની મિલકતમાંથી ભાગ લઈ જુદો થઈ ગયો હતો. એના બાપને કંઠમાળનો રોગ હતો, એની બહાર નીકળી આવેલી આંખો ડરામણી લાગતી હતી. બાપથી જુદા થઈ, ઇઝોતની અનાથ

---

*ઇવાન ભયાનક—રશિયાનો ઝાર.

ભત્રીજી સાથે પાનકોવે "પ્રેમલગ્ન" કર્યું. ઘરવાળી ઉપર તે દાબ રાખતો, પણ એને પોશાક શહેરી પહેરાવતો. બાપે એને નાલાયક ઠેરવ્યો, અને પુત્રના ઘર પાસેથી નીકળતાં, એને દરવાજે ઉદ્વેગથી એ થૂંકતોય ખરો. પાનકોવ રોમાસને મકાન ભાડે આપે એવી ગામના ધનાઢ્ય લોકોની ઇચ્છા નહોતી. પણ એણે મકાન ભાડે આપ્યું, એટલું જ નહીં, દુકાનની આગળ એક કઠેડોય બનાવી દીધો. ધનાઢ્ય લોકો અને ધિક્કારતા, પણ એની એને પડી નહોતી. એ પણ એમની પ્રત્યે ઉપરથી ઉદાસીન વલણ ધરાવતો અને તેમના વિશે તિરસ્કારપૂર્વક બોલતો અને તેમની સાથે હોય ત્યારે તેનું વર્તન ઉદ્દંડ અને વ્યંગપૂર્ણ રહેતું. ગામડાનું જીવન એને ગમતું નહોતું. એ કહેતો:

"મને કોઈ હુન્નર આવડે તો શહેરમાં જ જઈને હું વસું."

પાનકોવ એટલે હૃષ્ટપુષ્ટ શરીર, સાફસુથરો પશાક, રોફભર્યાં વાણી વર્તન પણ સ્વભાવ એનો અવિશ્વાસુ અને શંકાખોર.

રોમાસને એણે પૂછ્યું:

"તમને આ કામમાં લાગવાની પ્રેરણા કોણે આપી દિલે કે દિમાગે?"

"તને શું લાગે છે?"

"મને ખબર નથી; તમે જ કહો."

"સારું શું, દિલની પ્રેરણા કે દિમાગની?"

"મને ખબર નથી. તમને શું લાગે છે?"

પરંતુ ખોખોલ બોલ્યો જ નહીં; છેવટે તેણે પાનકોવનું મોં ઉઘડાવ્યું જ:

"મને લાગે છે, કે દિમાગની પ્રેરણા પ્રમાણે કરવું સારું. દિમાગ ક્યારેય ગેરલાભની વાત કરવાનું નહીં કહે; અને જેમાં લાભ હોય તે હંમેશાં નક્કર હોય છે. માણસ એનું દિલ કહે એમ કરે તો તો એની મુસીબતોનો પાર ન રહે. મારો જ દાખલો લો ને. મારું દિલ કહે છે, કે આપણા પાદરીના ઘરને આગ ચાંપું. એ દરેક વાતમાં માથું મારે છે."

એ વૃદ્ધ પાદરી ખરેખર દિલનો બહુ ખરાબ માણસ હતો. છછુંદર જેવું એનું મોં હતું. પિતા સાથેના કજિયામાં એણે પાનકોવને ખૂબ નુકસાન કર્યું હતું માથું મારી મારીને.

મારા પ્રત્યે પાનકોવનું વલણ શરૂ શરૂમાં મૈત્રીહીન, બલ્કે વેરભર્યું હતું. એણે મને ઘણીવાર ધમકાવ્યો હતો. એવા ધિક્કારનો બહુ જલદી અંત આવ્યો, તોય અંતરતમમાં એને મારામાં અવિશ્વાસ તો રહ્યા જ કર્યો. મને પણ એ બહુ ગમતો નહોતો.

રોમાસના ઓરડામાં એની વાતો સાંભળવા બેઠેલાં હોઈએ એ રાત્રિઓ મારા મનમાં કોતરાઈ ગઈ છે. નાનકડો સ્વચ્છ ઓરડો, લાકડાની દિવાલો,

બંધ બારીઓ, ખૂણામાં નાના ટેબલે ફાનસ; સામે મોટી દાઢી અને પહોળા માથાવાળો વિશાળકાય રોમાસ બોલ્યા કરતો હોય:

"જીવનમાં ખરી રીતે એક જ વસ્તુ મુખ્ય છે: માણસ પ્રગતિ કરે, અને પોતાને પશુના સ્તરેથી નિરંતર ઊંચે લઈ જવા પ્રયત્નશીલ રહે."

ત્રણ ખેડૂત શ્રોતાઓ એના શબ્દોનો ધ્યાનપૂર્વક સાંભળ્યા કરતા; એમની આંખો તથા ચહેરા તર્ક અને બુદ્ધિથી ચમકી જતા જણાતા. ઇઝોત જાણે દૂરથી આવતો કોઈ અવાજ સાંભળતો હોય, અને ફક્ત એના એકલાને માટે જ એ અવાજ આવતો હોય તેમ નિશ્ચલ બની જતો. કુકૂશ્કિન અસ્થિર, જાણે એને મચ્છર કરડતા હોય. પાનકોવના હાથ એની નાનકડી ભૂરી મૂછ પર રહેતા. વિચારોના કોઈ ક્રમમાં ડૂબેલો એ અચાનક ટીપ્પણી કરી બેસતો:

"એટલે આ રીતે લોકો વર્ગોમાં વહેંચાઈ ગયા? તો તો એની પણ જરૂર તો હતી ને!"

પાનકોવની એક વાત મને ખૂબ ગમતી: કુકૂશ્કિન એના ખેતરમાં મજૂરી કરતો તો પણ એના પ્રત્યે એ અશિષ્ટ વર્તન નહોતો કરતો, અને તેના રમૂજી ટુચકાંઓ પણ ધ્યાનથી સાંભળતો.

ગોષ્ઠી પૂરી થયા પછી હું મારી અટારીની ઓરડીઓ ચડી જતો. ત્યાં બારીએ બેસીને ક્યાંય સુધી પ્રકૃતિ નિહાળ્યા કરતો. ગામ અને દૂર સુધી વિસ્તરતી ખેતરોની ક્યારીઓ રાતના ખોળામાં સૂઈ રહેતી—નીરવ અને નિસ્તબ્ધ. આકાશમા શૂન્ય રાત્રિના અંધારાને વેધતા તારા ચમકતા રહેતા; એ મારાથી જેટલા દૂર હતા એટલા જ ધરતીની નજીક લાગતા. એ નીરવતામાં મારું અંતર એકાકાર થઈ જતું. મારા વિચારોની ધારા અનંત શૂન્યમાં વિલીન થઈ જતી; એ જ શૂન્યતાની છત નીચે, અમારા એ ગામની જેમ, પૃથ્વી પટનાં હજારો ગામડાં પણ વિશ્વાસ લઈ રહ્યાં હતાં. ચારેબાજુ મૌન અને નિશ્ચલતાનું સામ્રાજ્ય વ્યાપી રહેતું.

રાત્રિના એ અંધારઘેરી શૂન્યતા મને એના ખોળામાં સમાવતી, મારા આત્માને અગણિત દૃશ્યોની જેમ વળગતી, ધીમેધીમે શરીર અને આંખો નીંદરે ચડતાં; અને હૃદયને વિલક્ષણ અજંપો ઘેરી વળતો—હું કેટલો તુચ્છ અને ક્ષુલ્લક છું આ પૃથ્વીપટ ઉપર!..

ગ્રામજીવન અત્યંત નીરસ લાગતું હતું. પુસ્તકોમાં મેં વાંચ્યું હતું, અને લોકોએ મને કહ્યું પણ હતું, કે ગ્રામજીવન નગરજીવનની સરખામણીએ વધુ સ્વસ્થ અને સરસ હોય. પણ મેં તો જોયું કે ખેડૂતોને સહેજ પણ નિરાંત વિના, અવિરત, અમાનુષી રીતે પરસેવો પાડયા કરવો પડતો; બિમારીને અહીં પણ કોઈ ઓટ નહોતી; કેટલાય લોકો કમરતોડ મજૂરીથી અપંગ બની ગયા હતા;

હસતો ચહેરો અહીં ભાગ્યે જ દેખાતો! શહેરોના કામદારો કે કારીગરો અહીંના કરતાં ઓછી મહેનત નથી કરતા, પણ એમનું જીવન વધુ સરસ હોય છે. આ ગ્રામવાસીઓની જેમ તેઓ હંમેશાં લાચારીનો ભોગ બનેલાં નથી હોતાં; જીવનને નિરંતર ગાળો ભાંડવાની એમની આદત નથી હોતી. ગ્રામજીવન સરળ પણ નથી લાગતું. જમીન પર હંમેશાં નજર ન રાખો—એમાં ગફલત કરો—તો તો મર્યા જ સમજો. વળી અંદરોઅંદરના વ્યવહારમાં પણ ચાલાકી જોઈએ. વિવેકહીન આ જીવન પણ એટલું આકર્ષક નથી. ગ્રામવાસીઓ જાણે આંખે પાટા બાંધીને જ જીવનયાત્રા પૂરી કરે છે. બધાનાં મનમાં ભય અને શંકા વ્યાપેલાં હોય, કોઈને કોઈના પર વિશ્વાસ નહીં, જાણે મનુષ્યનો નહીં વરૂઓનો સમાજ ન હોય!

અમારી મંડળી—ખોખોલ, પાનકોવ, અને બીજાં લોકો—પોતાની વિવેક બુદ્ધિથી નવજીવનનું નિર્માણ કરવા માગતી હતી; પણ અમારા પ્રત્યે ગામલોકો તિરસ્કાર કેમ કરતાં હશે એ મારી સમજમાં નહોતું આવતું.

નગરજીવનમાં મને શ્રેષ્ઠતા જ દેખાતી હતી: સુખની ઉત્કંઠાપૂર્વકની ખોજ, નિર્ભીક અને જિજ્ઞાસુ મનોવૃત્તિ, ઉદ્દેશ્યો અને સમસ્યાઓનું વૈવિધ્ય. એ જાગતી રાત્રિઓમાં મને શહેરની બે વ્યક્તિઓ યાદ આવતી:

**ફ. કાલૂગિન અને જ. નેબેઈ**
**ઘડિયાળો અને અન્ય યંત્રો—દાક્તરી**
**ઓજારો, સિલાઈ યંત્રો, ગ્રામોફોન**
**વગેરેના નિષ્ણાત કારીગર**

એક નાનકડી દુકાનના સાંકડા દરવાજા ઉપર, આજુબાજુની એ ધૂળ ભરાયેલી બારીઓની વચ્ચે, આ બોર્ડ લટકાવેલું રહેતું. એક બારીએ કાલૂગિન બેસતો—જાડો, ગોળ ચહેરો, હંમેશાં હસતો રહેતો. એની પીળી ટાલ ઉપર મોટું ગૂમડું હતું. આંખો પર ઘડિયાળના કારીગર પહેરે એવું દૂરબીન હોય; હાથમાં નાનો ચીપિયો લઈ ઘડિયાળોમાંથી નાનાં ચક્કરો કાઢતો એ ગીતની ધૂન ગણગણતો. ખુલ્લા ગોળ મોં ઉપરની સફેદ મૂછોના ધારદાર વાળ એ વખતે ધનુષ્યાકાર બની જતા. બીજી બારી પાસે નેબેઈની બેઠક હતી, દૂબળો, શ્યામ, બેઠી દડીનો માણસ. દાઢી અને માથામાં વાંકડિયા વાળ, પોપટની ચાંચ જેવું નાક, અને જાંબુ જેવી મોટી કાળી આંખોને લીધે એની આકૃતિ શેતાન જેવી લાગતી. એ પણ હંમેશાં કંઈ ને કંઈ સમારકામમાં પડયો હોય. ક્યારેક ઊંડા અવાજે ગણગણતો: "ત્રા-તા-તીમ, પ્રા-તા-તીમ."

એ બન્નેની પાછળ દુકાનમાં ખાલી પેટીઓ, યંત્રો, તૂટેલાં ચક્રો, એરિસ્ટોન અને પૃથ્વીના ગોળાઓનો ખડકલો પડી રહેતો. દિવાલને અડીને રહેલાં કબાટોમાં ધાતુનો સામાન ભર્યા રહેતો. દિવાલે કેટલીય ઘડિયાળો લટકતી હોય; જેનાં લોલક હંમેશાં ચાલતાં રહેતાં. એ દુકાનની સામે ઊભો રહી, હું કલાકો, અને દિવસો સુધી, એ બન્ને મિસ્ત્રીઓનું કામ નિહાળ્યા કરતો. પણ મારું ઊંચું કદ અજવાળું રોકતું, એટલે મિસ્ત્રીઓ મોં બગાડતા, અને હાથને ઈશારે મને આઘો કરતા. હું ચૂપચાપ ચાલ્યો જતો, એમના નસીબની ઈર્ષા કરતો:

"કેવો સરસ ધંધો કહેવાય, કે મનમાં ઇચ્છો એવું અને એટલું કામ જ કરવાનું હોય."

ઘડિયાળના એ કારીગરો પ્રત્યે મારા મનમાં ખૂબ માન હતું. મને અટલ વિશ્વાસ હતો, કે દુનિયાનાં બધાં ઓજારોનો ભેદ તેઓ જાણતા હશે, અને એને એ સમારી શકતા હશે. આનું નામ તે માણસ!

પણ આ ગ્રામજીવન મને મુદ્દલ ગમતું નહોતું. ખેડૂતોની—ખાસ કરીને, સ્ત્રીઓની—પ્રવૃત્તિઓ મને સમજાતી નહોતી. જ્યારે જુઓ, ત્યારે એમને કંઈને કંઈ બિમારી હોય જ; કોઈના કાળજામાં દર્દ હોય, કોઈની છાતી દુખતી હોય, અને પેટમાં ચૂંક તો મોટા ભાગની સ્ત્રીઓને આવતી જ હોય! રવિવાર કે વાર તહેવારે જ્યારે સ્ત્રીઓ વોલ્ગાને કાંઠે ઘર નજીકને વાંકડે બેઠી હોય, ત્યારે મોટે ભાગે આ બિમારીઓની જ વાત વાગોળ્યા કરતી. ખેડૂતોની મિજાજ તો વળી એવો હતો, કે વાતવાતમાં ઊકળી ઊઠતા હતા, અને નાની નાની વાતોમાં ફોજદારી કરી બેસતા. એક વખત બાર કોપેકની કિંમતના એક તૂટેલા માટીના ઘડા માટે ત્રણ પરિવાર વચ્ચે જબરદસ્ત મારપીટ થઈ. એમા એક વૃદ્ધાનો હાથ ભાંગી ગયો ને એક યુવાન છોકરાની ખોપરીનો ભોગ લેવાયો. ગામડામાં દર અઠવાડિયે એકાદ તો મારપીટ અને ફોજદારી થતી જ.

છોકરીઓ પ્રત્યે છોકરાઓનો વ્યવહાર હંમેશાં એટલો ખરાબ રહેતો કે એમની એવી છેડતી કર્યા કરતા કે એ છેડતીનું વર્ણન પણ ન થાય. કોઈ છોકરી ખેતરમાં એકલી મળે, એટલે એનો ઘાઘરો ઊંધો કરી માથે દોરડું બાંધી દેવું, એ તો છોકરાઓની જાણે સામાન્ય રમત હતી. એને તેઓ છોકરીઓને "ફૂલ ગુચ્છા જેવી બાંધી છે" એવું કહેતા. પરિણામે છોકરીઓ કમરથી નીચે નગ્ન થઈ જતી, અને તેઓ ચીસો પાડતી અને ગાળો બકતી રહેતી. પણ કદાચ, એમનેય આ રમતમાં મજા આવતી હશે. ગમે તે વાત હોય, પણ એટલું તો ચોક્કસ, કે એ દોરી છોડવામાં એમને ખૂબ વાર લાગતી. ગિરજાઘરમાં સાંજની પ્રાર્થના વખતે છોકરાઓ છોકરીઓના નિતંબ ઉપર ચૂંટીઓ ખણ્યા કરતા. પ્રાર્થનામાં

વળી કોને રસ હતો? એ લોકો તો આવું કરવા જ ગિરજાઘરમાં જતા હતા. એક રવિવારે તો પાદરીએ પ્રાર્થના દરમિયાન જ કહેવું પડયું:

"તમે લોકો જનાવર છો. તમારા આ ગંદા માનસ માટે બીજી કોઈ જગ્યા મળતી નથી?"

રોમાસે મને કહ્યું: "યુક્રેઈનમાં લોકો અધિક ધાર્મિક છે. અહીં તો ઈશ્વરની પૂજા—અર્ચનામાં કેવળ ભય અને લોભની વૃત્તિ જ દેખાય છે. અહીંના લોકોમાં ઈશ્વરમાં શ્રદ્ધા અથવા તો એની શક્તિ કે સૌંદર્ય પ્રત્યે વિસ્મય કે આનંદવિહ્વળતાની ભાવના જ દેખાતી નથી. કદાચ એ યોગ્ય પણ છે, કારણ કે એ રીતે તેઓ સહેલાઈથી ધર્મની પકડમાંથી મુક્ત થશે, કારણ કે ધર્મભાવના એક રીતે તો માયા જાળ જ છે."

ગામના આ નવજુવાનો આવાં તોફાનો ભલે કરતા, પણ વાસ્તવમાં તેઓ પહેલા નંબરના કાયર હતા. મને રાતે રસ્તામાં ઘેરીને મારવાની ત્રણ વખત પેરવી તેમણે કરી જોઈ હતી; પણ નિષ્ફળ ગયા હતા. હા, એક વખત કોઈએ મારા પગે લાઠી ઝીંકી દીધી હતી. મેં રોમાસને આવી બાબતો વિશે કદી કંઈ નહોતું કહ્યું; પણ આ વખતે મને લંગડાતો જોઈને એણે કહ્યું:

"લાગે છે, તારી મહેમાન ગતી કોઈએ કરી છે. મેં તને આટલી બધી ચેતવણી તો આપી જ હતી..."

પણ તે છતાંય, હું રાતે ગામડામા ફરવા નીકળી પડતો. ગલીમાંથી ન નીકળતાં, પાછળની શાકભાજીની વાડીઓમાં થઈને વોલ્ગા કિનારે પહોંચતો. ત્યાં વૃક્ષોની ઝાડીઓ નીચે બેસીને રાતની રૂપેરી આદરની પેલે પાર સામા કિનારાનાં લીલાં ખેતરો નિહાળતો. વોલ્ગા શાંત સ્થિર વહ્યા કરતી હોય. સૂર્ય તો આથમી ગયો હોય, પણ એનાં કિરણો ચંદ્રની નિર્જીવ જમીન પર અથડાઈને પૃથ્વી પર આ નદીની છાતીને દર્પણની જેમ ચમકાવતો હોય. ચંદ્ર મને ન ગમતો; કોણ જાણે કેમ મને એ લાચાર, બેકાર લાગતો. ચાંદનીમાં મને લાગતું કે હું હડકાયો કૂતરો છું, અને ભૂં-ભૂં-કરીને મને રડવાનું મન થઈ આવતું... મને સંતોષ થતો, કે ચાંદની એ ચંદ્રનું પોતાનું તેજ નથી, ચંદ્ર તો ઠરી ચૂક્યો છે; એના પર જીવંત પ્રાણીઓ રહેતા નથી. તેમ જીવી શકે તેમ પણ નથી. આ માહિતી મળી એ પહેલાં હું કલ્પના કર્યા કરતો, કે ચંદ્ર ઉપર તાંબાનાં જીવો રહેતાં હશે. ત્રિભૂજ જેવાં એમનાં શરીર અને લાંબા પગ; એમના ચાલવાથી, ગિરજાઘરના ઘંટ જેવો, બધાંને દબાવતો અવાજ થતો હશે; ચંદ્રની બધી ચીજો તાંબાની હશે—વનસ્પતિ, પ્રાણીઓ—બધું જ, અને એ બધાં સતત અવાજ કર્યાં કરતાં હશે, જાણે પૃથ્વીને યુદ્ધનો પડકાર ફેંકતાં હોય, પૃથ્વી વિરુદ્ધ કોઈ ષડ્યંત્ર કરતાં હોય!.. પણ એ જાણીને મને આનંદ

થયો, કે આકાશમાં ચંદ્રની પોતાની કોઈ વિશિષ્ટ હસ્તી નથી. પણ જો કોઈ વિશાળ ઉલ્કા ચંદ્ર સાથે જોરથી ટકરાઈ હોત, અને એ આગમાં બળીને પૃથ્વીને ઝળહળાવી મૂકતે તો મને એટલો સંતોષ થયો હોત કે એ એનો જ પ્રકાશ છે!

હું નદીનાં ચંચલ તરંગોને નિહાળ્યા કરતો હતો. ચાંદનીની જરીની ચાદર પાલવની જેમ લહેરાઈ રહી હતી. દૂર અંધારામાંથી મોજાં આવતાં અને કિનારાના અંધારામાં અદૃશ્ય બનતાં. આ બધું જોતાં મને થતું, કે મારા વિચારોમાં ચપળતા અને તીક્ષ્ણતા આવી રહી છે... અનેક વિચારો મનમાં ઊઠતા—જેને શબ્દોમાં વર્ણવા ન શકાય, જેનો આખા દિવસના મારા જીવન સાથે કોઈ સંબંધ ન હોય. વિશાળ નદીનાં જળ અબાધ અને ઉન્મુક્ત ગતિથી નિઃશબ્દ વહ્યાં કરતાં. ક્યારેક કોઈ જહાજ નદીની કાળી પહોળી છાતી પરથી પસાર થઈ જતું: જાણે અગ્નિની પાંખોવાળું કોઈ વિલક્ષણ પંખી; પાછળ એ મધુર કલકલ ધ્વનિ મૂકી જતું, અથવા તો, લીલાં ખેતરોમાં ક્યાંક પ્રકાશ ઝબૂકી ઊઠતો, અને એનાં લાંબાં લાલ કિરણો નદીની છાતી પર પ્રતિબિંબિત થઈ ઊઠતાં. આ પ્રકાશ કોઈ માછીમારના હાથની મશાલનો પણ હોય; પણ આવા અદ્ભુત સમયે એ કોઈ ગૃહહીન સિતારા જેવી લાગતી; જાણે આકાશેથી ભૂલથી ઊતરીને નદીનાં પાણી પર તરતી હોય—આગના ફૂલ જેવી.

પુસ્તકોમાં વાંચેલી ચીજો અદ્ભુત રૂપ ધારણ કરતી. માનસ પટ પર અસીમ સૌંદર્યનાં ચિત્રો ઉપસતાં. હું જાણે પાંખો ચોંટાડીને નદીની ધારા સાથે રાતના મંદ સમીર પર ઊડવા લાગતો.

ઈઝોત મને શોધતો શોધતો ત્યાં આવી પહોંચતો. રાતે એ વધુ મોટો, વધુ પ્રિય લાગતો.

"એમ, તો ફરીથી બહાર છટકી આવ્યો છે કેમ?" કહેતો એ મારી બાજુમાં બેસી જતો. મૌનની મહેફિલ જામતી, અને ઈઝોત પણ એમાં ડૂબકી ખાતો, દાઢીના સોનેરીવાળને થપથપાવતો, નદી કે આકાશને નીરખતો, વિચારોમાં ખોવાઈ જતો.

ક્યારેક સ્વપ્ન લોકમાં વિહરતાં એ કહેતો: "હુંય ભણીગણી લઈશ; ને પછી જાતજાતની ચોપડીઓ વાંચી હશે, એટલે નદીને કિનારે જે કંઈ જોઈશ એને સમજવામાં મને મુશ્કેલી નહીં પડે. હુંય પછી બીજાંઓને ભણાવીશ. તું જોજે ને! માણસ બીજા પાસે પોતાનું દિલ ખોલે એથી મોટી વાત એકેય નથી હોતી, દોસ્ત! કેટલીક સ્ત્રીઓ પણ દિલ ખોલીને વાત કરી શકતી હોય છે. તે દિવસે મારી નાવમાં એક સ્ત્રી હતી; પૂછવા લાગી: 'મર્યા પછી માણસનું શું થાય છે? મને સ્વર્ગ-નરકમાં વિશ્વાસ નથી.' બોલ, કેવી વાત કરી? હા, દોસ્ત સ્ત્રીઓ પણ..."

એક ક્ષણ એ શબ્દોની શોધ કરતો રહ્યો, અને પછી એ વાક્ય પૂરું કર્યું:

"...જીવિત આત્મા હોય છે."

ઈઝોત નિશાચર હતો. સૌંદર્યની અનુભૂતિ એની ગહન હતી, અને કલ્પનાશીલ નાના બાળકની જેમ એનું એ વર્ણન કરતો. એને ઈશ્વરમાં શ્રદ્ધા હતી, પણ પરંપરાગત ધાર્મિક ભાવના સિવાય એનાં આસ્થામાં કોઈ જાતનો ભય નહોતો. વિરાટ, ગૌરવશાળી, સુંદર વ્યક્તિત્વ, બુદ્ધિ અને દયાનો અવતાર, આખી દુનિયાનો માલિક—એ હતી એની ઈશ્વર વિશેની કલ્પના. ઈશ્વર હોવા છતાં આસૂરી પ્રવૃત્તિઓ કેમ ચાલે છે એ વિશે એનો એક અંગત સિદ્ધાંત હતો: ઈશ્વર પાસે ફુરસદ જ નથી! દુનિયામાં આટલા બધાં માણસો છે. એમાં એ કોની દેખભાળ રાખી શકે? પણ એ એકેએક ચીજને ઠીક કરીને જ જંપશે, જોજે ને તું! પણ મારી સમજમાં એ નથી આવતું, કે આ ઈસુ ક્યાંથી વચ્ચે ટપકી પડયો? ઈશ્વર તો છે; છે ને? એટલે વાત પૂરી થઈ જાય છે, મારા માટે એટલું જ બસ છે. પણ લોક મારું સાળું, જો ને બીજાનેય અંદર ઘૂસાડે છે. ઈસુ ઈશ્વર પુત્ર છે એમ તેઓ કહે છે; પણ ઈશ્વરપુત્ર હોય તોય શું? ઈશ્વર હજી મૃત્યુ નથી પામ્યો. અને એટલું તો હું જાણું છું."

પણ વધુ તો એ મૌન જ બેસી રહેતો—વિચારમગ્ન. કેવળ વચ્ચે વચ્ચે નિસાસો મૂકતો:

"હા, તો વાત એમ છે."

"શું કહ્યું?" હું પૂછતો.

"કંઈ નહીં. હું તો મારી સાથે જ વાત કરતો હતો."

અને પછી દૂર, બહુ દૂર મીટ માંડીને, નિસાસો છોડતો:

"ખૂબ મજાની જિંદગી છે આ."

હું પણ એમ જ માનતો હતો: "હા, ખરેખર." રાતના અંધારામાં મખમલ જેવું પાણી શાનથી આંદોલિત થતું રહેતું. ઉપર રૂપેરી ચાદરની જેમ આકાશ ગંગા દેખાતી. સરસ પંખીઓ જેવા મોટા મોટા તારા કાળા આકાશમાં ટાંગેલા જણાતા. હૃદયમાં જીવનનાં રહસ્યો વિશે તર્કહીન ગીતોનાં મધુર આંદોલનો ઊઠતાં.

ક્ષિતિજ પાસે હરિયાળાં મેદાનો ઉપર લાલ-ગુલાબી વાદળાંમાંથી સૂર્યનાં કિરણો ઉત્કંઠાપૂર્વક જોવાનું શરૂ કરતાં, અને પછી સૂર્ય આકાશમાં પોતાનો મોરપંખ ફેલાવી દેતો...

ઈઝોત આનંદવિહ્વળ થઈ ઊઠતો, મોંએ સ્મિત ચમકી જતું; અને અસ્ફૂટ બોલી પડતો: "અરે, આ સૂર્ય પણ કેટલાં આશ્ચર્યોનું દર્શન કરાવે છે!"

સફરજનમાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં. ગુલાબી વાદળાંઓ નીચે ગામ ઢંકાયેલું

પડયું હતું, ચારેબાજુ આછી તૂરી સુગંધ ફેલાયેલી હતી; એમાં ડામર અને ખાતરની ગંધ પણ જુદી પડી શકતી નહોતી. ગામનાં ઘર અને ખેતરોની વચ્ચે સેંકડો વૃક્ષો હારબંધ ઊભાં હતાં, એના પર ફૂટેલી નવી કૂંપળોનો પોશાક પહેરી તેઓ જાણે ઉત્સવ ઊજવી રહ્યાં હતાં. ચાંદનીની ચાદર ઓઢીને વૃક્ષોની ફૂલ—લચેલી ડાળીઓ મંદ પવનમાં જ્યારે ઝૂમી ઊઠતી, ત્યારે એવું લાગતું જાણે નીલું— સોનેરી સાગરનું પાણી ગામની ચારેબાજુ હિલોળાં લઈ રહ્યું છે. બુલબુલનું અવિરત ભાવવિભોર સંગીત સંભળાયા કરતું. ગામમાં મેનાનો ગૂંજારવ ચાલુ રહેતો, અને આકાશમાંથી અદૃશ્ય ભરત પંખીઓનું મીઠું અમૃતમય સંગીત વહ્યા કરતું.

રજાના દિવસે સાંજે ગામની છોકરીઓ અને યુવાન સ્ત્રીઓ ગલીઓમાં ગીત ગાતી ઘૂમ્યા કરતી. એમનું મોં નાના પંખીની ચાંચની જેમ ખૂલ્લું હોય અને ચહેરા પર નશીલું સ્મિત હોય. ઈઝોત પણ એમની સાથે રખડતો હોય; એ સ્ત્રીઓને જોઈ આનંદમાં દેખાતો. એ હવે દિનપ્રતિદિન દૂબળો પડતો જતો હતો; આંખોની આજુબાજુ કાળાશ વધતી જતી હતી. પણ એનો ચહેરો સાધુઓ જેવો આકર્ષક અને દીપ્તિભર્યો જણાતો... આખો દિવસ એ ઘોર્યા કરતો અને સાંજે જ બહાર નીકળતો— ઉદાસ અને કંઈક વિચારમાં ગૂંચવાયેલો. કુકૂશિકન એને છેડતો, ધીમેથી અશ્લીલ સવાલો પૂછતો; એ ઓઝપાઈ જઈને જવાબ વાળતો:

"ચૂપ રહે! બીજું હું કરું પણ શું?" ને પછી આનંદમાં આવી જઈને કહેતો: "ઓહ! જિંદગી છે ખૂબ રંગીલી! માણસ માણસને કેટલો પ્રેમ કરી શકે છે! મનની શાંતિ માટે કેટલી મીઠી વાણી બોલી શકે છે. એમાં કેટલીક વાતો તો એવી છે, કે કાને પડે એટલે જિંદગીભર ન વિસરાય, અને કયામતને દિવસે કબરમાંથી ઊઠો, ત્યારે સૌથી પહેલાં એ જ મીઠામધુર શબ્દો સ્મરણે ચડે."

ખોખોલ ધીમેથી એને ટકોરતો:

"સંભાળીને રહેજે—કોઈ દિવસ એમના ધણી ભેગા થઈને ઠેકાણે ન કરી દે."

"હા, તો એમાં વાંકેય મારો જ હશે," ઈઝોત કહેતો.

મિગુન લગભગ રોજ રાતે, બુલબુલના સંગીતની પૃષ્ઠભૂમિમાં, ખેતરો કે નદીઓને કાંઠે ઉચ્ચ સ્વરે દર્દીલાં ગીતો ગાયા કરતો. એનું ગળું ખૂબ સૂરીલું હતું, એને લીધે તો ગામનાં લોકો ઘણીવાર એના અસંખ્ય અપરાધો તરફ આંખ આડા કાન કરતાં.

શનિવારે સાંજે ગ્રામવાસીઓની મંડળી અમારી દુકાને ભેળી થતી. એમાં આવનારાઓમાં વૃદ્ધ સુસ્લોવ, બારિનોવ, લુહાર કોતોવ અને મિગુન તો હોય

જ. એમની સાથે વિભિન્ન વિષયો છેડાતા; વચ્ચે કોઈ ઊઠીને ચાલવા માંડતું, તો કોઈ વળી અર્ધેથી એમાં જોડાતું—ને એમ અધરાત સુધી મિજલસ ચાલુ રહેતી. ક્યારેક કોઈ દારૂડિયો આવતો અને ધમાલ કરી બેસતો. એમાં કોસ્તિન સૌથી મોખરે રહેતો. કોસ્તીન પહેલાં લશ્કરમાં હતો, એણે એક આંખ ગુમાવી હતી અને ડાબા હાથની બે આંગળીઓ કપાઈ ગઈ હતી. ઝબ્બો પહેરી, મુઠ્ઠીઓ હવામા વીંઝતો, લડાઈખોર મરઘીની જેમ એ દુકાન પાસે આવતો અને મોટેથી ચીસો પાડતો:

"ખોખોલ! હરામી તુર્ક નહીં તો! તું ગિરજાઘરમાં પગ કેમ મૂકતો નથી, બોલ? નાસ્તિક! શેતાનનો બચ્ચો! આ તો તારે કહેવું જ પડશે, કે તું ખરેખર કોણ છે?"

લોકો એને વઢી કાઢતા:

"એય મિશ્કા! તારી આંગળીઓ તેં તુર્ક લોકોથી ડરીને કપાવી નાંખી છે ને?"

આવું કહેનારા પર એ વરસી પડતો, લોકો એની હાંસી ઉડાવતા, એને પકડી લેતા, અને સૂકાયેલા ગંદા નાળામાં ધકેલી દેતા. એ ઢોળાવ પરથી પડતો આખડતો છેક નીચે પહોંચતો, અને ત્યાં પડયો પડયો જોરથી બૂમો પાડતો:

"બચાવો, મારી નાંખ્યો રે!"

એક પછી પગથી માથા સુધી ધૂળથી રગદોળાયેલો એ નાળામાંથી બહાર આવો, અને ખોખોલ પાસે એક ગ્લાસ વોદકા ખરીદવા નાણાં માગતો!

"એની પાસે કેમ માગે છે?"

"એનું મનોરંજન કર્યું ને!" કોસ્તિન કહેતો. આખી મંડળી ખિલખિલાટ હસી પડતી.

એક રજાને દિવસે ચૂલો સળગાવીને રસોયણ આંગણામાં કંઈક લેવા ગઈ. હું દુકાનમાં કંઈક કામ કરી રહ્યો હતો. એટલામાં ઘરમાં કંઈક ખૂબ મોટો ધડાક થયો, અને આખી દુકાન હચમચી ઊઠી. અભેરાઈએ રાખેલા ખાંડના ડબ્બા ધડબડાટી કરતા નીચે પડયા. કાચ તૂટવા અને સામાન પડવાનો અવાજ આવ્યો. હું રસોડામાં ભાગ્યો. ત્યાં ધુમાડાના ગોટા ઊઠતા હતા, એમાં કોઈક ચીજ તડતડી રહી હતી. ખોખોલે મને વચ્ચે જ જોરથી પકડીને અટકાવ્યો.

"અહીં ઊભો રહે હમણાં."

આંગણામાં રસોયણ જોરથી રડી રહી હતી.

"મૂરખ નહીં તો!" એ ધુમાડાના ગોટામાં અંદર ધસી ગયો. જમીન પર પડેલી વસ્તુઓ એના પગમાં અથડાવાથી ખખડી, એના મોંમાંથી કંઈક ગાળ નીકળી; એણે જોરથી કહ્યું:

"એય! રડવાનું બંધ કર, ને પાણી દે."

રસોડામાં જમીન પર પડેલા લાકડાના ટુકડામાંથી ધુમાડો નીકળી રહ્યો હતો. ચૂલો કાળો ધબ્બ થઈ ગયો હતો. રસોડામાં આમ તેમ અથડાઈને મેં બાલ્ટી શોધી કાઢી અને પાણી જમીન પરની આગ પર નાંખ્યું. પછી લાકડું ચૂલામાં નાખવા માંડયો. ખોખોલે કહ્યું:

"જરા સંભાળજે."

એ જમીન પર વિખરાયેલા સામાન વચ્ચેથી રસોયણનો હાથ પકડી લાવી રહ્યો હતો. એને બેઠકમાં ધકેલી; તેણે હુકમ કર્યો: "જા, જલદી દુકાનને તાળું મારી દે..." પછી મારા તરફ ફરીને કહ્યું:"મક્સીમિચ, સંભાળજે. હજી વિસ્ફોટ થઈ શકે." એ જમીન પર ઘૂંટણીએ પડી, એક પછી એક લાકડાના બધા ટુકડાઓને જોવા માંડયો. એ પછી મેં ચૂલામાં હમણાં જ નાંખેલા લાકડાના ટુકડાઓ પણ એ જોઈ ગયો.

"આ શું કરો છો?"

"આ જો જરા."

એના હાથમાં લાકડાનો એ ટુકડો હતો; જે અજબ રીતે કપાયેલો હતો એને ધ્યાનથી જોતાં ખબર પડી, કે એને શારડીથી પોલો કરવામાં આવ્યો હતો. એની અંદરની બાજુ કાળી થઈ ગઈ હતી . ખોખોલે કહ્યું:

"જોયું ને? કોઈ દુષ્ટે એમાં દારૂગોળો ભર્યો હશે. નાલાયક નહીં તો! એક પાઉન્ડ દારૂગોળાથી શું વળે?"

લાકડાને ટુકડાને એક બાજુ રાખીને તે હાથ મોં ધોવા માંડયો:

"અક્સીનિયા ઓરડાની બહાર હતી એ ખૂબ સારું થયું. નહીં તો એને જરૂર કંઈ લાગી જાત."

ધુમાડો હવે ઓછો થતો જતો હતો; અને બધી વસ્તુઓ સ્પષ્ટ દેખાવા માંડી હતી. કબાટમાંની કાચની પ્લેટો અને બારીના કાચ તૂટી ગયા હતા. ચૂલાના મોં પાસેની કેટલીક ઈંટો એ ધડાકામાં ઊડી ગઈ હતી.

પણ ખોખોલ હજીય ખૂબ શાંત હતો,—જાણે કંઈ ખાસ વાત બની જ નથી,—એ મને ગમ્યું નહીં. એના વલણથી દેખાઈ આવતું હતં, કે આ બદમાશીથી પણ એને ગુસ્સો નહોતો ચડયો. બહાર નાનાં બાળકો દોડાદોડી કરતાં હતાં. ત્યાં કોઈએ બૂમ પાડી.

"આગ! આગ! ખોખોલના ઘરમાં આગ લાગી છે."

કેટલીયે સ્ત્રીઓ જોરથી બૂમો પાડવા લાગી. એક્સીનિયાએ બેઠક ખંડમાંથી ચીસ પાડી:

"મિખાઈલ અન્તોનોવિચ, લોકો દુકાનનો દરવાજો તોડી રહ્યા છે."

તેણે પોતાની ભીની દાઢી લૂછતાં કહ્યું: "અરે, એમાં આટલી ધાંધલ કેમ કહે છે? આવું છું હું."

ઓરડાની ખુલ્લી બારીઓમાંથી કેટલાય ચહેરા જોઈ રહ્યા હતા. એમના માથાના વાળ વિખરાયેલા હતા, અને ચહેરા પર ક્રોધ અને ભય છવાયેલો હતો. ધુમાડાને લીધે બધાંની આંખો બંધ થઈ જતી હતી. કોઈએ ઉત્તેજિત અવાજે બૂમ પાડીને કહ્યું:

"આ બધાંને ગામમાંથી જ કાઢી મૂકો. એમને લીધે રોજ કંઈ ને કંઈ આફત આવી પડે છે. હે ભગવાન!"

એક લાલ વાળવાળો ઠીંગણો માણસ બારીએથી ચડવાની કોશિશ કરી રહ્યો હતો. એના જમણા હાથમાં કુહાડો હતો. એ પહેલાં ક્રોસની નિશાનો કરતો, પછી કંઈક બબડતો, ફરી પાછો બારીએથી અંદર આવવા પ્રયત્ન કરતો હતો; પણ એ નીચે સરી જતો હતો.

રોમાસના હાથમાં, પોલું કરેલું એ જ લાકડું હતું. એણે પેલા માણસને પૂછ્યું:

"શું વાત છે? એય ? ક્યાં જાય છે?"

"આગ ઠારવા."

"પણ આગ ક્યાં છે?"

એ મોઢું બગાડીને ચાલતો થયો. રોમાસ દુકાનના પ્રાંગણમાં ગયો. અને પોલું લાકડું બતાવતાં લોકોના ટોળાંને કહ્યું:

"તમારામાંથી જ કોઈએ, આ લાકડામાં દારૂગોળો ભરીને મારાં ઈંધણનાં લાકડાં ભેગો એને મૂક્યો હતો પણ દારૂગોળો એટલો ઓછો હતો, કે કોઈ નુક્સાન ન થયું."

હું ખોખોલની પાછળ ઊભો ઊભો લોકોના ટોળાને જોઈ રહ્યો હતો. કુહાડીવાળો ખેડૂત ખૂબ ભયભીત જણાતો હતો, એ આજુબાજુના લોકોને કહેતો હતો:

"એ મને મારવા માટે એ લાકડું બતાવી રહ્યો છે." અને દારૂ પીધેલો સિપાઈ કોસ્તિન વારેવારે બૂમો પાડતો હતો:

"કાઢો એમને અહીં. નાસ્તિક નહીં તો! લઈ ચાલો એમને થાણે!"

એ સિવાયનાં બીજાં લોકો ચૂપ હતાં. બધાંની નજર રોમાસ પર ચોંટેલી હતી, અને અવિશ્વાસથી એને સાંભળી રહ્યાં હતાં:

"કોઈનું ઘર ઉડાડી મૂકવું હોય તો કેટલો બધો દારૂગોળો જોઈએ! પૂડ જેટલો! સમજ્યા? સારું, હવે જાઓ બધાં."

કોઈ પૂછતું હતું:

"પોલિસ ક્યાં છે?"

"થાણેદારને બોલાવો."

પછી ધીમેધીમે, અનિચ્છાથી બધા ખેડૂતો ત્યાંથી ચાલ્યા ગયા. એમને નિરાશા થઈ હોય એમ જણાઈ આવતું હતું.

અમે લોકો અંદર ગયાં. અક્સીનિયાએ અમને સ્નેહ અને મૃદુતાથી ચા પીવડાવી. રોમાસ તરફ સહાનુભૂતિથી જોતાં તેણે કહ્યું:

"તમે કોઈ દિ ફરિયાદ નથી કરતા, એટલે એ લોકો માથે ચડી વાગે છે."

મેં પૂછ્યું: "તમને આવી બદમાશી ઉપર પણ ગુસ્સો નથી ચડતો?"

"દુનિયાની બધી બદમાશી પર ઊકળી ઉઠવાનું અને ગુસ્સો કરવાનું શરૂ કરું એટલે બધી વખત હું ક્યાંથી લાવું?"

મને વિચાર આવ્યો: "દુનિયાનાં બીજાં લોકો પણ આવા જ ધીરગંભીર હોત તો કેટલું સારું!"

પણ તેણે હવે બીજી જ વાત શરૂ કરી: એને બે ત્રણ દિવસમાં કઝાન જવું હતું; મારે ત્યાંથી કયા કયા પુસ્તકો લાવવાનાં છે એ મને પૂછી રહ્યો હતો!

મને ક્યારેક એવુંય થતું, કે આ માણસને દિલ જેવી વસ્તુ જ નથી; એણે એની જગ્યાએ કોઈ એવું યંત્ર બેસાડ્યું છે, જેને આખી જિંદગી માટે એક જ વખત ચાવી આપવી પડે. એના પ્રત્યે મને સ્નેહ અને ખૂબ માન હતાં, તોય મને થતું કે એ ક્યારેક મારા ઉપર કે બીજા કોઈના પર ગુસ્સો કરે, બૂમ પાડે પગ પછાડે. પણ એના મોંની રેખાઓ ક્યારેય ખેંચાતી નહીં.

કોઈની મૂર્ખતા કે બદમાશી વખતે એની આંખોમાં તીક્ષ્ણ વ્યંગની છાયા આવી જતી; બન્ને આંખો સાંકડી કરી, થોડા શબ્દોમાં એવી નિર્મળ ટીકા એ કરતો, કે તીરની જેમ ખોંસાઈ જતી.

એક વાર એણે સુસ્લોવને કહ્યું:

"ઉંમર થઈ, તોય આવો દંભ કેમ કરો છો?"

વૃદ્ધ ખેડૂતના રક્તહીન ગાલ અને ચહેરો લાલચોળ થઈ ગયાં. એની હિમધવલ દાઢીના વાળનાં મૂળિયાં પણ લાલ થઈ ગયાં હશે. રોમાસે આગળ ચલાવ્યું:

"એનાથી તમને કોઈ ફાયદો નહીં થાય. ઊલટું, બીજાની નજરે તમે ખરાબ દેખાશો."

સુસ્લોવે શરમથી માથું ઝુકાવી લીધું:

"એ જ તો વાત છે. કોઈ ફાયદો તો કદી એમાં નથી." પણ પછી એણે ઈઝોતને કહ્યું:

"ખોખોલ જન્મજાત નેતા છે. આવી વ્યક્તિઓ જો આપણા વહીવટકર્તા હોત..."

...રોમાસે ટૂંકાણમાં, પણ સાફ શબ્દોમાં મને સમજાવ્યું, કે એની ગેરહાજરીમાં મારે શું શું કરવાનું રહેશે. સવારે થયેલો વિસ્ફોટ, એ દ્વારા બીવડાવવાનો પ્રયત્ન, હવે એને માટે દૂરના ભૂતકાળની વાત બની ગઈ હતી; મચ્છરના ડંશ જેવી, જેને માણસ થોડી વારમાં ભૂલી જતો હોય છે.

પાનકોવે આવી, ચૂલાને ધ્યાનથી જોઈ, મ્લાન ચહેરે પૂછ્યું:

"બી તો નથી ગયા ને?"

"બીક શેની?"

"આ તો યુદ્ધની ઘોષણા કહેવાય."

"આવો, ચા પીએ."

"ના, મારી ઘરવાળી રાહ જોતી હશે."

"ક્યાં ગયો હતો?"

"માછલી પકડવા—ઇઝોત સાથે."

એ ગયો. રસોડામાંથી નીકળતાં એણે ફરીથી કહ્યું:

"આ યુદ્ધની ઘોષણા કહેવાય."

ખોખોલ સાથે પાનકોવ હંમેશાં શબ્દોનો ઓછામાં ઓછો ઉપયોગ કરતો, જાણે બન્નેએ બધી મહત્ત્વની વાતો અને જટિલ પ્રશ્નો ચર્ચા લીધા છે. ઇવાન ભયાનકના રાજ્ય શાસન વિશે રોમાસે સમજાવ્યું, ત્યારે પાનકોવે કહ્યું હતું, એ મને યાદ છે:

"એ ઝાર કંટાળો આપે એવો હતો."

અને કુકૂશિકને કહ્યું હતું: "કસાઈ!" પણ પાનકોવે ખૂબ ખાત્રીથી ઉમેર્યું: એનામાં બુદ્ધિનો અભાવ હતો. મોટા મોટા જાગીરદારોને મારી નંખાવવાથી શું વળે? એણે તો એને બદલે, નાના જમીનદારોનું આખું લશ્કર ખડું કરી દીધું. અધૂરામાં પૂરું, એમાં વિદેશીઓનેય બોલાવી મંગાવ્યા; એ કંઈ અક્કલનું કામ ન કહેવાય. મોટા કરતાં નાના જમીનદારો વધારે ખરાબ છે. હા, એ વાત સાચી, કે માખી એટલે વરુ નહીં, પણ વરુને તો ગોળીએય દેવાય—પણ વરુ કરતાં માખી વધુ પજવે!"

કુકૂશિકન બાલ્ટી ભરીને માટી લઈ આવ્યો, અને ચૂલાની ઈંટો બેસાડતો બોલ્યો:

"સાલાઓ, એક નંબરના હરામી છે. સળી ભાંગીને સાંઠકડું ન કરે, પણ માણસને રહેંસી નાંખવો હોય તો આદુ ખાઈને ચડી જાય! અન્તોનોવિચ, તમે દુકાનમાં હવેથી વધારે માલ—સામાન ન રાખશો. શહેરમાં અવારનવાર જઈને

થોડો થોડો માલ લઈ આવવાનું રાખો. નહીં તો, આ હરામજાદા આ ઘરને બાળીને રાખ બનાવી દેશે. પેલી વાત પણ ઊપડી ચૂકી છે, એટલે એમને વધુ ઝેર આવશે તમારા ઉપર."

"પેલી વાત" એટલે ફળ ઉત્પાદકોની સહકારી સમિતિ ગામના ધનિક લોકોને એ કણાંની જેમ આંખમાં ખૂંચતી હતી. પાનકોવ, સૂસ્લોવ અને બીજા બે ત્રણ સમજુ ખેડૂતોને સાથે રાખી, ખોખોલે સહકારી સમિતિનું માળખું લગભગ તૈયાર કરી નાંખ્યું હતું. ગામના થોડા ગૃહસ્થો પણ રોમાસ તરફ લાગણી બતાવતા, દુકાનમાં ગ્રાહકોની સંખ્યા પણ વધી હતી. બારિનોવ અને મિગુન જેવા "બેકાર" માણસો પણ ખોખોલને દિલ દઈને મદદ કરતા હતા.

મને મિગુન બહુ ગમવા માંડયો હતો: એનાં મધુરાં, દર્દીલાં ગીતો મને ગમતાં. એ વખતે એની આંખો બિડાઈ જતી, અને વેદનાગ્રસ્ત એનો ચહેરો શાંત બની જતો, અંધારી રાતે, કે ચાંદો કાળાં વાદળાં પાછળ સંતાયો હોય ત્યારે એ જિંદગી જીવતો જણાતો. એક દિવસ સાંજે એણે ધીમેથી મારા કાનમાં ફૂંક મારી:

"આજે રાતે ઘાટ ઉપર આવજે..."

ત્યાં એ હાથમાં કાંટો લઈને, છાનોમાનો સ્ટર્લિટ માછલીનો શિકાર કરવા નાવમાં બેઠો હતો. એના કાળા, વાંકાંચૂકા પગ અંધારા જળમાં લટકી રહ્યા હતા. એણે ધીમે ધીમે કહેવા માંડયું:

"ભદ્ર લોકો જો ખરાબ વર્તાવ કરે, તો મને ખોટું નથી લાગતું, મનમાં થઈ આવે, કંઈ નહીં! ભદ્ર લોકો આખરે તો ભદ્ર લોકો છે—ભણેલા ગણેલા છે. એમની સામે તો હું એવો ગામડિયો જ રહેવાનો. પણ જ્યારે આપણાં જેવો ખેડૂત મને તંગ કરવા માંડે ત્યારે સહન નથી થતું. એમનામાં શું હીરા ટાંક્યા છે, અને મારામાં શું નથી? જેવા એ, એવો હું. તેઓ રૂબલ ગણતા હશે, તો હું, બહુ બહુ તો, કોપેકની ગણત્રી કરતો હોઈશ. પણ એમાં કયો મોટો ફરક પડી જાય છે? પછી એમની દાદાગીરી હું શું કામ સહન કરું?"

વેદનાથી એનો ચહેરો વિકૃત થઈ ગયો હતો, પાંપણ ફરકતી હતી; માછલી પકડવાના કાંટાને તેજ કરવા એ સ્ફૂર્તિથી રેતી ઘસી રહ્યો હતો. સૂરીલા અવાજે એણે ઉમેર્યું:

"લોકો મને ચોર કહે છે— હા, હું પાપી છું. પણ કોણ ચોરી નથી કરતું? બધાંય બીજાનું આંચકીને પોતાનું પેટ ભરી રહ્યાં છે. જિંદગી એમ જ વીતે છે બધાંની. ભગવાનને આપણી પડી નથી, એટલે શેતાનનું ધાર્યું થાય છે."

કાળી નદી અમારી પાસેથી વહી રહી હતી. આકાશમાં કાળાં વાદળાં છવાયાં હતાં. અંધારામાં સામો કિનારો દેખાતો નહોતો, ઊછળતું પાણી એમ ઊભા

હતા એ રેતી સુધી ધસી આવતું હતું. જાણે વળતાં મોજાં અમને પાણીમાં લઈ જવા માગતા હતા—પેલા તટહીન નિબિડ અંધકારમાં.

મિગુને પ્રલંબ નિઃશ્વાસ મૂક્યો:

"માણસે જીવવું તો પડવાનું જ છે ને?"

કિનારે કોઈ કૂતરો ઊંચે અવાજે રડી રહ્યો હતો. હું જાણે સ્વપ્નામાં ડૂબ્યો હતો. મને વિચાર આવ્યો:

"આ મિગુન જેવું મારે જીવવાનું છે?.. પણ એય શા માટે?"

બાકીના નદી તટે નીરવતાનું સામ્રાજ્ય વ્યાપેલું છે. સઘન અંધકાર રૂંવે રૂંવું કંપાવી મૂકે એવો છે. એમાં અપાર ઉષ્ણતા હવે અનુભવાય છે.

"લોક ખોખોલને મારીને જંપશે; અને તનેય લોક મૂકશે નહીં." મિગુન બબડે છે. અચાનક એ ગાવા માંડે છે, ધીરેથી:

માએ મને વ્હાલથી કહ્યું:<br>યાશા, મારા લાલ!<br>જાતથી મારે અદકેરો તું,<br>જીવન જીવજે શાંત!<br>યાશા, મારા લાલ!<br>વ્હાલથી મારી માએ કહ્યું!

એની પાંપણો બિડાઈ, સ્વર વધુ ગંભીર અને ઉદાસ થઈ ગય અને કાંટો સજાવતી એની આંગળીઓ ઢીલી પડી ગઈ...

પણ શાંતિ ક્યાં છે જીવનમાં?<br>દિલને શાતા કોણ લેવા દે?<br>યાશા, મારા લાલ!<br>વ્હાલથી મારે માને કહેવું—<br>દિલને શાતા કોણ લેવા દે?

મને એવું થવા માંડયું કે કાળા વિશાળ જલપ્રવાહથી ધરતી અંદરથી ધોવાઈ ગઈ છે, એ કણકણમાં ભૂક્કો થતી બેસી જઈ રહી છે, અને હું ધરાતલમાં લપસતો અતલ ઊંડાણમાં ફેંકાતો જાઉં છું—ત્યાં સૂર્યનો અગ્નિગોળો હંમેશાંને માટે ડૂબી ગયો છે.

જેટલું અચાનક એનું ગીત શરૂ થયું હતું, એટલું જ અચાનક એ અટકી ગયું. મિગુન નાવને હંકારતો એમાં બેસી ગયો. વાતવાતમાં નાવ અંધારામાં અદૃશ્ય બની . એને નિઃશબ્દ જતો જોઈને હું વિચારમાં પડયો:

"આવા લોકો આ દુનિયામાં કેમ જીવતાં હશે?"

બારિનોવ મારો બીજો મિત્ર હતો—એક નંબરનો ફક્કડ, બેપરવા, ગપ્પીદાસ, આળસુ અને રખડુ. એ મોસ્કોમાં રહી ચૂક્યો હતો, એને એ શહેર મુદ્દલ ગમ્યું નહોતું:

"એ શહેર નથી શેતાનનો અડ્ડો છે! જંગલ જેવું લાગે! ત્યાં ગિરજાઘર કેટલાં છે ખબર છે?—ચૌદ હજાર ને છ! પણ શહેરની એકેએક વ્યક્તિ એક નંબરની ઠગ, બદમાશ! અને બધાંને દાદરનો રોગ થયો છે. સાચું કહું છું—કસમથી! વેપારી, સૈનિકો, નગરવાસીઓ—બધાં જ ચાલતાં હોય ને શરીરને ક્યાંક ને ક્યાંક ખંજવાળતાં જતાં હોય! અલબત્ત, ત્યાં મહારાજા ઝારની તોપ જોવા જેવી છે. જગતભરમાં અજોડ! બાદશાહ મહાન પીટરે વિપ્લવવાદીઓ સામે લડવા માટે એને પોતાને હાથે બનાવી હતી. મોટા ભદ્ર કુટુંબની. એક ઓરતે, પીટરના પ્રેમના ફંદામાં ફસાઈને એની સામે બળવો કર્યો. એણે સાત વરસ સુધી એ ઓરતને રાખી—ગણીને સાત વરસ, હોં!—અને પછી એનો અચાનક ત્યાગ કર્યો. એનાં ત્રણ બાળકો સામેય જોયું નહીં. ઓરતને ગુસ્સો ચડયો, ને એ રણે ચડી. પછી શું થયું, ખબર છે? મહારાજા ઝારે એનાં પર તોપમારો શરૂ કર્યો. એમાં નવ હજાર ત્રણસો આઠ માણસો બલિ થઈ ગયાં. ખુદ બાદશાહ ગભરાઈ ગયો. મેટ્રોપોલિટન ફિલારેતને એણે કહ્યું: "નહીં ભાઈ, આ તોપ તો આફતનું પડીકું છે. એને સીલ મારીને મૂકી દેવી જોઈએ. ખુલ્લી રહેશે, તો કોણ જાણે કોને મન થઈ જાય. એનો મારો ચલાવવાનું! એ જ દિવસથી બસ, એ તોપને સીલ મારી દેવામાં આવ્યું છે."

મેં કહ્યું એ ગપ્પાં મારી રહ્યો છે, એટલે તો બારિનોવને ખોટું લાગી ગયું; કહ્યું:

"હે ભગવાન, કેવો નકામો માણસ છે તું! આ વાત મને એક વિદ્વાન માણસે કહી છે, અને તું એને ગપ્પાં કહે છે!.."

એ "સંતોના દર્શનાર્થે" કીવ શહેર પણ જઈ આવ્યો હતો. એ અનુભવ વર્ણવતાં એણે કહ્યું:

"કીવ નગર, એક રીતે આપણા ગામ જેવું જ છે: નદીને કિનારે વસેલું. નદીનું નામ હું ભૂલી ગયો છું. આપણી નદી સામે એ તો નાળા જેવી લાગે, હોં! સાવ ઠેકાણા વગરનું એ નગર છે. એની બધી ગલીઓ વાંકીચૂંકી છે; ઉપર જતી—આવતી. ત્યાંના બધાં લોકો ખોખોલ છે—પણ આપણા મિખાઈલ અન્તોનોવિચ જેવા નહીં, હોં! એમની જાતિ જ બીજી કોઈ છે: અર્ધા પોલિશ અર્ધા તાતાર. બોલે ત્યારે ગોટા વાળતા લાગે આપણને. આમ એ બધા ગંદા લોકો છે—વાળમાં કાંસકો ફેરવવાનું તો જાણે શીખ્યા જ નથી. અને ખાય શું,

તો કહે દેડકાં! પણ ત્યાંના દેડકાં એટલે, દસદસ પાઉન્ડ વજનનો તો એક દેડકો હોય! એ લોકો ગાડીને અને હળને બળદ જોડે છે, હોં! અને બળદ પણ કેવા! ત્યાંનો સામાન્ય બળદ, એટલે આપણા ચાર બળદ જેવો. દરેકનું વજન જ ત્ર્યાંશી પૂડનું! ત્યાં સત્તાવન હજાર મઠવાસીઓ અને બે હજાર તોંતેર તો આર્કબિશપ છે!.. તું હસે છે કેમ? વિશ્વાસ નથી બેસતો? અરે, પણ મેં એ બધા મારા આ સગી આંખે ગણી જોયા ને! અને તું? ગયો છે કોઈ દિવસ કીવ? નહીં ને?.. તો પછી તને વચ્ચે બોલવાનો શું અધિકાર છે? હું તો ભાઈ, માપી તોલીને, સાચી વાત કહેવા માગતો હોઉં છું..."

ગણત્રીનો એને બહુ શોખ હતો. સરવાળા અને ગુણાકાર મારી પાસે જ શીખ્યો હતો, પણ એને ભાગાકાર હજી નહોતો આવડતો. રેતીમાં લાકડી લઈને એ મોટા મોટા આંકડાના ગુણાકાર કરવા બેસતો; એમાં ભૂલો તો થતી પણ એના તરફ એ ધ્યાન ન આપતો—સાચો ખોટો ગમે તે જવાબ હોય તોય બાલસુલભ વિસ્મયથી એને જોયા કરતો:

"બાપ રે! કેટલો મોટો આંકડો! કોઈને કહેવો હોય, તો બોલતાંય ન ફાવે!"

અણઘડ શરીર, ચિંથરે હાલ કપડાં, વિખરાયેલા વાળ—એટલો બારિનોવ, જો કે ચહેરો એનો નમણો હતો: નાની વાંકલી દાઢી, સ્વચ્છ ભૂરી આંખો, એમાં બાળક જેવું સ્મિત. એના અને કુકૂશિકનના ચરિત્રમાં એક પ્રકારની સમાનતા હતી: અને એને લીધે જ બન્નેને ભળતું નહોતું.

બારિનોવ બે વખત તો માછલી પકડવા કાસ્પીયન સમુદ્ર ખેડી આવ્યો હતો: એનું વર્ણન તો અપાર ઉત્સાહથી કરતો:

"ભાઈ, સમુદ્ર જેવી તો એકેય ચીજ થઈ નથી! અજોડ! માણસ તો એની પાસે મચ્છર લાગે; તણખલું જ જાણે! સમુદ્રમાં મજાય બહુ પડે. ત્યાં જાતજાતનું લોક ભેગું થાય. અમારી મંડળીમાં ક્યાંકથી એક પાદરીય ભળી ગયો હતો: કામ કરવામાં એ ઢીલો નહોતો. એક રસોયણ પણ હતી—પહેલાં એ કોઈ વકીલની રખાત હતી; એની સાથે એને ફાવતુંય હતું, પણ સમુદ્રનો પોકાર સાંભળી, એણે એ જિંદગીનો ત્યાગ કરી દીધો, કહ્યું: 'વકીલ સાહેબ, માણસ તમે બહુ સારા છો, પણ હું તો જાઉં છું.' સમુદ્રની એ જ તો ખાસિયત છે. માણસ એક વખત એની સફર કરી આવે, તો પછી ત્યાં ગયા વિના ન ચાલે. જગ્યા તો આકાશ જેટલી ખુલ્લી હોય, ભીડનું તો ક્યાંય નામ નહીં સોગંદ ખાઈને કહું છું: હું ત્યાં ફરીથી પહોંચી જવાનો; મને લોકોના ટોળાં ગમતાં નથી; અને એટલે તો તકલીફ પડે છે મને. મારે તો કોઈ રણમાં સાધુની જેમ રહેવું છે. પણ દુઃખની વાત છે, કે મને કોઈ સારા રણનું સરનામું જ ખબર નથી ને!"

ગામમાં એને માલિક વગરના રસ્તે રઝળતા કૂતરા જેવો એને બધા ગણતા; ખેડૂતો એને ધિક્કારતા, પણ એની આ બધી વાર્તાઓ મિગુનના ગીતોની જેમ તેઓ રસપૂર્વ સાંભળતા.

"ગપ્પાં એનાં ચટ્ટાકેદાર હોય છે, મજા પડે," લોકો કહેતાં. ક્યારેક ક્યારેક તો એના ગપ્પાંઓથી પાનકોવ જેવો વ્યવહારુ અને શંકાશીલ ખેડૂત પણ ભોળવાઈ જતો. એણે એક વખત ખોખોલને કહ્યું:

"બારિનોવ કહે છે, કે ઝાર ઈવાન ભયાનક વિશે પુસ્તકોમાં સઘળી વાતો નથી લખી; અને ઘણું બધું તેમણે છુપાવ્યું છે. બારિનોવે એમ પણ શોધી કાઢ્યું છે કે ઈવાન ભયાનક હંમેશાં માણસના રૂપે નહોતો રહેતો, એ બાજ પંખીનું પણ રૂપ ધારણ કરતો. એટલે તો એના નામ ઉપર સિક્કાઓમાં બાજ પંખીનું નિશાન છે."

મને ફરીથી સોમી વખત, ભાન થયું, કે જીવન અંગેનાં સાચાં ને ગહન સત્યોની સમજણ કરતાં લોકોને તો અસાધારણ, તરંગ જન્મી વાતોમાં વધુ રસ અને શ્રદ્ધા હોય .

મેં ખોખોલને આ વાત કરી, એ હસ્યો: "એ સ્થિતિય બદલાશે. લોકો વિચારતાં શીખે, એ મહત્ત્વની વાત છે. પછી સત્ય શોધવામાં એમને વાર નહીં લાગે. અને બારિનોવ તથા કુકૂશ્કિન જેવી "મૌલિક" વ્યક્તિઓને પણ તારે સમજવી જોઈએ. તે લોકો તો કલાકાર છે; વાર્તાઓ રચતાં એમને આવડે છે. કદાચ ઈસુ પણ એવો જ એક કલાકાર હતો. અને એની કેટલીક કલ્પનાની વાતો એટલી બધી ખરાબ નથી. એ તો તનેય ખબર હશે."

એક એ વાતનુંય મને આશ્ચર્ય થયા કરતું, કે આ બધા લોકો ભાગ્યે જ—અને જાણે અનિચ્છાએ—ઈશ્વરની ચર્ચા કરતા લાગતા. ફક્ત વૃદ્ધ સુસ્લોવ પોતાની પ્રગાઢ શ્રદ્ધા વ્યક્ત કરતો:

"આ બધી પ્રભુની માયા છે." જો કે એમના આ શબ્દોમાં મને હંમેશાં હતાશા દેખાયા કરતી.

આ લોકોની સંગતમાં મારી જિંદગી આનંદથી વીતી રહી હતી; અને સાંજે જે વાતો કરતાં એમાંથી મને સારું એવું નવું જાણવાનુંય મળતું. રોમાસ જીવનની અનેક સમસ્યાઓ વિશે બોલતો; જાણે વિશાળ વૃક્ષની માફક એ બધી સમસ્યાઓનાં મૂળ પણ જીવનના સારતત્ત્વ સુધી વિસ્તરતાં હતાં, અને ધરતીમાં ઊંડે જઈને, અન્ય વિશાળ વૃક્ષનાં એવાં જ ઊંડે વિસ્તરેલાં મૂળ સાથે એ ગંઠાતાં હતાં. આ વૃક્ષોની શાખોમાં નવા નવા વિચારોનાં ફળ ઝુમતાં હતાં; પાંદડાંઓને સ્થાને શબ્દો હતા, અને એ ઘેઘૂર લાગતા હતા. પુસ્તકોમાંના ઉત્તેજક વિચારો વાંચીને મને લાગતું કે જ્ઞાનજગતમાં મેં પણ સારી એવી પ્રગતિ કરી છે. હવે

મારા બોલવામાં વધુ આત્મવિશ્વાસ હતો; ખોખોલે એ બદલ મારી પીઠ પણ થાબડી હતી, હસતાં હસતાં એ કહેતો:

"શાબાશ, મક્સીમિચ, તું આગળ વધી રહ્યો છે, ખરેખર!" આ પ્રોત્સાહનથી હું કૃતકૃત્યતા અનુભવતો.

અમારા એ સાંધ્ય-વાર્તાલાપોમાં પાનકોવ ઘણીવાર પોતાની પત્નીને પણ લાવતો—નાનકડી સ્ત્રી, શહેરી પોશાક, ભોળો ચહેરો, ભૂરી મેધાવી આંખો. ઓરડાને એક ખૂણે હોઠ દબાવીને એ બેસી રહેતી; થોડી વાર વાત સાંભળ્યા પછી, એના હોઠ ખૂલી જતા, આંખો સંકોચપૂર્વકના વિસ્મયથી પહોળી થતી. વચ્ચે મજેદાર ટીકા કોઈ કરી બેસે તો ખિલખિલાટ હસી પડતી; પછી શરમાઈને હથેળીમાં મોં છુપાવી દેતી. રોમાસને આંખ મિંચકારી પાનકોવ કહેતો:

"એય બધી વાતો સમજતી હોય એમ લાગે છે."

ખોખોલને કેટલાક માણસો છાનામાનાય મળવા આવતા. એમને મારી ઓરડીએ પહોંચાડી દેવામાં આવતા; ત્યાં બેસીને તેઓ કલાકો સુધી વાતો કર્યા કરતા. તેઓ ત્યાં બેસીને જ ખાતા, અને સૂઈ જતા. અક્સીનિયા એમને છાનુંમાનું ખાવાનું પહોંચાડતી; એમના આવવાની એક મને, અને બીજી રસોયણને ખબર હોય. એને મન રોમાસ એટલે દેવતા, એ એની ભગત. રાતના અંધારામાં ઈઝોત અને પાનકોવ પેલા મુલાકાતીઓને, ત્યાંથી પસાર થતી કોઈ સ્ટીમરમાં અથવા લોબિસ્કી ઘાટ સુધી પહોંચાડી આવતા. સ્ટીમરના કેપ્ટનનું ધ્યાન ખેંચવા ઈઝોતની નાવ, નદીની કાળી છાતી પર, ફાનસ હલાવી ઊભી રહેતી. અને ચાંદની રાત હોય, તો નાવ નદીની રૂપેરી સપાટી પર ઊપડતી. ઊંચે કિનારે ઊભાં ઊભાં મને થતું, કે હુંય એક ખૂબ મહાન અને ગુપ્ત આંદોલનમાં ભાગીદાર છું—અને એનો અપાર આનંદ મને થતો.

મારિયા દેરેન્કોવા પણ અહીં આવી ગઈ, એની આંખોમાં મને બેચેન કરતી પેલી ચીજ હવે રહી નહોતી; એમાં હવે એવી બાળક જેવી ચપળતા દેખાતી, જેને ખબર હોય, કે એ રૂપાળી છે; એને એ વાતનીય ખુશી દેખાતી, કે એનો દાઢીવાળો લાંબો પહોળો દોસ્ત એના તરફ ધ્યાન આપી રહ્યો છે. જો, કે ખોખોલ તો બધાંની સાથે એવા જ શાંત સ્વરે વાત કરતો—એમાં એનો વ્યંગ પણ ભળેલો રહેતો; હા, મારિયા હોય ત્યારે ખોખોલ એની દાઢીને અવારનવાર પસવાર્યા કરતો ખરો; એની દૃષ્ટિમાં થોડી ભીનાશ આવી જતી. મારિયાના તીણા અવાજમાં ઉલ્લાસ જણાતો—આછા નીલા રંગનો પોશાક અને માથે એવી જ રિબન એણે બાંધી હતી. બાળક જેવી એની ટપૂકડી હથેળીઓમાં વિચિત્ર ચંચળતા લાગતી, જાણે એ કંઈક શોધી રહી છે, પોતાનામાં ભરપૂર સમાવવા માટે. એ કંઈને કંઈ ગીત ગણગણ્યા કરતી, નાના રૂમાલથી પોતાના ગુલાબી

અને ઊજળા ચહેરાને હવા નાંખ્યા કરતી. એનામાં કોઈ એવી વિલક્ષણતા હતી, જે મને બેચેન કરી મૂકતી, પણ એ અગાઉ કરતાં જુદા પ્રકારની વિલક્ષણતા હતી. એ મને હવે પારકી લાગતી; એને જોઈને મને વિરોધનો ભાવ ઊઠતો, એનાથી હું બને તેટલો દૂર રહેવા મથતો.

જુલાઈના મધ્યભાગમાં ઇઝોત ગુમ થઈ ગયો. ગામમાં અફવા ઊડી, કે એ તણાઈ ગયો. બે દિવસ પછી એની નાવ ગામથી કેટલાય માઈલ દૂર સામે કિનારેથી હાથ લાગી, એની એક બાજુ તૂટી ગઈ હતી, અને નીચે મોટું કાણું હતું. એનાથી લોકોની ધારણા પાકી નઈ, કે એ નાવમાં સૂઈ ગયો હશે અને નદીના પ્રવાહમાં વહેતી એ અથડાઈને તૂટી ગઈ હશે.

રોમાસ એ દિવસોમાં કઝાન ગયો હતો. સાંજે કુકૂશ્કિન દૂકાને આવ્યો, અને વ્યથિત ચહેરે કોથળાઓ પર બેસી ગયો. થોડી વાર જમીન પર તાકી રહી એણે તમાકુ પીતાં કહ્યું:

"ખોખોલ ક્યારે આવશે?"

"મને નથી ખબર."

ચહેરાના ઘા ઉપર એ હથેળી ફેરવવા માંડયો. એના મોંમાંથી અપશબ્દોય નીકળવા માંડયા. ગળામાં ક્યાંક હાડકું ફસાયું હોય, એમ એને હાંફ ચડયો હતો. મેં પૂછયું:

"વાત શું છે?"

એણે નજર ઊંચી કરી મારી સામે જોયું, અને પછી દાંતથી હોઠ ચાવવા માંડયો. એની આંખો લાલ લાલ થઈ ગઈ હતી. અને દાઢી ધ્રૂજતી હતી. એનાથી બોલાતું જ નહોતું. એનાં મોં ઉપર નજર ખોડી રાખી હું અધિરાઈથી રાહ જોઈ રહ્યો હતો. એને કંઈક ખરાબ સમાચાર મ[illegible]ા છે એ તો દેખાઈ જ આવતું હતું. ઘણી વારે એનું મોં ખૂલ્યું. બારણે ઝડપથી જોઈ, એણે લથડતે અવાજે કહ્યું:

"આજે મિગુનને લઈને, હું ઇઝોતની નાવ જોવા ગયો હતો—એના નીચેના ભાગમાં કુહાડીથી કાણું પાડવામાં આવ્યું છે, સમજ્યો? કુહાડીથી! એનો અર્થ એ કે ઇઝોતનું ખૂન થયું છે..."

એ માથું ઊંચું કરીને ગાળો બોલવા માંડયો, વચ્ચે એને ડૂસકાંય આવી જતા હતાં. થોડી વાર શાંત રહીને એ ક્યાંય સુધી ક્રોસની નિશાની કરતો રહ્યો. એની હાલત જોઈ નહોતી શકાતી. આખું શરીર અપાર શોક અને ક્રોધથી કંપિત હતું. એને રડવું હતું, પણ એનાથી રડાતું નહોતું. પછી માથું સીધું કરીને એ અચાનક ઊભો થઈ ગયો, અને ચાલ્યો ગયો.

બીજે દિવસે સાંજે કેટલાક છોકરાઓ નદીમાં ન્હાતા હતા, ત્યારે તેમને ઈઝોતની લાશ મળી આવી. ગામની નજીક નદી કાંઠે ભાંગેલી નાવ પડી હતી. એનો અર્ધો ભાગ કાંઠાના કાંકરામાં અને અર્ધો ભાગ પાણીમાં પડયો હતો. એના પાણીવાળા ભાગમાં ઈઝોતની લાંબી લાશ ફસાઈને પડી હતી—મોં અને ખોપરી ફાટી ગયેલી. પાણીમાં મગજ તણાઈ ગયું હશે, કારણ કે માત્ર ખાલી ખોપરી દેખાતી હતી. કોઈએ પાછળથી ખોપરીમાં કુહાડીનો ઘા કર્યો હોવો જોઈએ. પાણીના પ્રવાહમાં લાશ હલ્યા કરતી હતી. પગ કિનારા તરફ હતા, અને બન્ને હાથ ઝૂલી રહ્યા હતા. એવું લાગતું હતું જાણે પાણીની બહાર નીકળીને ઘાટ ઉપર ચડવાની એ કોશિશ કરતો હતો.

લગભગ વીસ ખેડૂતો લાશ પાસે ભેગા થઈ ગયા—બધાના ચહેરા ઉદાસ અને વિચાર મગ્ન. ગામના એ ધનાઢય ખેડૂતો હતા; ગરીબ ખેડૂતો હજી ખેતરેથી પાછા વળ્યા નહોતા. કપટ અને કાયરતાની મૂર્તિ જેવો મુખી ખેડૂત હાથમાં લાકડી લઈને, આમતેમ ઘૂમતો હતો, જાણે અધિકારીની હેસિયતમાં ખૂબ વ્યસ્ત હોય. ગુલાબી ખમીસની ચાળથી નાકનું ટપકતું પાણી લૂછતો હતો. જાડો દુકાનદાર કુઝમીન પગ પહોળા કરી, પોતાની ફાંદ બહાર કાઢી ઊભો ઊભો, મને અને કુકૂશ્કિનને વારેવારે જોયા કરતો હતો. એનાં નેણ ખેંચાયેલા હતાં, પણ રંગહીન આંખોમાં આંસુ ડબકતાં જણાતાં હતાં. શીળીના ડાઘાવાળો એનો ચહેરો નિર્બળ અને મુંઝાયેલો લાગતો હતો.

મુખી ખેડૂત વાંકા પગલે આમતેમ ચાલતો રૂઆબ ભેર કહેતો હતો:

"બહુ ખરાબ કહેવાય: આ તો બદમાશી જ કહેવાય." એની ગોળમટોળ પૌત્રી એક ખડક પર બેઠી બેઠી શૂન્ય નજરે નદી સામે તાકી રહી હતી; ધ્રૂજતા હાથે એ વારંવાર ક્રોસની નિશાની કરતી હતી. હોઠ કંપતા હતા. નીચેનો લાલ હોઠ કૂતરાના હોઠની જેમ લબડતો હતો. એમાંથી ગંદા પીળા દાંત દેખાતા હતા. છોકરાઓ કિનારે ઢોળાવ પર દોડાદોડી કરતા હતા. છોકરીઓ પણ કિનારા પર રંગીન ધાબાંઓની જેમ ઊભેલી દેખાતી હતી. પછી ખેતરેથીય માણસો આવવા માંડયા—ધૂળથી તરબતર. લોકોનો ઘોંઘાટ વધતો જતો હતો, એમાંથી કોઈએ કહ્યું:

"એ આમ તો બધાંને બહુ પજવતો હતો."

"કોણ? એ?"

"કુકૂશ્કિન... બહુ પજવે છે બધાંને... એ ઊભો!"

"અમસ્તો બિચારાને રહેંસી નાખ્યો."

"ઈઝોતે કોઈને કંઈ હાનિ નથી કરી."

"શું કહ્યું? 'ઇઝોતે કોઈને કંઈ હાનિ નથી કરી?'" કુકૂશિકને લોકોના ટોળાંને સંબોધતાં બૂમ પાડી:

"તો પછી બદમાશો, એને તમે આમ રહેંસી કેમ નાંખ્યો?.. હેં?"

અચાનક એક સ્ત્રી જોરથી હસી પડી; એ હાસ્યથી જાણે લોકોના ટોળાને કોરડો વીંઝાયો. બધા ખેડૂતો એક બીજા પર તૂટી પડયા; ગાળો દેતા, આરોપો મૂકતા, બૂમો પાડતા! કુકૂશિકને ઠેકડો મારી વેપારી કુઝમીનના જાડા ગાલ ઉપર જોરથી થપાટ મારી:

"કૂતરા! લે!"

મુઠ્ઠી હવામાં વીંધતો, ભીડને ચીરતો, એ બહાર નીકળ્યો, અને મને બૂમ પાડતો બોલ્યો:

"ભાગો, આજે અહીં મારપીટ થશે."

ત્યાં તો કોઈનો મુક્કો એના મોંએ વાગ્યો! એનો હોઠ કપાઈ ગયો, અને એમાંથી લોહી ટપકવા માંડયું. પણ એના મોં પર સંતોષ હતો:

"જોયું ને? મેં કુઝમીનને કેવી લગાવી દીધી!"

બારિનોવ અમારા તરફ દોડતો આવ્યો. એ ગભરાતો ગભરાતો ખેડૂતોના ટોળાંને નીરખી રહ્યો હતો. કોલાહલની વચ્ચેથી મુખી ખેડૂતનો તીણો અવાજ સંભળાતો હતો:

"કોણ કહે છે કે મેં આંખ આડા કાન કર્યા છે? સાબિત કરી આપો ને!"

અમે લોકો ઘાટ પર ચડવા માંડયા હતા. બારિનોવે કહ્યું: "મારે અહીંથી ભાગી જવું જોઈએ." એ સાંજની હવા ગરમ હતી. મારો શ્વાસ રૂંધાઈ જતો હતો. આથમતા સૂરજની લાલિમા ભૂરાં વાદળાંની આડમાંથી દેખાતી હતી, અને વૃક્ષોની ધારે એનું પ્રતિબિંબ પડતું હતું. ક્યાંક જોરથી વીજળી ચમકી ઊઠી.

ઈઝોતની લાશ મારી સામેના પાણીના પ્રવાહમાં હલતી હતી, એની ખાલી ખોપરી પરના વાળ સીધા તરતા હતા—જાણે ઊભા થઈ ગયા હતા. એનો મંદ સ્વર અને મીઠા શબ્દો મારા કાનમાં ગૂંજી રહ્યા હતા:

"એકેએક માણસમાં બાળપણ છૂપાયેલું હોય છે. માનવના હૈયે બેઠેલું શિશુ, એ જ કેન્દ્ર છે— એનાથી જ કંઈક નવું આરંભી શકાય. ખોખોલની જ વાત કર ને, તને લાગતું હશે, એ તો લોહપુરુષ છે, પણ ખરી રીતે એનો આત્મા શિશુનો છે."

મારી બાજુમાં કુકૂશિકન પગ ઢસડતો ચાલતો હતો. તેણે સૂકા અવાજે કહ્યું:

"એક એક કરીને આપણા બધાંને તેઓ સાફ કરી નાંખશે. હે ભગવાન, આ કેવી મૂર્ખાઈ છે!"

આ ઘટનાના બે ત્રણ દિવસે ખોખોલ આવ્યો: રાત બહુ વીતી ગઈ હતી; કોઈક કારણથી એ ખૂબ આનંદમાં જણાતો હતો. ઘરમાં આવીને એણે અસાધારણ પ્રેમથી મને બોલાવ્યો:

"મક્સીમિચ, તું સમયસર ઊંઘતો નથી."

"ઈઝોતનું ખૂન થયું."

"શું-શું?"

એના મોંની માંસપેશીઓ ઊપસી આવી, દાઢી એ રીતે હલવા માંડી, જાણે છાતી ઉપર પાણીનું ઝરણું વહી રહ્યું છે. માથેથી ટોપી ઉતારવાનીય એને સુદ્ધા ન રહી. ઓરડામાં વચ્ચે ઊભા રહી એણે જોરથી માથું હલાવવા માંડયું. આંખો સંકોચાઈ ગઈ.

"ખૂન થઈ ગયું... અને ગુનેગાર પકડાયો નથી, કેમ?"

એણે ધીમેથી બારીએ બેસી, પોતાના પગ સીધા કર્યા.

"મેં એને ચેતવણી આપી હતી. પોલિસ વગેરે આવ્યા હતા?"

"કાલે જમાદાર આવ્યા હતા."

"સારું, પણ પરિણામ શું આવ્યું?.." પછી પોતે જ એ સવાલનો જવાબ આપ્યો:

"...હા, પરિણામ શું આવે એનું?"

મેં કહ્યું કે જમાદાર, દર વખતની જેમ, કુઝમીન વેપારીને ત્યાં ઊતર્યો હતો. એને મારવાના અપરાધ બદલ, તેણે કુકૂશ્કિનને થાણે મોકલી દીધો છે.

"હા! કોઈ મોં તો ઉઘાડી જુએ!"

હું સમોવાર સળગાવવા રસોડામાં ગયો. ચા પીતાં પીતાં રોમાસે કહ્યું:

"આ લોકો પોતાનામાંથી સારા લોકોને વીણીવીણીને મારી નાંખે છે—જાણે એ બધાંનો એમને ડર લાગે છે! એવા લોકોને આંખના કણાંની જેમ ગણી, એમને ફેંકી દેવામાં આવતા હોય છે. સાઇબીરિયા જતાં મને એક કેદી મળ્યો હતો: એણે કહ્યું, કે ચોરી કરવા બદલ એને સજા થઈ છે. પાંચ જણાંની એમની ટોળકી હતી. એક દિવસ એમનામાંના એકે કહ્યું કે 'હવે બંધ કરો આ ચોરીનો ધંધો; આટલા દિવસમાંય આપણે લોકો પૈસા ભેગા કરી શક્યા નથી, તો પછી ફાયદો શું?' આટલી વાત ઉપર બાકીના ચોર લોકોએ પેલો ઊંઘતો હતો ત્યારે એનું ગળું દાબી દીધું. આ વાત કહેનાર માણસ, પેલી વ્યક્તિની ખૂબ પ્રશંસા કરતો હતો. એણે કહ્યું, કે એ પછીય આ હાથે ત્રણ બીજા માણસો મર્યા છે, પણ એનો અફસોસ નથી થતો; જો કે અમારા પેલા સાથીદારનું મૃત્યુ ભૂલાતું નથી; કાળજું કપાઈ જાય છે. એના જેવો સાથી ન મળે—જાણકાર, પ્રમાણિક, આનંદી! મેં પૂછ્યું: 'તો એને મારી કેમ નાંખ્યો?

બાતમી આપી દે, એ ડરથી?' મારા આ સવાલથી એ ગુસ્સે થયો: 'બાતમી આપી દે? અરે, અમારો એ સાથીદાર દુનિયા આખીની દોલત કોઈ આપે ને, તોય મોં ન ખોલે એવો હતો. પણ, હવે એની સાથે ફાવતું નહોતું. અમે લોકો પાપી અને એ સંત? અમને એ ગોઠયું નહીં...'"

ખોખોલ ઊઠીને ઓરડામાં આંટા મારવા માંડયો. એણે ગોઠણ સુધીનો સફેદ તાતારી કોટ પહેર્યો હતો, પણ ઉઘાડા, હાથમાં પાઈપ. એણે ગહન ચિંતન કરતો હોય એવા અવાજે, જાણે જાતને કહ્યું:

"મને ઘણી વાર એવું જોવામાં આવ્યું છે, કે લોકો સંતથી ડરતા હોય છે, એમને સાફ કરી દેવામાં આવતા હોય છે. પહેલાં તો એમને જાતજાતનો ત્રાસ આપવામાં આવે, પણ પછી એનો કંટાળો આવે એટલે એમનો ખાતમો કરી દેવાય. હા, બીજા સંતો—વિરલા જેવાય હોય છે, એમના પ્રત્યે જુદો વ્યવહાર કરવામાં આવે છે: એટલે કે એમને પૂજવાનું શરૂ કરવામાં આવે છે; એમની સામે કૂતરાની જેમ બે પગ વચ્ચે પૂછડી દબાવવામાં આવે, એમના એકેએક શબ્દ, એમની ફરતી નજરની ઉપાસના કરવામાં આવે... લોકો એમની પાસેથી શિક્ષણ ન લે, એમના જીવનનું અનુકરણ ન કરે—ફક્ત એમની પૂજા કરે! જો કે, એમની પૂજા થાય એવી એ સંતોની તો ઇચ્છા જ નથી હોતી?"

ટેબલે ચાનો પ્યાલો ઠંડો પડવા માંડયો હતો. એને હાથમાં લેતાં, રોમાસે પોતાનું ભાષણ ચાલુ રાખ્યું:

"અને એ શક્ય છે. ગમે તે કહો, તો પણ ખૂબ પરિશ્રમ કરીને, પોતાને આવડયું એવું જીવન લોકોએ ઊભું કર્યું છે. એ જીવનની એમને ટેવ પડી ગઈ છે, અને પછી ઓચિંતો કોઈ માણસ ટપકી પડીને, ક્રાંતિકારીની જેમ ફતવો કાઢે કે તેમનું જીવન બરાબર નથી!.. હેં? શું કહ્યું? અમારું જીવન બરાબર નથી? પણ અમે તો હતું એટલું હોડમાં મૂકીને માંડ આ ઈમારત ખડી કરી છે, અને તું કહે છે કે એ બરાબર નથી? વાહ, ભાઈ! તુંય ખરો છે! પછી લોક બધું ભેગું થઈને પોતાના એ ગુરુ કે સુધારક જે હોય એના ઉપર તૂટી પડે, ખતમ કરો એને! આવ્યો મોટો આપણને જેમ તેમ શીખવવા! જો કે વાસ્તવિકતા તો એ જ છે, કે સંતનું કહેવું સાચુંય હોય. સત્ય સંતને પક્ષે જ હોય. જગતે પ્રગતિ કરી છે તો એમના જેવાને જ પ્રતાપે!"

અલમારીની પેલી ચોપડીઓ તરફ આંગળી ચીંધતાં તેણે કહ્યું: "એ બધુંય આ પુસ્તકોને જ પ્રતાપે છે મોટે ભાગે તો! હુંય એકાદ પુસ્તક લખી શકું તો સારું; પણ મને લખતાં નથી આવડતું. મારા વિચારો સ્પષ્ટ નથી, વાતોય ભારેખમ છે."

માથે હાથ મૂકીને એ ટેબલ પાસે બેસી ગયો;

"ઈઝોત વગર આપણને ગમશે નહીં." પછી એ ક્યાંય સુધી મૌન બેસી રહ્યો; અંતે કહ્યું:

"ચાલો, હવે ઊંઘવાનો પ્રયત્ન કરવો જોઈએ."

હું અટારીએ ચડયો, અને બારીએ જઈને બેઠો. દૂરદૂરનાં ખેતરો પર થતી વીજળી અર્ધા આકાશને અજવાળી દેતી હતી. એ પારદર્શક લાલ પ્રકાશ ઝળકતો ત્યારે ચાંદો પણ જાણે ભયથી ચમકી જતો હતો· કૂતરાઓનું રૂદન અને ભસવું ચાલુ હતું. એ વિષાદી સમુહગાન થતું ન હોત, તો તો રણદ્વિપ જેવો ભાસ થાત. દૂર દૂરથી વીજળીના કડાકાય કાને પડતા હતા. બારીએથી ગરમ ગરમ પવન અંદર ધસી આવતો હતો.

ઈઝોતની લાશ ફરીથી આંખ સામે તરી આવી: વૃક્ષો નીચે એ પડી હતી, મોં આકાશ તરફ, પણ પહોળી આંખો કઠોર દૃષ્ટિથી આત્માનું અંતર્દર્શન કરી રહી હતી. સોનેરી દાઢીના વાળ વિખરાઈ ગયા હતા, હોઠ વિસ્મયમાં ખૂલી ગયા હતા:

"મક્સીમિચ, કરુણા અને સદ્ભાવના એ જ મુખ્ય વાત છે. એટલે તો તહેવારોમાં ઈસ્ટરનો તહેવાર ગમે છે બધાંથી વધુ સદ્ભાવના ભર્યો એ તહેવાર છે."

એનું ભૂરું પાટલૂન સાંજની ગરમીમાં સૂકાઈ ગયું હતું. વોલ્ગાનાં પાણીમાં ધોવાઈને સાફ થયેલા એના ભૂરા પગને એ ચોંટી ગયું હતું. મોં પર માખીઓ ગણગણતી હતી. શરીર સડતું જવાથી દુર્ગંધ મારતું હતું.

સીડીએ કોઈના ભારે પગલાં સંભળાયાં. માથું નમાવીને ઓરડીને નીચેને દરવાજેથી રોમાસ અંદર આવ્યો. મારે ખાટલે બેસીને તેણે એક હાથે દાઢી પકડી:

"એક વાત તને કહેવી હતી. મારું લગ્ન થવાનું છે."

"અહીં સ્ત્રીને રહેવું અઘરું થઈ પડશે." એ મારા સામે તાકી રહ્યો, જાણે રાહ જોતો હોય, કે હું આગળ કંઈક બોલીશ, પણ મને કંઈ સૂઝ્યું નહીં. વીજળીના કડાકાથી આખી ઓરડીમાં પ્રકાશનું પૂર રેલાયું.

"મારું લગ્ન માશા દેરેન્કોવા સાથે થઈ રહ્યું છે."

મારાથી હસ્યા વિના ન રહેવાયું. એ છોકરીને કોઈ માશા કહેશે. તેની મને કલ્પના જ નહોતી; મને ખબર હતી ત્યાં સુધી મારિયાના બાપ કે ભાઈ કોઈએ એને માશા કહીને બોલાવી નહોતી.

"તને હસવું કેમ આવે છે?"

"એમ જ."

"તને એમ છે કે હું એનાથી ઉમ્મરમાં બહુ મોટો છું?"

"ના, ના!"

"એ કહેતી હતી, કે તું એને પ્રેમ કરતો હતો..."

"મને પણ એમ લાગતું હતું..."

"પણ હવે એ ભાવ રહ્યો નથી?"

"ના, નથી રહ્યો, એમ લાગે છે."

એણે દાઢીમાંથી હાથ કાઢીને ધીમેથી કહ્યું: "તારી ઉમ્મરમાં એવો ભ્રમ ઘણી વાર થઈ જાય. પણ મારી ઉંમરે માણસને એવો ભ્રમ ન થાય: એ તો મન અને આત્માને જકડી લે, અને પછી કંઈ સૂઝે નહીં."

એના હાસ્યમાં વ્યંગ હતો: એના સુંદર દાંત પણ એમાં દેખાઈ આવ્યા:

"ઍક્ટિઅમની લડાઈમાં એન્થની ઓકટેવિયસ પાસે હારી ગયો; કારણ એ હતું, કે કિલઓપેટ્રા જ્યારે ડરીને ભાગી, ત્યારે એણે પણ પોતાનાં જહાજો અને સેનાપતિ તરીકે ફરજો તરછોડીને કિલઓપેટ્રા પાછળ પોતાનું જહાજ વાળ્યું હતું. આ પરથી તને સમજાશે, કે આવી બાબતોમાં માણસની શી હાલત થાય છે."

એ ઊભો થયો, અને છાતી તાણીને બોલ્યો, જાણે સ્વગત કહેતો હોય:

"એ ગમે તે હોય, પણ હું લગ્ન કરી રહ્યો છું."

"ક્યારે?"

"આ પાનખર ઋતુમાં. સફરજનનો પાક ઊતરી જાય એટલે!"

એ બહાર ચાલ્યો ગયો. દરવાજો પસાર કરતાં એ જરૂરથી વધારે ઝૂક્યો હતો. હું ખાટલે પડી રહ્યો; વિચાર આવ્યો, કે પાનખર આવે એટલે આપણેય ડેરાતંબુ અહીંથી ઉપાડવા જોઈએ. એન્થનીની વાત એણે કેમ કરી?.. એ મને ગમ્યું નહોતું.

સફરજન પાકવા માંડયાં હતાં. આ વખતે પાક પણ સારો થયો હતો. ફળોને લીધે ડાળીઓ લગભગ જમીન સુધી લચી પડી હતી. બગીચાઓમાં એની ભીની સુગંધ ફેલાઈ ગઈ હતી. બાળકો ડાળીએથી પડેલાં લાલ-પીળા સફરજન એકઠાં કરવા માંડયા હતાં.

ઑગસ્ટ મહિનો બેસી ગયો હતો. રોમાસ કઝાનથી એક વહાણ ભરીને હમણાં જ માલ લાવ્યો હતો. બીજા એક વહાણમાં ખાલી ટોપલા હતા. સવારના આઠ વાગ્યા અને રજાનો દિવસ નહોતો. ખોખોલ નાહીને ચા પીતાં પીતાં આનંદથી બોલ્યો:

"રાતે નદીમાં મજા આવે છે..."

ત્યાં ઓચિંતો નાક છીકતાં એ ગભરાઈને બોલ્યો: "તને કંઈ ધુમાડાની ગંધ નથી આવતી? જો તો." અને એની જ સાથે અક્સીનિયાની બૂમ સંભળાઈ:

"આગ!"

અમે લોકો બહાર લાગ્યા. શાકભાજીની વાડી સામેનો દુકાનની પરશાળનો ભાગ સળગી રહ્યો હતો. એ જ જગ્યાએ કેરોસીન, ડામર અને તેલનો ભંડાર અમે બનાવ્યો હતો. એક ક્ષણ તો અમે લોકો થાંભલા જેવા અવાક થઈ ગયા. ધોમ ધખતા તડકામાં આગની પીળી જ્વાળાઓ રંગ રહિત થતી, ખૂબ મોજથી છતને આંબી જવા દિવાલે ચડી રહી હતી. અક્સીનિયા બાલ્ટી ભરીને પાણી લઈ આવી. ખોખોલે બાલ્ટી આગની જ્વાળાઓમાં છાંટયું, ને પછી બાલ્ટી ફેંકતા બોલ્યો:

"બેકાર છે આ બધું, મક્સીમિચ! જલ્દી પીપ બધાં બહાર કાઢ. અને અક્સીનિયા, તું દોડીને દુકાનમાં જા."

મેં ડામરનું એક પીપ બહાર કાઢયું અને આંગણામાં એને ગબડાવતો ગલીમાં લઈ આવ્યો. પછી કેરોસીનનું પીપ કાઢવા દોડયો, પણ એને ગબડાવવા માંડયો ત્યાં જોયું તો એનું નાનું ઢાંકણું ખૂલી ગયું હતું, અને કેરોસીન બહાર ઢોળાઈ રહ્યું હતું. હું એ ઢાંકણું શોધવા માંડયો, ત્યાં સુધીમાં આગ એનું કામ કરી રહી હતી, લાકડાના પાટિયાની દિવાલે જાણે એ આંગળીઓ ફેલાવતી ચડી રહી હતી. છાપરું ચચરવા માંડયું અને મારા પર કોઈ હસતું હોય એવો અવાજ આવ્યો. એને મેં બહાર ગબડાવ્યું ત્યારે પીપ અર્ધું ખાલી થઈ ગયું હતું. ગલીમાં સ્ત્રીઓ અને બાળકોનું ટોળું ભેગું થઈ ગયું હતું; એમની ચીસો અને બૂમબરાડા શરૂ થઈ ગયા હતા. ખોખોલ અને અક્સીનિયા દુકાનનો બીજો માલ સામાન સૂકાયેલા નાળામાં ભેગો કરી રહ્યાં હતાં. ગલીની વચ્ચે જ, પગથી માથા સુધી કાળો પોશાક પહેરેલી એક ઘરડી ગોરી સ્ત્રી ઊભી હતી. એ મુઠ્ઠીઓ ઉછાળતી જોરજોરથી બૂમ પાડી રહી હતી:

"હરામજાદા ક્યાંના!"

હું ફરીથી ભંડારમાં ઘૂસ્યો. અંદર ખૂબ ધુમાડો ફેલાઈ ગયો હતો, અને કોઈ વસ્તુનો જોરથી કડાકો બોલી રહ્યો હતો. દિવાલ તો જાણે અગ્નિની જાળી બની ગઈ હતી. ધુમાડામાં શ્વાસ નહોતો લેવાતો, અને આંખો બળી રહી હતી. ફાંફા મારીને મેં વધુ એક પીપ ગબડાવવા માંડયું, પણ એ દરવાજે આવીને અટક્યું: છાપરેથી મારા પર અંગારા વરસવા માંડયા. મારો ચહેરો અને હાથ દાઝયા, મેં મદદ માટે બૂમ પાંડી, ખોખોલે દોડીને મને આંગણામાં બહાર કાઢયો. તેણે કહ્યું: "ભાગ, પીપ ફાટશે નહીં તો..."

પછી એ ખુદ દોડીને ઘરમાં ઘૂસી ગયાં. હુંય એની પાછળ અંદર દોડયો;

ગયો સીધો અટારીએ, કેમ કે મારે કોઈ પણ રીતે મારી ચોપડીઓને બળી જતી બચાવી લેવી હતી. પુસ્તકો નીચે ફેંક્યા પછી, મેં ટોપીઓની પેટી બારીથી નીચે ફેંકવાનો પ્રયત્ન કર્યો. પણ બારી નાની પડતી હતી. મેં એને તોડવા પ્રયત્ન કર્યો; ત્યાં કંઈક જોરથી ધડાકો થયો, અને કોઈક વસ્તુ અટારીની છત પર પડી. કેરોસીનનું પીપ ફાટી ગયું હતું, અને એથી અમારા છાપરે પણ આગ લાગી હતી. ઉપર કંઈક જોરથી કડકડાટ શરૂ થઈ ગયો. છતમાંથી આગની લાલ ધારા પડી રહી હતી, અને પરિણામે બારી ઉપર જાણે આગની ચાદર બિછાવાઈ ગઈ. ભયંકર દાઝ લાગવા માંડી, એટલે હું સીડીએ દોડયો, પણ ધુમાડાને લીધે મારાથી આગળ ન વધાયું. આગની જ્વાળાઓ સાપની જેમ ફુત્કારતી સીડી ચડી રહી હતી. નીચેને દરવાજે જોરથી કડાકો બોલ્યો, જાણે કોઈએ એના લાકડામાં લોઢાના દાંત ન પેસાડયા હોય. મારી વિચારવાની શક્તિ કુંઠિત થઈ ગઈ, ધુમાડાને લીધે કંઈ સૂઝતું નહોતું. દમ ઘૂંટાતો હતો, અને હું કોણ જાણે ક્યાંય સુધી નિશ્ચેત ઊભો રહ્યો. દરેક ક્ષણ યુગ જેવી લાગતી હતી. લીંબુ જેવી પીળી અને લાલ દાઢીવાળો કોઈનો ચહેરો સીડીવાળી બારીએ દેખાયો, એના પર આગની ઝપટ આવી, અને પછી એ ચહેરો લુપ્ત થઈ ગયો. થોડી વારે રક્તવર્ણી આગની જ્વાળાઓ મારી ઓરડીને ઘેરી વળી.

પછી મને એટલો જ હોશ રહ્યો, કે મારા વાળ બળવા મંડયા છે. ખાત્રી થઈ ગઈ, કે હવે અંત નજીક છે; પગ મણ મણ જેટલા ભારે થઈ ગયા. આંખો ધુમાડાને લીધે બહુ બળી રહી હતી; જોકે મેં એને હથેળીઓથી ઢાંકી દીધી હતી.

પરંતુ મનુષ્યમાં સ્વરક્ષાની પ્રવૃત્તિ ખૂબ જોરદાર હોય છે, એ એને વખત આવે કંઈક રસ્તો સૂઝાડે જ છે. મેં મારા ખાટલા પરથી ગાદલું અને તકિયો ઉપાડયો, એમાં નરમ બાસ્ટ પણ હતું. ઘેટાંની ચામડીનો રોમાસનો કોટ માથે અને ખભે નાંખ્યો—અને પછી હું કૂદી પડયો બારીમાંથી નીચે.

આંખો ખૂલી ત્યારે હું સૂકા નાળાને કિનારે પડયો હતો. રોમાસ મારી બાજુમાં બેઠો બેઠો બૂમો પાડતો હતો: "કેમ, કેમ છે હવે?"

હું બેઠો થયો, અને આગમાં ખાખ થતું જતું અમારુ ઘર બેબાકળો બનીને જોઈ રહ્યો. ચારે તરફ આગની રક્તવર્ણી ચાદર જાણે ટાંગેલી હતી અને એની જિહ્વાઓ મકાનને ચારેબાજુથી અને કાળી ધરતીને નીચેથી ચાટી રહી હતી. બારીઓમાંથી કાળો ધુમાડો નીકળી રહ્યો હતો, છત ઉપર પીળાં ફૂલ હવામાં ઊડી રહ્યાં હતાં.

ખોખોલે ફરી કહ્યું:

"કેમ છે તને?" એનો ચહેરો કાળોધબ્બ થઈ ગયો હતો, પરસેવો પડવાથી,

જાણે આંસુથી ખરડાયેલો હોય એવું લાગતું હતું... આંખમાં ઉદ્વિગ્નતા હતી. ભીની દાઢીમાં બાસ્ટના ટુકડા ચોંટી ગયા હતા. અચાનક મારા હૃદયમાં આનંદપૂર્ણ આવેશનો ભાવ જાગ્યો. ત્યાં જ મારા ડાબા પગમાં જોરથી જલન અને દર્દ ઊપડયાં. હું જમીન પર સૂઈ ગયો, અને ખોખોલને કહ્યું:

"મારો પગ મરડાઈ ગયો છે."

એણે મારા પગ પકડીને પછી જોરથી ઝટકો માર્યો; એના દર્દમાં આખું શરીર ધ્રૂજી ઊઠયું, પણ બીજી જ ક્ષણે હું ફરી કામમાં લાગી ગયો. પગમાં થોડી લચક હજીય હતી, પણ હૃદય આનંદથી ભર્યું હતું. બેચાર મિનિટમાં તો અમે ઘરનો રહ્યો સહ્યો માલ સામાન સ્નાનની ઓરડીમાં લઈ આવ્યા. રોમાસ પણ ખૂબ સ્ફૂર્તિથી કામ કરતો હતો. દાંતમાં પાઈપ દબાવી એ બોલ્યો:

"જ્યારે કેરોસીનનું પીપ ફાટયું અને આગ અચાનક છત ઉપર ફેલાઈ ત્યારે મને પૂરી ખાત્રી થઈ ગઈ, કે તું બચશે નહીં. ધડાકો થતાં આગનો થાંભલો આકાશ સુધી પહોંચેલો, અને છાપરું તો એક વિશાળ ટોપ જેવું ગયું હતું. જોતજોતામાં તો આખું ઘર સળગી ઊઠયું. મને થયું કે હવે અમારો મક્સીમિચ જીવતો નહીં આવે પાછો."

એ ફરીથી હંમેશની જેમ સ્થિર અને શાંત થઈ ગયો હતો; બચી ગયેલા સામાનને વ્યવસ્થિત ગોઠવી રહ્યો હતો. અક્સીનિયાનો ચહેરો પણ એના જેવો જ કાળોધબ્બ થઈ ગયો હતો, વાળ વિખરાઈ ગયા હતા. ખોખોલે એને કહ્યું:

"તું અહીં રહીને આ વસ્તુઓ પર ધ્યાન રાખ. અમે આગ ઠારવા જઈએ છીએ."

નાળા ઉપર હવામાં કાગળના બળેલા ટુકડા ઊડી રહ્યા; એને જોઈને રોમાસે કહ્યું:

"જો, બધી ચોપડીઓ ઊડે! કેટલી ગમતી હતી બધી મને..."

ગામનાં બીજાં ચાર મકાનને પણ આગ લાગી ચૂકી હતી. હવાનું નામ નહોતું, અને એ તો ખૂબ મોજથી ડાબે, જમણે, રસ્તાની બધી વસ્તુઓને સ્વાહા કરતી ફેલાઈ રહી હતી. જે રીતે વૃક્ષને લતા ચડે, એ રીતે આગની જ્વાળાઓ દિવાલે અને છાપરે વળ ખાતી ચડતી હતી. દિવાલો ઉપર આગની આંગળીઓ એ રીતે ચડતી હતી, જાણે ગુસ્લી વાજાના તાર ઉપર ચડતી ન હોય. ધુમાડાથી ભરેલ હવામાં આગનો ધુધવાટ સંભળાતો હતો, બળતા લાકડાનો તડતડ અવાજ થતો હતો. ધુમાડાનાં વાદળાંઓમાંથી સોનેરી ચિનગારીઓ ગલી અને આંગણામાં વરસી રહી હતી. બેબાકળા લોકો સામાન બચાવવાની ધૂનમાં આમતેમ દોડાદોડી કરતા હતા. બધાંને પોતાનું ઘર ને પોતાનો સામાન બચાવવાની પડી હતી. સેંકડો ગળામાંથી એક જ અવાજ આવતો હતો.

"પાણી!"

પણ પાણી ક્યાં પાસે પડયું હતું? અલબત્ત, થોડેક જ દૂર વોલ્ગા જેવો દરિયો વહેતો હતો. રોમાસે કોઈની ચાળ, કોઈનો કાંઠલો પકડયાં, અને ગામના લોકોને ભેગા કર્યા. એમને બે ટોળામાં વહેંચીને લાકડું તથા ઘાસની દિવાલોવાળાં મકાનો બે બાજુથી તોડવા માટે મોકલ્યા, જેથી આગને બન્ને બાજુએ આગળ વધતી અટકાવી શકાય. લોકો કંઈ વિરોધ વિના એનો આદેશ પાળવા દોડયા. આ રીતે અગ્નિની સામે બુદ્ધિ પૂર્વકનો યોજનાબદ્ધ સંઘર્ષ ચાલુ થઈ ગયો. પણ આ આગ જાણે ગલીનાં બધાં મકાનો હડપી જવા માગતી હતી. પણ લોકો એમાં મન દઈને લાગી જવા તૈયાર ન હતા; એમનામાં આત્મવિશ્વાસનો સર્વથા અભાવ હતો.

મારામાં કોણ જાણે ક્યાંથી જોશ, અને અતુલ શક્તિ આવી ગયાં. ગલીને કિનારે કેટલાક લોકો અલગ ઊભા હતા; એ બધાં ધનિક લોકો હતા; કુઝમીન અને મુખી ખેડૂત પણ એમાં હતા, એ લોકો ત્યાંથી જ બૂમો પાડતા હતા, ઈશારા કરતા હતા, કે પછી લાકડીઓ હલાવતા હતા, પણ જોતા હતા ફક્ત તમાશો! ગરીબ ખેડૂતો ખેતરોમાંથી ઘોડા પર બેસીને મારામાર આવી રહ્યા હતા. સ્ત્રીઓ ચીસો પાડી રહી હતી. બાળકો દોડાદોડી કરતાં હતાં.

એટલામાં વધુ એક બાજુનાં બહારનાં મકાનોમાં આગ ચંપાઈ; પરિણામે ગાય બાંધવાની કોટને તુરત જ તોડી પાડવી પડે તેમ હતી, આ કોટ તો પહેલેથી જ આગની જવાળાઓમાં ચમકતા રેશમી દુપટ્ટામાં ઢંકાઈ ગઈ હતી. ખેડૂતો એને તોડવા માંડયા, પણ એમના પર અંગારા વરસવા માંડયા. તેઓ ઠેકડો મારતાં જ ભાગ્યા, અને ખમીસ પર પડેલા અંગારા ખંખેરવા માંડયા.

ખોખોલે બૂમ પાડી:

"ડરો નહીં, જુવાનો!"

પણ એની વાતની કંઈ અસર ન થઈ. એણે કોઈની ટોપી લઈને મારે માથે ઠાંસી:

"તું પેલી બાજુથી શરૂ કર, હું અહીંથી તોડું છું." મેં એક પછી એક એમ બે થાંભલા તોડી પાડયા. દિવાલ હચમચી; ઉપર ચડી એને માથે હાથ રાખ્યો, ખોખોલ નીચેથી મારા પગ ખેંચવા માંડયો, એટલામાં તો આખી દિવાલ નીચે બેસી ગઈ: ધપ! હુંય એની સાથે નીચે કૂદ્યો. લોકોએ આખી દિવાલ જલદીથી ખસેડીને એક બાજુ કરી દીધી. રોમાસે પૂછ્યું:

"દાઝયો તો નથી ને?"

મારા પ્રત્યેના એના ચિંતાતુર સ્નેહથી મારામાં નવી શક્તિ અને સ્ફૂર્તિ આવી. એક જ અભિલાષા હવે હતી: મારી એ પ્રિય વ્યક્તિ મારા કામનાં

વખાણ કરે. એ જ પ્રેરણાએ હું પાગલની જેમ ફરી કામમાં લાગી ગયો. ધુમાડામાં અમારી ચોપડીઓનાં પાનાં હજીય કબૂતરની જેમ ઊડી રહ્યાં હતાં.

એ રીતે જમણી બાજુ તો આગ કાબૂમાં આવી, પણ ડાબી બાજુની આગની જવાળાઓ આગળ વધી રહી હતી. દસ મકાન બળીને ખાખ થઈ ગયાં હતાં. રોમાસે જમણી બાજુ વધુ લોકોને તૈયાર કર્યા જેથી સર્પ જેવો અગ્નિ ફરી ત્યાં ન ફેલાય. બાકીના લોકોને લઈને એ જોખમના સ્થળે દોડયો. ધનિક ખેડૂતો પાસેથી પસાર થતાં કોઈનું કહેવું મેં સાંભળ્યું: "એણે ખુદ આગ લગાડી છે..."

અને કુઝમીન બોલ્યો: "જઈને એની નહાવાની ઓરડીની તપાસ કરવી જોઈએ." એમના એ શબ્દો મારામાં શૂળની જેમ ભોંકાયા. ઉલ્લાસની ઉત્તેજના ઊઠે, ત્યારે માણસમાં નવી તાકાત આવી જતી હોય છે, મારી પણ એ હાલત હતી. મેં ખૂબ પરિશ્રમ કર્યો... પછી ખબર નથી ક્યારે, મારું શરીર ભાંગી પડયું. શુદ્ધિ આવી ત્યારે ખબર પડી, કે કોઈ ગરમ ચીજને ટેકવીને હું બેઠો છું અને રોમાસ મારા ઉપર પાણી છાંટી રહ્યો હતો. ખેડૂતોનું ટોળું અમને ઘેરીને ઊભું હતું. તેમણે પ્રશંસા કરી:

"છોકરામાં ખૂબ તાકાત છે."

"તકલીફમાં એ પાછી પાની કરતો નથી."

મેં રોમાસના પગ પકડી લીધા અને હું ધ્રૂસકે રડી પડયો. તેણે માથે હાથ ફેરવતાં કહ્યું: "હવે આરામ કર, તેં ખૂબ મહેનત કરી છે."

કુકૂશ્કિન અને બારિનોવ મને પકડીને સૂકાયેલા નાળા પાસે લઈ ગયા. એ બન્ને પગથી માથા સુધી કાળાધબ્બ થઈ ગયા હતા, જાણે રેલ્વે ઍંજિનના મજૂરો! તેમણે મને આશ્વાસન આપ્યું:

"હવે બધું બરાબર છે. આગ ઠરી ગઈ છે."

"બીક લાગી ગઈ તને?"

હું ત્યાં જ પડયો પડયો મારી તબિયત સંભાળવાની કોશિશ કરતો હતો, એટલામાં દશેક ધનિક ખેડૂતો નાળામાંથી નહાવાની અમારી ઓરડી તરફ આવતા દેખાયા. સૌથી આગળ મુખી ખેડૂત હતો. પાછળ ગામના બે સિપાઈઓ રોમાસને પકડીને લાવી રહ્યા હતા. એને માથે ટોપી નહોતી. ભીના ખમીસની એક ચાળ કોઈએ ફાડી નાંખી હતી. એના દાંતમાં પાઈપ હતી. ભ્રમર ખેંચાયેલી હતી, ભૂતપૂર્વ લશ્કરી જવાન કોસ્તિન ડંડો ઘુમાવતો પાગલની જેમ બૂમો પાડતો હતો:

"આનેય આગમાં નાંખી દો! નાસ્તિક ક્યાંનો!"

"નહાવાની ઓરડી ખોલો!"

રોમાસે ગરજીને કહ્યું: "તાળું તોડીને જુઓ, ચાવી તો ખોવાઈ ગઈ છે."

હું ઊઠીને દોડયો, લાકડી લઈને રોમાસની પાસે ખડો થઈ ગયો. બન્ને સિપાઈ પાછળ રહી ગયા. મુખીએ જોરથી ગર્જના કરી:

"ખુદાના બંદાઓ! તાળાને હાથ ન લગાડશો, એ તો ગેરકાનૂની ગણાય."

એનો અવાજ ભયથી કંપતો હતો.

કુઝમીને મારા તરફ ઈશારો કર્યો:

"આ રહ્યો બીજો એક એ કોણ છે?"

રોમાસે મને કહ્યું:

"મક્સીમિચ, તું આવેશમાં ન આવી જતો. આ લોકોના મનમાં એવું છે કે મારો સામાન નહાવાની ઓરડીમાં છુપાવીને પછી દુકાનને મેં જ આગ લગાડી છે."

"તમે બન્નેએ એ કામ કર્યું છે."

"તોડો તાળું."

"ખુદાના બંદાઓ..."

"અમે જવાબ દેશું, તમે નહીં."

"હા, અમે જવાબ દેશું."

રોમાસે ધીમેથી મારા કાનમાં કહ્યું: "મારી પીઠે પીઠ ભરાવીને ઊભો રહે, એટલે પાછળથીય કોઈ ઘા ન કરી શકે..."

એમણે તાળું તોડયું. કેટલાય લોકો એકસાથે નહાવાની ઓરડીમાં ઘૂસ્યા, અને બીજી જ ક્ષણે બહાર નીકળ્યા. આ દરમિયાન મેં મારા હાથની લાકડી રોમાસને પકડાવી દીધી. મેં બીજી લાકડી લઈ લીધી હતી.

"અંદર કંઈ નથી."

"કંઈ નથી અંદર?"

"અરે, બદમાશ છે બન્ને!"

કોઈએ દબાયેલા અવાજે કહ્યું:

"આપણી જ ભૂલ હતી."

તરત જ કેટલાય લોકો એક સાથે ગરજી ઊઠયા:

"એટલે? આપણી કઈ ભૂલ?"

"નાંખી દો એ બન્નેને આગમાં!"

"એ લોકો જ ઝઘડાનું મૂળ છે."

"આવ્યા મોટા સહકારી સમિતિ બનાવવાવાળા!"

"અરે, ચોર લોકો છે—આખી મંડળી!.."

રોમાસે કડકાઈથી કહ્યું:

"ચૂપ! તમે લોકોએ સગી આંખે જોયું કે નહાવાની ઓરડીમાં કંઈ નથી. એથી વધારે કઈ સાબિતી જોઈએ? અમારો બધો માલસામાન બળીને ખાખ થઈ ગયો છે. જે બચ્યું છે એ તમારી સામે છે. અમારો જ સામાન બાળી નાંખવામાં અમને શો લાભ?"

"વીમાની આવક."

અને ફરીથી પેલાં દસ જણાં બૂમો પાડવા માંડયા: "શું જોઈ રહ્યાં છો? અરે બહુ દિવસ આ બધું સહન કર્યું."

મારા પગ ધ્રૂજવા માંડયા; એક ક્ષણ તો આંખોમાં અંધારા આવી ગયાં. લાલ ધુમ્મસની પાછળ બર્બર ચહેરા અમારી સામે હતા—મોંની જગ્યાએ જાણે પશુઓ! મારો ગુસ્સો કાબૂ બહાર જઈ રહ્યો હતો. શું કરું? લાઠીમાર? એ બધાં ચારેબાજુ કૂદતા કૂદતા બૂમો પાડતા હતા:

"જુઓ છો ને, બન્ને લાકડી લઈને આવ્યા છે."

"લાકડી?"

ખોખોલે મને કહ્યું:

"એ લોકો મારી દાઢીનો એકેએક વાળ ઉખેડી નાંખશે. તારી પણ એ જ દુર્ગતિ થશે એનું મને દુ:ખ છે. પણ કાબૂ ન ગુમાવીશ; માથું ઠંડું રાખજે." એનો અવાજ કહી આપતો હતો કે એ હસી રહ્યો છે.

"જુઓ, જુઓ છોકરા પાસે તો કુહાડી પણ છે."

અને ખરેખર, મારી કમરે સુતારનો કુહાડો લટકતો હતો! મને એનો ખ્યાલ નહોતો.

રોમાસે ધીમેથી કહ્યું:

"આ બધાંની હિંમત ટકે તેમ નથી; પણ યાદ રાખજે, જો મારપીટ શરૂ થાય, તો કુહાડીનો ઉપયોગ ન કરતો."

એક ઠીંગણા, લંગડા, અજબ રીતે હસતા ખેડૂતે તીણા અવાજમાં કહ્યું:

"દૂરથી પથ્થરમારો કરો... એમને મજા ચખાડી દો..."

અર્ધી ઈંટનો ટુકડો એણે જોરથી ફેંક્યો—આવીને પડયો સીધા મારા પેટમાં, પણ હું હજી એને જવાબ દઉં, એ પહેલાં તો કુકૂશ્કિન બાજની જેમ એના પર તૂટી પડયો. બન્ને બથ્થંબથ્થી પર આવી ગયા. ત્યાં તો પાનકોવ દોડતો આવ્યો, સાથે હતા બારિનોવ, લુહાર અને ગામના બીજા દસ બાર ખેડૂતો. એ જોઈને કુઝમીને પરાજય સ્વીકારતાં ગંભીરતાથી કહ્યું:

"તમે બહુ શાણા છો, મિખાઈલ અન્તોનોવિચ. તમે સમજો છો: આગ લાગે, એટલે ખેડૂતો પાગલ જેવા બની જાય છે..."

રોમાસે મોંમાં પાઈપ નાંખતાં કહ્યું:

"મક્સીમિચ, ચાલો નદી કિનારે, પીઠામાં ચા પીએ." હાથની લાકડી જમીન પર ટેકવતો, એ ભારે પગલે નાળું ચડવા માંડયો.

કુઝમીન પાછળ પાછળ ચાલ્યો, એને કંઈક વાત છેડવી હતી, પણ રોમાસે પાછળ વળ્યા વિના જ કહ્યું:

"ગધેડા! જા, અહીંથી!"

અમારું ઘર બળીને સોનેરી અંગારાનો ઢગલો બની ગયું હતું. ફક્ત રસોડાનો ચૂલો જેમનો તેમ હતો, અને એની ચીમનીમાંથી આછા ભૂરા રંગનો ધુમાડો ગરમ હવામાં ફેલાતો હતો. ક્યાંક લોઢાના પલંગના લાલ સળિયા, વાંદરાના પગ જેવા દેખાતા હતા. ફાટકના સળગી ગયેલા થાંભલાઓ, અંગારાના એ ખજાનાનું ઊભે પગે જાણે રક્ષણ કરી રહ્યા હતા. એમાંથી એકનું મથાળું તો હજીય સળગી રહ્યું હતું, એના પરથી અગ્નિની ચિનગારીઓ ઊડી રહી હતી. એવુંય લાગતું હતું, જાણે રક્ષકે લાલ ફૂલોની ટોપી પહેરી છે!

ખોખોલે ઠંડો નિસાસો મૂકતાં કહ્યું:

"બધી ચોપડીઓ બળીને ખાખ થઈ ગઈ! ઓહ!"

બાળકો બળતા સામાનના ટુકડાઓને, સુવ્વરનાં બચ્ચાઓની જેમ હાંકતાં, નાળાના કીચડમાં લઈ જઈ રહ્યાં હતાં. સળગતા અંગારા સિસકારતા અને દુર્ગંધ મારતી હવા છોડતા ઠરી જતા. ભૂરી આંખોવાળો, માનવજાતનો પાંચેક વરસનો પ્રતિનિધિ જેવો એક છોકરો કીચડના ગરમ ખાડામાં, તૂટેલી બાલ્ટી લઈને બેઠો હતો, એને લાકડીથી મારવાને લીધે થતો અવાજ એને મન ખૂબ મધુર સંગીત હશે! જેમનાં ઘર બળી ગયો હતાં, તેઓ નાશ જ થઈને જે કંઈ બચ્યું હતું એ ભેગું કરવા આમે તેમ દોડાદોડી કરી રહ્યાં હતાં. સ્ત્રીઓ રડતી, ગાળો દેતી, સળગી ગયેલી ઘરવખરી માટે લડી રહી હતી. બગીચામાં સફરજનનાં વૃક્ષો નિશ્ચલ ખડાં હતાં. ક્યાંક ક્યાંક લીલાં પાંદડાં આગથી ચિમળાઈ ગયાં હતાં. એની વચ્ચે લાલ ફૂળો ખૂબ સુંદર લાગતાં હતાં.

અમે લોકોએ નદીમાં જઈને સ્નાન કર્યું, અને કિનારાના પીઠામાં ચૂપચાપ ચા પીવા માંડયા.

અંતે રોમાસે કહ્યું:

"જે થયું તે—પણ સફરજનના મામલામાં તો પેલા મોટી ફાંદાવાળાઓએ નમતું જોખવું જ પડયું છે..."

ત્યાં પાનકોવ પણ આવ્યો: એ વિચારમાં ગરકાવ હતો—અગાઉ કરતાં વધારે શાંત.

"શું વાત છે, ભાઈ?" ખોખોલે એને પૂછ્યું.

એણે ખભા ઉછાળ્યા:

"મકાનનો તો મેં વીમો ઉતરાવ્યો હતો."

એ પછી બધા મૂંગા થઈ ગયા: જાણે એકબીજાથી અપરિચિત હોય! દરેક માણસ એકબીજાને એ રીતે નીરખી રહ્યો હતો, જાણે મનમાં જ એને માપી રહ્યો હોય.

"મિખાઈલ અન્તોનોવિચ, હવે તમે શું કરશો?"

"મેં કંઈ નક્કી નથી કર્યું."

"આ જગ્યા તો તમારે છોડવી જ પડશે."

"જોઈ લઈશું."

"મેં એક રસ્તો વિચાર્યો છે." પાનકોવે ઉમેર્યું: "ચાલો, મારી સાથે બહાર. આપણે કંઈક વાત કરીએ."

બન્ને ગયા. દરવાજે પાનકોવ અટક્યો, અને મારા તરફ ફરીને કહ્યું:

"તું નાનો છે, પણ તું કાયર નથી. તું અહીં રહેજે—લોકો તારાથી ડરતાં રહેશે." એમના ગયા પછી હુંય ત્યાંથી નીકળ્યો, અને નદીતટનાં વૃક્ષોની છાયામાં જઈને સૂઈ ગયો.

સૂર્ય આથમણે નમી રહ્યો હતો, તોય હજી ગરમી હતી. આ ગામમાં આવ્યા પછીની આખી તવારીખ મારા મનમાંથી પસાર થઈ ગઈ: જાણે નદીના લાંબા પટ પર કોઈએ તેલચિત્ર બનાવ્યું હોય! મારું મન ભારે થઈ ગયું હતું. પણ થોડી વારમાં થાકને લીધે હું નીંદરી ગયો.

નીંદરમાં જ જાણે કોઈએ મને ફરીથી બોલાવ્યો: "ઊઠ!" પણ પછી થયું કે મને જોરથી હચમચાવવામાં અને ખેંચવામાં આવી રહ્યો છે. કાનમાં કોઈએ કહ્યું: "એ! શું થઈ ગયું છે તને? જીવે તો છે ને? ઊઠ, ચાલ અહીંથી!"

આંખો ખોલી, તો બારિનોવ મને હચમચાવીને ઉઠાડી રહ્યો હતો. નદીને સામે કાંઠે ઘાસના મોટાં મેદાન ઉપર ચંદ્રનો ગોળો આકાશમાં લટકી રહ્યો હતો: લાલ, મોટો અને ગાડીના પૈડાં જેવડો.

બારિનોવે કહ્યું: "ઊઠ. ચાલ અહીંથી. ખોખોલ તને ક્યારનોય શોધી રહ્યો છે."

મારી પાછળ આવતાં બારિનોવ બબડતો રહ્યો: "તુંય ખરો છે. મન ફાવે ત્યાં ઊંઘી જવાનું હશે? ધારો કે કોઈ કિનારે કિનારે ચાલતું હોત, તો એના પગની ઠેસથી પથરો તારા પર પડત તો? અથવા કોઈ જાણી જોઈને તારા પર પથ્થર ગબડાવી દેત તો? અહીંનાં માણસોને તું ઓળખતો નથી? અહીંનું લોક ભાઈ, બાર પેઢીએ પણ વેર લે! તેમને એક વેર યાદ રહે, બીજું કંઈ યાદ કરવા જેવું એમને છેય શું?"

વૃક્ષોની વચ્ચે મને કોઈના પગલાં સંભળાયાં, પાંદડાં હલતાં હતાં: એમાંથી મિગુનનો રણકતો અવાજ આવ્યો:

"મળ્યો?"

"હા, મળ્યો—સહી સલામત," બારિનોવે મોટેથી જવાબ દીધો.

થોડી વારે બારિનોવે ઠંડો નિશ્વાસ મૂકતાં કહ્યું: "આજે ફરી છાનોમાનો એ માછલાં પકડવા જશે. મિગુન બિચારો માંડ પેટ ભરે છે..."

રોમાસે મને ખરેખર ધમકાવી નાંખ્યો:

"કેટલો બેદરકાર થઈ ગયો છે તું? માર ખાવાની દાનત છે કે શું?"

બારિનોવ ગયો, એટલે ધીમે ઉદાસ સ્વરે મને કહ્યું: "પાનકોવ કહે છે, કે એ તને એની પાસે રાખશે; એને હવે પોતાની દુકાન ખોલવી છે. પણ હું તને અહીં રહેવાની સલાહ નથી આપતો. મને લાગે વળગે છે ત્યાં સુધી તો, મારો રહ્યો સહ્યો માલ મેં એને વેચી નાંખ્યો છે. હવે હું વ્યાત્કા જઈશ. આ શહેરમાં રહેવાની વ્યવસ્થા થશે, એટલે તને કહેવડાવીશ, તુંય ત્યાં આવી જજે પાકું ને?"

"એ વિશે હું વિચારીશ."

"સારું."

એણે નીચે લંબાવ્યું, એકાદ બે વખત પડખાં બદલ્યાં, અને શાંત પડી રહ્યો. હું બારીએ બેસીને વોલ્ગા નીરખી રહ્યો. પાણીમાં ચાંદનીનું પ્રતિબિંબ આગની જ્વાળાઓની યાદ અપાવતું હતું. નદીમાં કોઈ સ્ટીમર જઈ રહી હતી; પાણીમાં એનાં ભારે પૈડાંનો અવાજ આવતો હતો. એમાં ટાંગેલી ફાનસો અંધારામાં તારાઓ સામે હરિફાઈ કરી રહી હતી. ક્યારેક ક્યારેક તારાઓ એની આડશમાં છુપાઈ જતા હતા.

"ખેડૂતો પર ગુસ્સો આવે છે?" રોમાસે નિદ્રા ભર્યા અવાજે કહ્યું: "પણ ગુસ્સો ન કરીશ. આ લોકો ખરેખર ખરાબ નથી, ફક્ત મૂરખ છે. દ્વેષ એ બુદ્ધિહીનતાનું જ બીજું રૂપ છે..."

પણ એ વાતથી મને આશ્વાસન ક્યાંથી મળે? ગ્રામવાસીઓની પજવણીથી ખરેખર મને અપમાન જેવું લાગ્યું હતું. એમના બર્બર ચહેરા મારી આંખ સામે નાચતા હતા. એમની પાશવી બૂમો મને સંભળાતી હતી:

"દૂરથી પથ્થરો મારો!"

ઘણી એવી વસ્તુઓ હોય છે, જેને ભૂલી જવું જ બહેતર હોય છે, પણ એ હજી મને આવડતું નહોતું. એ સાચું કે આ માણસોમાં કંઈ વધારે પડતાં દ્વેષ કે મલિનતા નહોતાં. કેટલાક તો ખરેખર એવા નહોતા, એનો મને ખુદ અનુભવ હતો. ખરી રીતે તેઓ સારા હૃદયના પશુઓ હતા. વખત આવે ત્યારે

એમના ચહેરા પણ બાળકની જેમ નિર્દોષ હસી પડતા. જ્ઞાન અને આનંદની ખોજ અથવા માનવવીરતા કે સહૃદયતાની વાત સાંભળતાં તેઓ નાનાં છોકરાંની જેમ આનંદવિભોર થઈ જતા. એવા સુખી જીવનની ઇચ્છા એમની અંદર બળવત્તર હતી જેમાં મનુષ્યને ઇચ્છાનુસાર નવનિર્માણ કરવાની પૂરી સ્વતંત્રતા હોય. એમનું અદ્ભુત હૃદય એ બધાં સ્વપ્નાં એને સંભાળીને રાખતું, અને એ એમને સુખી જીવન પ્રત્યે આગળ વધવા પ્રેરણા દેતું હતું.

પણ એ જ લોકો જ્યારે ટોળામાં ભેગાં થતાં, ગામની બેઠકોમાં, નદી તટે કે પીઠામાં, તો એમના એ સદ્ગુણો કોણ જાણે ક્યાં અદૃશ્ય બની જતા. એ વખતે તેઓ પાદરીઓની જેમ દંભ અને કપટના અંચળા ઓઢી લેતા. એ વખતે ગામની સંપત્તિ અને સામર્થ્યવાન વ્યક્તિઓ સામે કૂતરાંની જેમ પૂછડી હલાવવી અને એમને ઇશારા પર નાચવાનું શરૂ કરી દેતા. એ વખતે એમની હાલત જોઈને અંતરમાં ઘૃણા જન્મતી. આ ઉપરાંત એમનામાં ક્યારેક ક્યારેક પશુતા જાગતી; વરૂની જેમ, કે બર્બરોની જેમ એક બીજાને પીંખવા કે ગર્જના કરી ડરાવવા લાગી જતા; નાની નાની વાતોમાં એ વખતે માથાં વાઢવા બેસી જતા. એ વખતે ગિરજાઘરમાં જે માથું ઝૂકાવીને પ્રાર્થના કરી હોય, એ જ માથાનો ભોગ લેતા, તેઓ અચકાતા નહીં. એમાંનાં કેટલાક કવિ હતા, એકએકથી ચડિયાતા વાર્તાકાર હતા; પણ એમની મંડળીમાં એની કદર નહોતી કોઈને. એમના ઉપર આખું ગામ હસતું... ગામમાં તિરસ્કાર અને ઉપેક્ષા એ જ એમનો પુરસ્કાર હતો.

એવા લોકોની વચ્ચે રહેવું મારા માટે અસંભવિત હતું. રોમાસ પાસેથી નીકળતાં, મેં મારી આ કડવાશ એની પાસે ઠાલવી.

એણે ઠપકો આપતાં કહ્યું:

"આવું તારતમ્ય કાઢવામાં તેં ઉતાવળ કરી છે."

"હોઈ શકે—પણ એ મારો દૃઢ વિશ્વાસ હોય તો હું શું કરું?"

"પણ તારું તારતમ્ય જ ખોટું છે—નિરાધાર."

એણે બહુ ધીરજથી મને સમજાવ્યું કે મારી ભૂલ ક્યાં છે. તેણે કહ્યું:

"કોઈની નિંદા કરવી સહેલી છે, એટલે એમાં ઉતાવળ ન કરવી જોઈએ. આંખો મીંચીને ભાવનાઓમાં વહી ન જવું જોઈએ. એક વાતની ગાંઠ બાંધજે: કોઈ વસ્તુ સ્થાયી નથી. સમય આવતાં દરેક વસ્તુ સુધરી શકે છે: એમાં વાર લાગે, પણ એ જ રીતે એમાં સ્થિરતા આવે. એટલે હંમેશાં આંખોનો ઉપયોગ કરો; આપણા હાથથી તપાસો. ડરવાની જરૂર નથી. ઉતાવળ કરીને નિંદા શરૂ ન કરો. અચ્છા, તો આવજે, દોસ્ત! ફરી મળશું."

અમે પંદર વરસ પછી ફરી મળ્યા: સેદલેત્સમાં. એ દરમિયાન 'નરોદ્નોયે

પ્રાવો' નામની સંસ્થામાં કામ કરવા બદલ એને યાકુત્સ્ક પ્રદેશમાં દસ વરસની દેશવટાની સજા થઈ હતી.

એ દરમિયાન ક્રાસ્નોવીદોવોથી નીકળ્યો, ત્યારે મારું મન ખૂબ ભારે થઈ ગયું હતું. હું ગામમાં આમથી તેમ રખડતો રહ્યો: માલિક વગરના કૂતરા જેવો. હું બારિનોવની નહાવાની ઓરડીમાં રહેવા માંડયો. અમે લોકો ગામડાઓમાં નીકળી પડતા, એ ધનાઢય ખેડૂતોને ત્યાં મજૂરી કરીને—ક્યાંક નિંદામણમાં, ક્યાંક બટેટાં કાઢવામાં, ક્યાંક બગીચાઓ સાફ કરવામાં અમારો જીવન નિર્વાહ ચલાવતા હતા.

વરસાદ વરસતી એક રાતે તેણે મને કહ્યું:

"અલેક્સેઈ મક્સીમિચ, એકલ જીવ મારા! કાલે આપણે એક કામ ન કરીએ? ચાલો ને, અહીંથી નીકળી પડીએ સમુદ્ર કિનારે. અહીં છેય શું આપણા જેવા માટે? અહીં કોઈને ગમતાં નથી આપણે, અને ક્યારે આપણો ઘડો લાડવો કરી નાંખે એનુંય ઠેકાણું નથી..."

બારિનોવે અગાઉ પણ એવી દરખાસ્ત મૂકી હતી. એનું મન પણ ઊઠી ગયું હતું. વનમાનુષ જેવા એના લાંબા હાથ બન્ને બાજુ લટકી રહ્યા હતા, અને હતાશ દૃષ્ટિથી ચારેબાજુ જોઈ રહ્યો હતો, જાણે જંગલમાં ખોવાયેલી વ્યક્તિ.

વરસાદના છાંટા બારીના કાચ ઉપર અનવરત પડી રહ્યા હતા. પાણીનો પ્રવાહ ઓરડીના એક ખુણામાંથી ઝડપથી નાળામાં વહી રહ્યો હતો. વીજળીનો પીળો પ્રકાશ આકાશમાં ફેંકાતો હતો.

બારિનોવે શાંત સ્વરે ફરી પૂછ્યું:

"તો પાકું ને? કાલે જ ઉપડીએ આપણે?" અને ઉપડયા અમે તો.

...પાનખર ઋતુની અંધારી રાત. મછવા પર બેસીને અમે વોલ્ગાની છાતી પર વહેવા માંડયા ત્યારે હૃદય અવર્ણનીય આનંદથી ઝૂમી ઊઠયું. હું પાછળના ભાગમાં બેઠો હતો. એક વનમનુષ્ય જેવો લાંબો પહોળો માણસ હલેસાં મારી રહ્યો હતો. એનું માથુંય મોટું હતું. એ હલેસાં મારતો ત્યારે ડેક ઉપર ખૂબ મોટો અવાજ થતો, એનો ભારે ઉંકાર સંભળાતો:

"ઓ... ઉ... પ! ઉ... રૂ... ઓ!"

ઘોર અંધકારમાં નદીને કિનારો ન હોય, ચોતરફ અફાટ કાળું પાણી હોય એવું લાગતું હતું. એ પાણી મછવાની બન્ને બાજુએ ઘસાઈને પાછળ જતું રહેતું હતું. આકાશમાં પાનખરનાં કાળાં વાદળાં છવાયેલાં હતાં. એકેએક ચીજ ઘોર અંધારાની ગર્તામાં સમાઈ ગઈ હતી—બન્ને કિનારા, સંપૂર્ણ ધરતી. ફક્ત ધુમાડો અને પાણી બાકી વધ્યાં હતાં. એ બધુંય ત્વરિત ગતિએ અનંત તરફ

વહી રહ્યું હતું— જ્યાં નહોતો સૂરજ, નહોતો ચંદ્ર કે નહોતા તારા; હતું ફક્ત એક નિ:શબ્દ શૂન્ય.

સામે ઘોર અંધારામાં અમારા મછવાને ખેંચતા જહાજનો છપછપ અવાજ આવતો હતો; જાણે કોઈ અદૃશ્ય શક્તિથી ખેંચાતાં, અમારો મછવો તરફડતો હતો. જહાજની ત્રણ બત્તીઓ—બે પાણીની સપાટી પાસે, અને એક ઊંચે ધ્વજદંડ પર હતી. નજીક દેખાતા બીજા ચાર લૅમ્પ, સોનેરી માછલીની જેમ, ઉપરનાં વાદળાંઓમાં તરતા હતા. એમાંથી એક લૅમ્પ અમારા મછવાના ધ્વજદંડ પર હતો.

મને લાગતું હતું કે કોઈ ઠંડા, તૈલી પરપોટામાં હું પુરાયો છું, પરપોટો ઢોળાવ પર ધીમેધીમે દડી રહ્યો છે, અને એની ગતિ ધીરેધીરે ઘટતી જાય છે; અંતે એ શાંત અને નિશ્ચેત થઈ જશે, ત્યારે જહાજનો પેલો બુદબુદાતો અવાજ અને નદીનાં પાણીમાં ઘૂમતાં એનાં પૈડાં પણ અટકી જશે, સઘળો ધ્વનિ વૃક્ષનાં પાંદડાંની જેમ ખરી પડશે... પછી મૌન અને ચેતનહીન પ્રગાઢ, આલિંગનમાં હું જકડાઈ જઈશ...

એ વખતે ઘેટાંની ચામડીનો જરી પુરાણો કોટ અને રૂંછાળી ટોપી પહેરેલો આ વિશાળકાય નાવિક પણ નિશ્ચેતન, નીરવ બની જશે. એનો ઘોઘરો અવાજ શાંત પડશે:

"ઉર... ઉપ..! ઉર્ર્-આ!"

મેં એને પૂછ્યું: "તમારું નામ શું છે?"

"તારે શું કામ છે?" તેણે રૂક્ષ અવાજે કહ્યું.

એ રીંછ જેવો લાગતો હતો. કઝાનથી ઉપડતાં સાંજના ભળુંભાખળું અજવાળામાં મેં એનો થોબડો જોયો હતો—વાળના ગુચ્છા જેવો, નેત્રહીન, દૃષ્ટિહીન. સુકાનના દાંડા પાસે એ ઊભો હતો. એણે લાકડાના પ્યાલામાં વોદકા રેડી, અને એને પાણીની જેમ ગટગટાવી ગયો. બોટલ પૂરી થઈ, એટલે એણે એક સફરજન ભચડવા માંડ્યું. મછવો જ્યારે આંચકા સાથે ખેંચાવા મંડયો, ત્યારે એણે સુકાનને પકડીને એક વખત સૂરજના લાલ ગોળા સામે જોઈ, ગંભીર અવાજે કહ્યું:

"ભગવાન ભલું કરે!"

અમારા મછવા સાથે બીજા પણ ત્રણ મછવા હતા; એ ચારેયને પેલું જહાજ ખેંચી રહ્યું હતું. આ મછવા નિઝ્ની-નોવગોરોદથી ઉપડી અસ્ત્રાખાન જઈ રહ્યા હતા. એમાં ઈરાન પહોંચાડવાને માલ હતો—લોઢાનાં પાટા, ખાંડની પીપો, અને માલ ભરેલી મોટી મોટી પેટીઓ. બારિનોવે પેટીઓને લાત મારી અને સૂંઘી, અને પછી કહ્યું:

"માનો ન માનો, પણ આમાં બંદૂકો હોય એમ લાગે છે—ઈઝેવ્સ્ક કારખાનામાં બનેલી."

સુકાન ચાલકે એને મુઠ્ઠી મારતા કહ્યું:

"તારે શું?"

"મને વિચાર આવ્યો..."

"થપાટ ખાવી છે તારે?..

અમારી પાસે મુસાફર જહાજમાં બેસવા જેટલા પૈસા નહોતા, તેથી "દયા કરીને" અમને આ મછવામાં બેસાડી લીધા હતા. બીજા લોકો જેટલું જ અમે કામ કરતાં હતાં, તોય તેઓ અમારા પ્રત્યે ભિખારાં જેવું જ વર્તન કરતાં હતાં.

બારિનોવે કહ્યું:

"અને તું 'લોકો, જનતા'ની માળા હજી જપે છે. આ જિંદગી સાવ સીધી સાદી છે. જે જીતે તે માથે ચડે, અને હારે તે માથું નમાવે."

રાતના અંધારામાં બીજા મછવા દેખાતા નહોતા; ફક્ત એના ધ્વજદંડ ઉપરના લૅમ્પ આકાશના વાદળામાં તરતા દેખાતા હતા. ક્યાંકથી તેલ જેવી દુર્ગંધ આવતી હતી.

સુકાનીની ચુપકીદી મને ગમતી નહોતી. ભાડા પેટે મદદ કરવાનું અમને કામ સોંપવામાં આવ્યું હતું; પરિણામે મોંએ તાળું મારીને બેઠેલા આ વનમનુષ્ય સાથે મારે પનારો પડયો હતો. ક્યારેક વળાંક આવે ત્યારે એ કહેતો: "સંભાળજે—ઓ!"

હું કૂદીને સુકાન સંભાળતો!

"બસ," એ બબડતો.

પછી હું ડેક પર જઈને બેસતો; જ્યારે જ્યારે કંઈક વાત કરવા માંડું, ત્યારે એક જ જવાબ મારે માથે એ ઠોકતો:

"તારે શું?"

આ માણસ એવા તે કયા વિચારોમાં ડૂબેલો હશે?

અમે લોકો વોલ્ગા અને કામા નદીઓનો સંગમ પાર કરી રહ્યા હતા. ત્યાં કામાનું પીળું પાણી વોલ્ગાનાં કાળા પાણીમાં ભળે છે. અચાનક એણે ઉત્તર તરફ મોં કરીને ગાળ દીધી:

"નાલાયક, નહીં તો!"

"કોણ?"

પણ એણે ફરીથી મોં વાસી દીધું.

ખૂબ દૂરદૂરથી રાતના ઘોર અંધારામાં કૂતરાના ભૂંકવા અને રડવાનો અવાજ સંભળાતો હતો; એનાથી લાગતું હતું કે હજી જીવનનું સ્પંદન ચાલુ છે, અતલ

અગાઢ અંધકાર એને ગળી ગયો નથી. પણ એ અવાજો બહુ દૂર હતા, જાણે પરલોકથી અનિચ્છાએ આવી રહ્યા હતા.

સુકાની ફરીથી બોલ્યો:

"અહીં બેકાર કૂતરાં છે બધાં!"

"ક્યાં?"

"બધે ઠેકાણે... અમારે ત્યાંના કૂતરાં... હા... સાચાં કૂતરાં લાગે..."

"તમે મૂળ ક્યાં ના?"

"વોલોગ્દા!"

મૌનની પાળ તૂટી ગઈ. એના ભારે શબ્દો એ રીતે બહાર નીકળવા માંડયા—જાણે કોથળો ફાટી ગયો હોય અને ધડધડ કરતાં બટેટાં એમાંથી બહાર નીકળવા માંડયા હોય. તેણે પૂછ્યું:

"તારી સાથે છે એ પેલો તારો શું થાય? કાકો? મને તો એ મહામૂર્ખ લાગ્યો. મારો કાકો તો વળી એક નંબરનો લુચ્ચો છે. પૈસાય એની પાસે ખૂટે નહીં એટલા સિમ્બીર્સ્કમાં એની માલિકીનો નદી ઘાટ અને એને કિનારે એક પીઠું છે."

એના મોંમાંથી ધીમે ધીમે શબ્દો નીકળી રહ્યા હતા: જાણે બોલવામાં એને તકલીફ પડતી હતી. થોડી વાર એ ચૂપ થઈ ગયો, અને ધ્વજદંડે ટીંગાળેલી ફાનસને ટીકીટીકીને જોવા માંડયો—અંધારાના જળમાં સોનેરી કરોળિયાની જેમ એ લટકી રહી હતી. સુકાનીની આંખો મને દેખાતી નહોતી... એ ફરીથી બોલ્યો:

"જરા સંભાળીને... તને વાંચતા આવડે છે?.. તું મને એક વાત કહે ને—કાયદા કોણ ઘડે છે?"

જવાબની રાહ જોયા વિના એ બબડવા માંડયો: "લોકો તો જાતજાતની વાતો કરે છે. કોઈ કહે ઝાર, કોઈ કહે મેટ્રોપોલિટન, અને કોઈ કહે સેનેટ કાયદા ઘડે છે! મને જો કોઈ સાચું સમજાવે ને, તો મારે જઈને એ કાયદા ઘડવાવાળાઓને કહેવું છે કે એવા કાયદા ઘડો કે કોઈને કોઈ મારી ન શકે, આંગળીય અડીડી ન શકે. કાયદા તો લોઢા જેવા હોવા જોઈએ, તાળા ચાવીની જેમ મજબૂત બંધ કરી શકાય એવા! પછી તમે મારો જવાબ માગી શકો. પણ અત્યારના કાયદા પ્રમાણે તો હાલત એવી છે કે મારા કામનો જવાબ પણ હું માંગી નથી શકતો!"

જાણે એ બધું સ્વગત બોલતો હતો. ધીમે ધીમે એનો અવાજ ઊંડો ઊતરતો ગયો. અને વિચારો અસંબદ્ધ બનતા ગયા. સુકાનની દાંડી પર એ અવારનવાર મુઠ્ઠીઓ મારતો રહ્યો.

જહાજમાંથી કોઈએ બૂમ પાડીને કંઈ કહ્યું. એ પૃષ્ઠભૂમિમાં એ માણસનો તીણો અવાજ, પેલા કૂતરાઓના ભસવા જેવો જ અસંગત લાગ્યો; જોકે કૂતરાઓનું ભસવું અતલ અંધકારમાં હવે વિલીન થઈ ગયું હતું. જહાજની ફાનસોનું ચીકાણું પીળું પ્રતિબિંબ કાળાં પાણી ઉપર પડી રહ્યું હતું, ઘનઘોર અંધારાને વીંધવામાં નિષ્ફળ થઈને એ નદીમાં ડૂબી જતું હતું. ઉપર ધુમાડા જેવા કાળાં વાદળાં લટકતાં હતાં, જાણે કાદવ-કીચડનું સરોવર ન હોય. અતલ અંધારાના શૂન્યમાં અમે વધુ ને વધુ ઊંડે ડૂબ્યે જતા હતા.

સુકાની ફરીથી બબડયો:

"મારી આ શું હાલત થઈ ગઈ છે? કાળજું કોરાઈ રહ્યું છે..."

હુંય સાવ વિરક્ત થઈ ગયો હતો— ઠંડી કંટાળાભરી ઉદાસી. મારે બસ લાંબા થઈને ઘોરવું હતું.

મેઘાચ્છાદિત આકાશમાં વાદળાઓમાં અટવાતું અજવાળું ફેલાવા માંડયું— નિર્જીવ અશક્ત ચેતનહીન પ્રભાત. પાણીનો રંગ સીસા જેવો ભૂખરો થવા માંડયો, નદીનો કિનારો દેખાયો—બેય બાજું પીળાં વૃક્ષોની હાર, કાળા ઊંચા પાઈન વૃક્ષો, અને ડાળીઓ કાટ લાગેલા લોઢા જેવી. થોડે દૂર ગામડાનાં ઘર દેખાયાં. કિનારે એક ખેડૂત ઊભો હતો—પથ્થરમાં કોતર્યો હોય તેમ. એક મોટું ટિટોડી પાંખો ફફડાવતું, હવાને ચીરતું ઉપર ઊડયું.

મારી અને સુકાનીની ડયૂટી પૂરી થઈ હતી. હું ટાર્પોલીનના તંબુ નીચે જઈને ઊંઘી ગયો. અને ઝોકુંય હજી આવ્યું નહીં હોય ત્યાં કોઈના જોર શોરના બૂમ બરાડા અને પગલાંના ભારે અવાજથી મારી નીંદર ઊડી ગઈ. ત્રણ ખલાસીઓ કૅબીનની દિવાલ પાસે ઊભા ઊભા સુકાનીને કંઈ કહેવાનો પ્રયત્ન કરી રહ્યા હતા:

"મૂકને લપ, પિત્રુખા!"

"ભગવાનની ઈચ્છા હશે તો એ વાતેય પૂરી થશે."

"તુંયે શું એકનું એક નાળું પકડીને બેઠો છે?"

બેય હાથ છાતી પર રાખી, ખભાની માંસપેશીઓમાં આંગળીઓ ભરાવી ડેક પરના કોઈ પોટલાં પર એક પગ રાખી એ સુકાની ચૂપચાપ ઊભો હતો; ત્રણેય સાથીદારો તરફ જોતો ભારે અવાજમાં એ કહેતો હતો:

"મને છોડો, મને એ પાપમાંથી ઉગરવા દો."

એનું માથું અને પગ ઉઘાડાં હતાં. પહેર્યાં હતાં માત્ર પાટલૂન અને ખમીસ. ધોળા અક્કડ માથા ઉપર વાળ વિખરાઈ ગયા હતા. વચ્ચેથી લાલ ઝીણી આંખો દેખાતી હતી—વ્યથિત અને આજીજી કરતી.

ખલાસીઓએ કહ્યું: "તું ડૂબી જઈશ."

"હું? ના, નહીં ડૂબું. જવા દો મને, નહીં તો સિમ્બીર્સ્કમાં મારે હાથે એનું ખૂન થઈ જશે..."

"છોડને લપ!"

"ભાઈ, મારી વાત માનો, સમજો..."

એ ઘૂંટણભેર બેસી ગયો અને કૅબીનની દિવાલને ટેકે એણે હાથ ફેલાવ્યા. ક્રૉસ પર ચઢાવેલા માણસ જેવો એ લાગતો હતો. એણે ફરીથી કહ્યું: "ભાઈ, મને જવા દો, નહીં તો હું જરૂર કંઈ પાપ કરી બેસીશ."

એના અવાજમાં વિલક્ષણ ઊંડાણ હતું. એની વિનંતીમાં હૃદયસ્પર્શી પોકાર હતો. એના ફેલાયેલા હાથ હલેસાં જેમ લાંબા હતા. સામે ધરી રાખેલી હથેળીઓ ધ્રૂજતી હતી. દાઢીના વિખરાયેલા વાળથી છવાયેલો એનો રીંછ જેવો ચહેરો કંપી રહ્યો હતો. છછુંદર જેવી એની ઝીણી આંખો ખાડામાંથી બહાર નીકળવા માંગતી હતી. એવું લાગતું હતું જાણે કોઈ અદૃશ્ય હાથ એનું ગળું દબાવીને એનો ખાતમો કરવા પ્રયત્નશીલ હતો. ખલાસીઓ ધીમેથી આઘા થયા. એ લથડતો ઊભો થયો અને હાથમાં પોતાનું પોટલું ઉપાડતા બોલ્યો: "આભાર!"

ડેક પરથી આશ્ચર્યજનક સ્ફૂર્તિથી એ પાણીમાં કૂદ્યો—હુંયે દોડતો મછવાને કિનારે પહોંચ્યો: પિત્રુખા પાણીની સપાટી એ પાછો આવી ગયો હતો. પોટલું એણે હેટની જેમ માથે બાંધી લીધું અને પાણી કાપતો કિનારા તરફ સીધો આગળ વધ્યો. કિનારાનાં વૃક્ષો હવામાં એ રીતે ઝૂલી રહ્યાં હતાં, જાણે એના સ્વાગત માટે આતુર હોય. વૃક્ષોનાં પીળાં પાંદડા પાણીમાં ખરી રહ્યાં હતાં.

ખલાસીઓએ કહ્યું: "છેવટે એણે પોતાના ઉપર કાબૂ મેળવી લીધો."

મેં પૂછ્યું:

"એ ગાંડો થઈ ગયો છે?"

"ગાંડો? ના! ના! એ પાપમાંથી ઊગરવા મથી રહ્યો છે!"

એટલામા પિત્રુખા કિનારાનાં છીછરાં પાણી સુધી પહોંચી ગયો હતો. છાતી સમાણાં પાણીમાં ઊભો રહી પોટલું બતાવી એણે ઇશારો કર્યો.

ખલાસીઓએ બૂમ પાડી: "આવજે!"

કોઈએ કહ્યું:

"પાસપોર્ટ તો છે નહીં બિચારા પાસે—શું કરશે એ?"

લાલ વાળ અને વાંકાંચૂંકા પગવાળો એક ખલાસી મને રસપૂર્વક એની વાત કહેવા લાગ્યો:

"સિમ્બીર્સ્કમાં એના એક કાકા છે. એણે પિત્રુખાની બધી મિલકત હાથ કરી લીધી છે. એટલે એણે એનો ખાતમો કરવાનું નક્કી કર્યું હતું. એ પાપથી

બચવા એ અત્યારે ભાગી છૂટયો છે. એ માણસ ઉપરથી જંગલી પશુ જેવો લાગે છે; પણ એનું હૈયું મીણબત્તીથીયે મુલાયમ છે. બહુ ઈમાનદાર માણસ છે..."

આ દરમિયાન એ ઈમાનદાર માણસ કિનારાની રેતી પાર કરતો દેખાતો હતો; જોતજોતામાં વૃક્ષોની પાછળ એ અદૃશ્ય થઈ ગયો.

અમારા મછવાના ખલાસીઓ આનંદી હતા. મારી જેમ એ લોકો પણ વોલ્ગા નદીના ગામડાઓમાં રહેતા હતા. તેથી સાંજ પડતાં સુધીમાં તો હું બધાંની સાથે હળીમળી ગયો. પણ બીજે દિવસે જોયું તો એ લોકો મને રુક્ષ શંકાશીલ દૃષ્ટિએ જોઈ રહ્યા હતા. તરત જ હું સમજી ગયો કે એ બારિનોવનું કરતૂત હશે. એની લૂલી લગામ નહીં હોય અને પોતાની નિરાળી કલ્પનાઓ પ્રમાણે કોઈ તરંગી વાત એમને સંભળાવી હશે. મેં પૂછ્યું:

"તારાથી બકવાસ કર્યા વિના રહેવાયું નહીં?"

એ માથું ખંજવાળવા માંડયો; અને મુંઝાઈ ગયેલી સ્ત્રી જેવી આંખો કરી હસતાં હસતાં બોલ્યો:

"ના, એ તો જરા..."

"મેં તને કહ્યું તો હતું કે મછવા પર મોં સીવી રાખજે તારું!"

"હું તો ચૂપ જ હતો... પણ ખૂબ મજાની વાર્તા છે. બધાંને ગંજીપત્તા રમવાનું મન થયું હતું પણ એ સુકાની લઈ ગયો. એટલે બધાં હાથ જોડી બેઠા હતા ને એમને એમ કંટાળી ગયા હતા. પછી મેં વાર્તા શરૂ કરી..."

થોડીક એની પૂછપરછ કરી, એટલે ખબર પડી કે ગામની પેલી આગની ઘટનાને કેંદ્રમાં રાખી, એણે એક સનસનાટીભરી વાર્તા બનાવી કાઢી હતી જેમાં મેં અને ખોખોલે કોઈ પ્રાચીન વીર વાઈકીંગ જેમ કુહાડીઓ લઈને એકલે હાથે આખા ગામના લોકોને લડાઈમાં હરાવ્યા હતા!..

બારિનોવને વઢવાથી કે એના પર ગુસ્સે થવાથી એ કંઈ વળવાનું નહોતું. એને મન સત્યનું અસ્તિત્વ વાસ્તવિક દુનિયાથી અલગ જ હતું. મને યાદ છે કે અમે જ્યારે મજૂરીની શોધમાં પેલા ગામડાઓમાં રઝળી રહ્યા હતા ત્યારે એક દિવસ એક સુકાયેલા નાળાને કિનારે થાક ઉતારવા બેઠા, ત્યારે બારિનોવે સ્નેહ નીતરતા અવાજે દૃઢ વિશ્વાસથી મને કહ્યું હતું:

"સત્ય તો એ જ છે જેને માણસ પોતાના હૃદયનો સંતોષ આપવા સ્વીકાર કરે! સામે જો, નાળાને કિનારે ઘેટાં ચરે છે, સાથે એનો ભરવાડ અને કૂતરો છે. હવે, એ ત્રણેયનો અર્થ શું છે? એ દૃશ્યથી મને કે તને મનને આનંદ થાય, એવું કંઈ દેખાય છે ખરું? ના, દોસ્ત મારા, વસ્તુઓ હોય એવી, એ જ રીતે જોવાથી કંઈ જ ફાયદો નથી, એને ઊંડાણથી જોવી જોઈએ. ખરાબ

લોકો તો છે જ. પણ સારા?.. ક્યાં છે સારા લોકો? સારા લોકો તો હજી હવે આપણે દીવો લઈને શોધવા જવા પડે એમ છે! સમજ્યો?"

અમે સિમ્બીર્સ્ક પહોંચ્યા એટલે નાવિકોએ રુક્ષ અવાજે અમને મછવામાંથી ઊતરી જવા કહ્યું:

"તમારા જેવા માણસોની અમારે જરૂર નથી."

તેમણે અમને કિનારે પહોંચાડી દીધા. ત્યાં બેઠાં બેઠાં અમે કપડાં સૂકવ્યાં. બન્નેના ખિસ્સામાં કુલ મળીને સાડત્રીસ કોપેક હતા.

અમે લોકોએ પીઠામાં જઈને ચા પીધી. મેં પૂછ્યું:

"હવે? હવે આપણે શું કરશું?"

"'શું કરશું' શું? જતાં હતાં એમ જશું." બારિનોવે વિશ્વાસપૂર્વક કહ્યું.

અમે લોકો ટિકિટ વગર એક મુસાફર-જહાજમાં ચડી ગયા ને એમને એમ સામારા પહોંચ્યા. સામારામાં એક મછવામાં અમને કામે રાખી લીધા એટલે સાત દિવસમાં તો અમે કાસ્પિયન સમુદ્રને કિનારે પહોંચી ગયા. રસ્તામાં કોઈ ખાસ ઘટના બની નહીં. ત્યાં કાબનકુલ-બાઈ નામની કાલ્મીક માછીમારોની નાની વસ્તીમાં અમારા કામકાજનું કંઈક ઠેકાણું પડ્યું.

૧૯૨૩

## વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટીપ્પણો તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

'રાદુગા' પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)